# "વીર ગૈયા"

યાને

# "બહાદુર બંગાળી"

(સાપ્તાહિક મુંબઈ સમાચારમાં પ્રગટ થએલી ઐતિહાસિક નવલકથા)

લેખક અને પ્રકાશક

કવિ રામચંદ્ર ગણપતરામ દવે

ઠે. લક્ષ્મીનારાયણ મંદિર, થાણા.

મુદ્રક: હરીદાસ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ, ૧૮૨, બજારગેટ, કોટ, મુંબઈ.



પ્રથમાવૃત્તિ સંવત (૧૯૮૦) જ્યેષ્ઠ શુક્લ પંચમી.

# "બહાદુર બંગાળી" વસ્તુકથા આલેખનની ઉત્પત્તિ અને મારૂં નમ્ર નિવેદન.

કોઇએ કહ્યું છે કેઃ—

"ચલનો ભલો ન કોસકો દુહિતા ભલી ન એક
મંગનો ભલો ન બાપસે જો પ્રભુ રાખે ટેક"

**એક ઘડી અને ગૃહત્યાગ**

આ દુનિયાના ગરીબ કે તવંગર મનુષ્યો કુદરતના કાળ ચકરાવે ચઢી તાપ છાંયડીના—જીવનની દરેક પળે અનુભવો કરે છે. સૂર્યનો પ્રખર તાપ સંધ્યાના રંગબેરંગી કિરણોનો જતાં જતાંયે આછો આછો પ્રકાશ ફેલાવી અસ્તાચળે ઉતરે છે. એવીજ એક સંધ્યા હતી એમ હજુયે મને યાદ છે. વિદ્યુતના ચમકારાં સમી—જીવનમાં ઘડીભરને માટે રોશની પ્રગટાવી એક વખતની સોનેરી ઘડીઓ ક્ષણીક વારમાં ક્યાંક ગયબ થઇ ગઇ, અને કુદરતના કારમા સંજોગો વચ્ચે જીવન નૌકા ભરસાગરમાં ઝોકાં ખાવા લાગી. પ્રકાશનો ક્યાંય છાયો નો'તો અંધકારના ભયાનક વાદળોમાં ઘસડાવવાનું નિર્માણ થએલું છે એમ ભાસ્યું. વસમી વિદાયની પળો હતી. જુવાનીના જોશથી જગતની દરેક આફતોને પહોંચી વળવા હિંમત બીડી હતી. કોઇક અગમ્ય હેતુઓની સિદ્ધિ અર્થે.

પ્રિય પાઠકો—આ નમ્ર નિવેદન લખવાની મને ખાસ ફરજ પડી છે. અને લખવું એ પણ મને વ્યાજબી લાગ્યું છે. એટલા માટે કે ઘણાને એ વાંચ્યા પછી ઇશ્વરની અદ્ભુત કરામતની ખાત્રી તે સાથે પુરૂષાર્થ માટે સહાનુભુતિ પ્રાપ્ત થશે.

વ્હાલાઓનો વિયોગ ન્હાતો સાલતો. ન્હોતી માયા કે વૈભવ વિલાસોની વાંચ્છના, જતાં જતાં અને વિદાય થતાં એકજ પ્રેમ યાદ રહેતો હતો અને તે—સુખ કે દુઃખમાં સાથ દેનારી સદાની સંતાનોની—નિઃસ્વાર્થી માતાનો ———

હૈયાને પાષાણ બનાવ્યું, માતાની આશિષ લીધી—બીજાંઓને તો ઓછીજ આપણી સ્પૃહા કે સંબંધની સુરખીયે હોય છે? એટલે માતાની આજ્ઞા મળતાં એકજ ઘડીયે—ગૃહત્યાગ કર્યો. પણ તે શા કારણે?—

**સંસારની જવાળા—**



હિંદુ સંસારના કુટુંબ કલેશ અને વ્યવહારીક તોફાનોએ હૃદયમાં તુમુલયુધ્ધ પેદા થયું હતું. વડીલો—આપખુદીના અવતાર સમી—તાનેરાઓની આછી આછીયે સ્વતંત્રતા ઝુંટવી લેવાની આકાંક્ષા સેવતા—ખાઇને ખોદનારાઓ અને નસીબ સંજોગેજ પાંચ પૈસા મેળવનારાઓની અવગણવા લાયક સલાહોથી અન્ય મુરબ્બીઓ આડે દોરવાતા ચાલ્યા. જીવન વિકસાવવાની તલમાત્ર જગાએ ન આપવાની તેઓએ પ્રતિજ્ઞા કરેલી—સુશિક્ષિત સંતાનોના સંસારમાં ઝેર રેડવાનાં ભલાં કામો આજના સુધરેલા વડીલો પણ કયાં ઓછા કરે છે? પણ તેઓને સુધરેલા કહે છે જ કોણ? સુધરેલા તરીકેનો અને વિસમી સદીના જ્ઞાન વિજ્ઞાનને પ્રાપ્ત કરવાનો તેમનો માત્ર તે બાહ્યાચારજ છે કે બીજું કાંઇ?

જીવનને ઝેર કરવાની પ્રતિજ્ઞા તો તેઓએ વર્ષો પુર્વે કરેલી એ પ્રતિજ્ઞા લગ્ન જેવા બંધનથી બાલ્યવયમાંજ પુર્ણ કરી અને જીવનની જ્યોત ઉપર અંધકારનો પડદો ધીમે ધીમે છવાતો ગયો. જીવનસંધ્યાની શરૂઆત થઇ.

સંસ્કારવિહિન સગાંઓનાં શંભુમેળાઓ વચ્ચે સંસાર–બાલ્યસંસારની શરૂઆત થએલી જ્ઞાન, અક્કલ, અનુભવ, અને ઉચ્ચ શ્રેણીના શિક્ષણનો તો તે સમયે ભંડાર ઓછોજ ભરેલો હોય છે ને ?

જગતની મહામાયાઓના અનેક બંધનો વચ્ચે જીવન ઝડપાયું. સંસારના વ્યવહાર ધારા ધોરણ અને ન્યાત જાતનાં બંધન ત્યારેજ લાગુ પડ્યાને ?

૨૦–૨૧ ની સાલ દેશી જ્ઞાન પ્રાપ્ત કરવાની અને રાષ્ટ્રીય શાળા સ્થાપન કરવાની ચળવળો. મહાત્માજીની અસહકારની પ્રવૃત્તિઓ–રેંટીયા અને ખાદીને ફેલાવવાનું જ્ઞાન–આ બધું તે વખતે વિશેષ મળવા લાગ્યું.

બહુજ થોડા વર્ષોમાં અભ્યાસની પુર્ણાહુતિનો ભાસ થયો, અભ્યાસની આછી આછીયે ઘેલછા રેંટીયા કાંતવામાં વીલાંયતી કપડાંઓ ઉધરાવવામાં સમાપ્ત પામી અને વિશાળ કુટુંબમાંના વડવાઓમાં શિક્ષણ અપાવવાનો મતભેદ ઉભો થયો, આર્થીક મંદી, દ્રવ્યની મુશ્કેલીઓ વચ્ચે, અભ્યાસ છોડવો પડયો, શાળા પડતી મુકાઇ, ત્યાં લગી મારા વડીલ બંધુએ ખર્ચો ચુકાવ્યો. તેમની પોતાની નોકરીનાં નાણાં–વર્ષોની મહેનતનું મૂલ્ય કુટુંબ ખાતરજ ફના કર્યું.

—ચાલો ધંધે લાગી ગયા–કિસ્મતની કરામત વચ્ચે અને પ્રારબ્ધ યોગે લેખક–કવી તરીકેની ભાવનાઓ હૃદયમાં જાગ્રત થઇ સંગીતનો ગજબનાક શોખ તો ગુજરાતી બીજી ચોપડીના અભ્યાસ સમયથી લાગ્યો હતો. અને રાષ્ટ્રીયશાળા તરફથી અમદાવાદની મહાસભા ( કોંગ્રેસ ) માં ગાવા જવા ભજનો અને ગીતો ગવડાવવા આમંત્રણ થએલું અને હું મિત્રોની મંડળી સાથે ગએલો.

તેમ છતાંએ–રૂ, અળશી, ઘઉં શેર, સોનું સર્વે બજારોના અનુભવો કર્યા અને કેટલીક ઓફીસોમાં સર્વીસો કરી પરંતુ જન્મ ભાવના કે પુર્વ સંસ્કાર ઓછાજ ભુંસાય છે ? વિધિના લેખ ટાળેલા કયાં ટળ્યા છે ?

લેખક અને કવિ તરીકેનાં કાર્યો તો ઘેર કે ઓફીસમાં બજારમાં કે ગાડીમાં જ્યાં ત્યાં કરતાંજ રહ્યા અને લખતા ગયા તે વખતે આજથી લગભગ બાર વર્ષ પહેલા હીંદી ફિલ્મ ઉદ્યોગમાંયે માથુ માર્યું અને અનુભવો કર્યા.

જગતજનો તેમાંયે ખાસ કરી હિંદના હિંદુ–(ગુજરાતી મનુષ્યો તરફથી નિંદ્ય પામેલી એવી નાટક–સીનેમાની પ્રવૃત્તીઓના સ્વીકારે કુટુંબીક જનોના ખોફને તેમના દોષારોપણોને શીરોધાર્ય કરવાની જરૂર પડી. છુટકોજ કયાં હતો ? જેમને સનાન કે સુતક ન હોય તેવાઓ પણ ઇર્ષ્યા કહો, અને દ્વેષને અંગે–યાતો અભીમાન અને મદમદાંધ બની–અમને મ... મારી પ્રવૃત્તીઓને અવગણવા લાગ્યા અને હજુયે કયાં તેમનાં કારસ્થાનો ઓછાંજ... કલાના અને સાહીત્યના પૂજારીઓને એવી નાંદાની દરકાર તો ઓછીજ...

એક બાજુએ કલાની ભાવનાઓ જન્મથી જન્મ પામેલી... મારામાં ન્હોતું અને એ સાગરમાં મેં પુરૂષાર્થ ખાતર ...

કુટુંબીજનોનાયે આપ્ત મિત્ર મંડળોના કેટકેટલાયે દોષારોપણોને શીરે ચઢાવીને.

પણ એ પુરૂષાર્થમાં થોડોક વિજય સાંપડયો નવલકથાઓ રચાણી મુંબાઇની ફીલ્મ કંપનીઓએ એ નવલકથાઓને દ્રશ્યરૂપે પડદા ઉપર રજુ કરી આ જોતાં કેટલાંક ગૃહસ્થો મારા પ્રત્યે માયાળુ બન્યા–મારા અંગતમિત્રો તો મારા પુરૂષાર્થને સમજતા હતા જાણતા હતા જોતા હતા અને સમજતાયે કયાં ન્હોતા ? એટલે તેઓએ તો સહાનુભુતિ દર્શાવી.

બીજી તરફ સંસારની મતી ભયાનક ઘટમાળ રંગ બેરંગી ચિત્રદર્શન કરાવતી હતી. જીવનની મીઠાશ ઉડી ગયા પછીનો સંસારનો જવાળામુખી ફાટયો હતો શું કરવું તેની સમજ પડતી ન્હોતી તે વખતે એક ચાર લીટી લખેલી હતી જે મને હજુયે યાદ છે તેજ

દોહરો.

અણછાજતા વિવાહ કરી માબાપ આનંદ માનતા
જોડી કજોડી જોડીને કર્તવ્યથી પરવારતા
રે ફર્જ ભુલી આપની નાં. બાળહિત વિચારતા
સંસારના આમર મહી સંતાનને સપડાવતા.

આ બંધને ભવિષ્યની જીવનદોરીનો માર્ગ પણ સંકુચીત બનાવી દીધો, તેટલુંજ નહિ પણ એ જીવનમાં વડીલોએ બન્યું તેટલુ ઝેર રેડયું. રેડવાના પ્રયાસોમાં કચાશેય ન રાખી અને ગૃહ ત્યાગ કરવાનો એકજ ઘડીયે નિશ્ચય કર્યો અને કુટુંબીઓથી દુર થયા.

પણ તેથી કોઇ હિંદુ સંસારને જાંણનારા અને ખાસ કરીને હિંદુઓ ઓછાજ આવી પ્રવૃત્તિઓને તાજ્ય ગણે છે ! તેમ તેઓને વધુ લાભ થયા. એક મનુષ્યની વધુ ઉન્નતી ન જોઇ શકનારા પડતીને જોવા આતુર રહે છે. અને મારા કમનસીબે બન્યું પણ તેમજ અને એક એવી ઘડીએ કુદરત અમારા ઉપર રૂઠી અને પતિ પત્નીએ જુદા પડવાને કેટલાક કારણસર નિશ્ચય કર્યો. અને થોડા સમયને માટે કુટુંબીજનોનો ત્યાગ કરી અન્ય કાર્યો માટે મેં પણ પુરૂષાર્થ અથવા ભુજબળની ભાગ્ય પરિક્ષા અજમાવવાનો વિચાર કરી ચાણાને છેલ્લી સલામ કરી.

લેખનકળા ઉપર જીવન નિર્વાહનો આધાર હતો. કળાની કદર ખાતર રાજવીઓના રાજદ્વારે જવું યોગ્ય ધાર્યું પરંતુ આજના રાજાઓનાં રાજા ભોજકે રાજા વિક્રમ જેવા પર દુઃખ ભંજન અને કદરદાન રાજવી કેટલા ? આજના રાજવીઓ માટે મેં મારી 'રામપ્યારી' નામની મેવાડની ઐતિહાસિક કથા (કે જે મુંબઇ સમાચારના અઠવાડીકમાં પ્રગટ થાય છે) માં સારી રીતે ઉલ્લેખ કર્યો છે. એટલે આ નિવેદનમાં વધુ લખવું યોગ્ય નથી છતા ગુજરાતે અને કાઠીયાવાડના એક બે રાજવીઓએ રંગ રાખ્યો હતો. "વાંસદા" 'ધરમપુર" "અજાણા" 'ભાવનગર" વીગેરેએ મારા સાહીત્યની કદર કરી હતી. ઉદયપુરના મહારાણાએ તો હદજ કરી હતી એ મેવાડની ભૂમી પરમપુનિત ભૂમિ એજ મેવાડનો મહાન ઐશ્વર્યવાન કળાપ્રેમી અને રાજ્ય ધર્મધુરંધર ધીર વીર રાજવીઓનું અમરસ્થાન અમર રહેલી તેમની યશગાથાઓ, આ બધું ત્યાં અત્યારે તો અદ્રશ્ય થએલું નિહાળ્યું. કળાપ્રેમીઓ અને પુજારીઓના સ્વાગતની નિશાનીયે ફરકાવનાર કોઇ નથી આજની રાજ્ય પ્રણાલિકાઓ અને રાજાઓ આંગ્લ પ્રકૃતિની રહેણી કરણી અને વિચારોના ધરનારા નીવડયા ત્યાં પૂર્વજોની ગુણગ્રાહીતા તેઓમાં કયાંથી

સંભવે ? એટલે કદરને નામે આજે મોટું ૦ મુકાયું છે કળાની કદરદાની કરનારા કદરદાનો કૈલાશમાંજ વસેલા જણાય છે ને ?

ગુજરાત અને કાઠીયાવાડ, મેવાડ અને મારવાડની મુસાફરીએ પુરૂષાર્થની વધુ કસોટી થતી હોય એમ જણાયું. અને પુનઃ મુંબાઇ સ્થિર થવું એવો વિચાર કર્યો.

મુંબાઇ આવતાં મિત્રોએ અને મેં કિસ્મતના સંયોગે કલકત્તાની મુસાફરી કરવા અને પરદેશની કુંપનીઓમાં કામ કરી નામ અને દામ મેળવવા રાહ બતાવ્યો-યોજ્યો-"શ્રી"ના સાધન વિનાયે કલકત્તા જેવી લાંબી મુસાફરી અને અજાણ્યા પ્રદેશમાં જઇ સાહસ ખેડવા હૈયે હિંમત બીડી. શુભેચ્છક અને સદાયે સુખદુઃખમાં સાથે રહેનારા મિત્રોએ મારા આ ઉત્સાહને વધાવી લીધો અમે તેટલા દૂર ગમે તેવા અજાણ્યા સ્થંળોમાં અને ગમે તેવી વ્યકિત પાસે પહોંચીને પણ કાર્ય કરવાની મારી શક્તિ અને નિખાલસતા સાહસ અને પુરૂષાર્થ જોઇ કલકત્તાની મુસાફરી કરવા મેં કમર કસી હતી મુંબાઇની ફીલ્મ કંપનીઓનો મને અનુભવ હતો. એટલે કલકત્તાની કંપનીઓમાં કામ કરવાની મહેચ્છાએ મેં આ સાહસ ખેડવા મનસુબો કર્યો હતો અને મિત્રોની રેલ્વે ખર્ચની મદદથી કલેજાંના કટકા કરે તેવી કારમી કલકત્તાની મુસાફરી કરવા એક કાળી રાત્રીએ મુંબાઇ છોડયું.

માત્ર દશ દિવસના અનુભવેજ ત્યાંની સર્વ પરિસ્થિતિ જોઇ લીધી અને મને સમજાયું કે મુંબાઇ અને કલકત્તાની કંપનીઓમાં બહુ ફેર નથી એ આથીંક મંદીના અંગે કહો કે મારા કિસ્મતની કમનસીબીથી, પરંતુ મને મારા કાર્યમાં સફળતા ન સાંપડી. મુંબાઇ છોડયે માત્ર દસજ દિવસ વીત્યા અને જીવન નિર્વાહની ચીંતા શીર પર ખડી થઇ ગઇ. બારસો માઇલ દૂરના પ્રદેશમાં અને બંગાળીઓની વસ્તીમાં શું કરવું તે ન સમજાયું એટલે—

સંગીતનો કોન્સર્ટ કરવાની ઇચ્છાય ત્યાંના વેપારી વર્ગમાંના અગ્રગણ્ય અને સમાજ સેવક ગણાતા એક ગુર્જર બંધુને મળ્યો અને તેઓએ તેને અનુમોદન આપી-અને અન્ય વ્યાપારી ગૃહસ્થો પાસે જવું યોગ્ય ધારી મારી સાથે ચાલ્યા. તેમની પાસે ગયા. મધ્યમ વર્ગ પાસે પણ ગયા. છેવટે નોકરીયાત વર્ગને પણ તપાસી જોયો. અંતમાં એ સમજાયું અને જણાયું કેઃ—

ગુજરાત છોડી બંગાળમાં જઇને વસેલા ગુજરાતીઓ ગુજરાતી તરીકેનો ધર્મ અને ફર્જને પણ ભુલી જઇ બંગાળી જેવાજ બની ગયા છે સવારના સાતથી રાતના અગીઆર વાગ્યાં સુધીનો તેમનો જીવનક્રમ અનેક જંજાળો અને નોકરીના કાર્યો પાછળ ફના થાય છે. તેમને બીજી કોઇ જાતની સ્પૃહાજ ન્હોતી સાહિત્ય પ્રત્યે તો કલકત્તામાં વસ્તી ગુર્જર પ્રજામાંની સેંકડે ૮૦ ટકા વસ્તી અણગમો દાખવે છે. જેમને સાહિત્ય કે સંગીત શું છે એ જાણવાનીયે ભાગ્યેજ દરકાર કે કલ્પના કરે છે-યા હોય છે.

ગુજરાત કે કાઠીયાવાડને આંગણે ગએલો અતિથી જરૂર સન્માન પામે, પછી ગુજરાત કે કાઠીયાવાડની ગમે તેવી પરિસ્થિતી હો. પણ તેજ ગુર્જરાતીઓ બંગાળમાં જઇ વસ્યા પછી ખાસ બંગાળી જેવાજ બાળુ બની ગયા છે. એમ કહેવામાં અતિશ્યોકિત નથી.

મુંબાઇના મિત્રોને વધુ વિમાસણમાં મુકવાનું મને વ્યાજબી ન લાગ્યું. અને આરબ્ધ પર વિશ્વાસ મુકી નાવ, હાંકયે રાખ્યું પરંતુ-જેનું કોઇ નથી તેનું એક પરમાત્મા છે, અને તે પ્રમાણે—

## જુના મિત્રો નવા લિબાસમાં—

અચાનક ભેગા થઇ ગયા. ઘાટકોપર ખાતે "પૃથ્વીરાજ અને ચંદબારોટ" તેમજ મારો લખેલો અન્ય પ્રયોગ—ધી ઘાટકોપર યંગમેન એસોસીએશનના લાભાર્થે ભજવ્યો ત્યારે તે એસોસીએશનના પ્રમુખ શ્રીયુત સવાયલાલ કેશવલાલ શાહ સાથે મિત્રતા બંધાણી અને એ કાર્યદ્વારા અમો ગાઢ પરિચયમાં આવ્યા અને તે પછી ભાઇશ્રી સવાયલાલ બેરીસ્ટરનો અભ્યાસ કરવા પરદેશ સિધાવ્યા, અને અમો વિખુટા પડયા.

કુદરતની અજબ કળાથી અમો સાત સાત વર્ષના ગાળા પછી એકાએક કલકત્તામાં ભેગા થઇ ગયા. સાધન સંપન્ન અને પુર્વ જન્મના સંસ્કાર યોગે પ્રારબ્ધશાળી અને મિત્ર ગુણસંપન્ન એ મિત્રે પરદેશમાં અમો અચાનક મળતાં, પોતાનો મિત્ર ધર્મ અત્યંત ઉદારતાથી બજાવ્યો, આશ્વાસનથી એ મિત્રે મારા હૃદયને શાંત કર્યું. અને આવતી આફતોની સ્હામે ઘણી હિંમત આપી. તે સાથે મારા લાયકની તમામ સગવડો ખાતર એ પ્રેમી મિત્રે પોતાથી બનતું કર્યું. જો હું ચાહત તો તેજ પળે મુંબઇ સુખેથી આવી શકત. અને તે માટે મને સગવડો પણ મળી—અને ભાઇ શ્રી સવાયલાલે પણ મારૂં સ્થાન મુંબઇમાં છે, તે વસ્તુસ્થિતિ સમજાવી.

ધનીક માતા પિતાના પુત્ર હોવા છતાં જે મિત્રે પરદેશમાં નિરાભિમાને મારા પ્રત્યે આટલી મમતા—લાગણી—અને પ્રેમ બતાવ્યો તેમની સલાહ અવમાન્ય કરવાની મારામાં શક્તિ ન્હોતી. છતાંયે એકજ ધ્યેય ખાતર મેં મારો તેમની સલાહ પ્રત્યે વિરોધ દાખવ્યો અને કલકત્તા કોઇ પણ પ્રકારે નહિં છોડી શકવાની મારી અશક્તિ જાહેર કરી એ અશક્તિ અને આકર્ષણો શાનાં હતાં? કલકત્તાનું સેવન મને વધુ પ્રિય લાગ્યું. એ માયા શાની હતી?

## બંગ સાહિત્ય અને દિવ્ય સંગીત.

જે સમયે ભાઇ શ્રી સવાયલાલ સાથે મારો મેળાપ થયો તેજ વખતે લગભગ તેનાથી બે ત્રણ દિવસ અગાઉનીજ વાત છે. કલકત્તાની મુસાફરી પહેલાં હું મને કાંઇક સંગીતમાં જાણકાર ગણતો અને સાહિત્ય અને સંગીત પ્રત્યે પ્રેમ પણ વિશેષ હતો એટલે એવી વસ્તુ પ્રત્યે હું વધુ આકર્ષાઉં એ પણ દિવા જેટલું ચોખ્ખું હતું. એટલે કે એવીજ એક મધુર રાત્રી હતી હું પેલા ગુર્જર બંધુ કે જેઓએ મારી દુઃખદ સ્થિતિમાં ભાગ લઇ સ્હાયતા કરેલી અને જેઓનું લાડકું નામ "માસ્તર" હતું તેઓની સ્હામે એક અપ-ટુ-ડેટ રેસ્ટોરન્ટ આવેલું હતું. અને ત્યાંથી દિવ્ય સંગીત સંભળાવવા લાગ્યું. રાતના સાડાદશનો સુમાર હતો. અને માર્કોની રેકોર્ડ રેડીઓ ઉપર વાગતી હતી જો કે હતું એ બંગાળી સંગીત. છતાં મારા હૃદયમાં તેની બહુજ ભારે અસર થઇ અને તેના પ્રત્યે હું વધુ આકર્ષાયો તેજ સમયે એક બીજી રેકોર્ડ પણ સાંભળી જે હિંદુસ્તાની હતી ખરેખર મને તે સંગીત દિવ્ય જ્યોતવાળુ જણાયુ તેના ગાનારા ગવૈયાઓ પ્રત્યે પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ.

પુનઃ એ બંગ સંગીત સાંભળવાની મારી ઉત્કંઠા હું રોકી શકયો નહિ મહેરબાન માસ્તર સાહેબની રજા લીધી અને તે રેસ્ટોરન્ટમાં જઇ પહોંચ્યો. આશાયેશ લીધી. અને રેસ્ટોરન્ટના માલીક શ્રી પ્રભાશંકર લાલજીને એ રેકોર્ડ પુનઃ સાંભળવાની મારી ઇચ્છા મેં જાહેર કરી. મારી એ વિનંતિ તેમણે માન્ય રાખી અને મારા હૃદયનું સમાધાન કર્યું.

### પ્રેમનો પુનર્જન્મ

આ અરસામાં મુંબઇ જવાની વાતો ભાઇ શ્રી સવાયલાલ સાથે નક્કિ થએલી પણ તે પહેલાં તો આ મધુર સંગીતે મારૂં અભિમાન તોડી મોહીની લગાડી હતી, એ દિવ્ય સંગીતમાં હું નૈપુણ્યતા કયારે પ્રાપ્ત કરૂં તેની તમન્ના જાગૃત થઇ હતી ત્યાં મુંબઇ આવવું તો કયાંથીજ રૂચે? બીજા દિવસના પ્રભાતે મારે એ રેસ્ટોરન્ટના ભલા માલીક એક વખતની બાદશાહીઓને ભોગવનારા ભુજબળથી અત્યારે પણ આગળ વધેલા અને દર્પ, આયાઃ સૌજન્યતા ધરાવતા શ્રીયુત પ્રભાશંકરભાઇ સાથે વધુ પીછાણ થઇ. તેઓ એક અચ્છા સંગીતપ્રેમી અને સંગીતને જાણનારા સાહિત્યપ્રેમી પણ છે. હું ગુજરાતી હોવા છતાં, જે બંગાળી સંગીતને નહિં સમજનાર તેની બંગાળી સંગીત સાંભળવાની ઉત્કંઠા જોતાં તેમને આશ્ચર્ય થયું અને તેથી તેઓએ મારી સાથે વાતચીતનો પ્રસંગ ઉપસ્થિત કરતાં મેં મારી સર્વ હકીકત નિવેદન કરી બંગાળી સાહિત્ય અને સંગીત વિષે મેં ઘણું સાંભળેલું બંગાળી સાહિત્ય ઉપરથી ઘણાયે ગુર્જર લેખકોએ ગુજરાતી ગદ્યમાં અનુવાદ કરી પુસ્તકરૂપે પ્રગટ કરેલ છે. પણ સંગીત પ્રેમી તો નહી જોએલા, તે કલકત્તામાં નિહાળ્યા. બંગાળી સંગીતે મને એટલી મોહિની લગાડી કે જેનું વર્ણન કરવા મારી પાસે શબ્દો નથી. બંગાળી સાહિત્ય અને સંગીતને મારા જીવનમાં ઉતારવા મેં મારા શરીરનો ભોગ આપવાનો નિશ્ચય કર્યો, આથી ગ્રહત્યાગ કરવાનું કારણ વધુ મજબુત બન્યું, સગાં સહોદર છોડયાં, મુંબાઇના મિત્રોને મેં આ હકીકત અને મને લાગેલી બંગાળી સંગીતની લગની જાહેર કરી. મુંબાઇના મારા મિત્રોની અત્રે જરા પીછાણ આપવી વધુ યોગ્ય થઇ પડશે. અમારી આ મિત્ર મંડળી–રામ–લક્ષ્મણ અને ભરતની જોડી હતી અને તેમાં એક વધુ મિત્રનો ઉમેરો થયો. જેઓ એક બેરીસ્ટર છે, તેમણે મારા આ ઉત્સાહમાં અનુમોદન આપ્યું, મારી હકીકતે તે ગ્રહસ્થનું હૃદય પીગળ્યું, અને કલકત્તાની પ્રથમ મુસાફરી સમયથીજ અને તે પહેલાં એટલે કે ગ્રહત્યાગ પછી તરતજ–આ ત્રણે મિત્રોએ મને અથાગ સ્હાયતા દીધી–આ ત્રણે મિત્રોમાંના એક ભાઇશ્રી મોતિલાલ લક્ષ્મીદાસ અતિત, બીજા શ્રી. કાન્તિલાલ બાપુલાલ શાહ અને ત્રીજા શ્રીયુત નટવરલાલ નગીનદાસ બી. એ. એલ. એલ. બી. વકીલ હતા. ભાઇ મોતિલાલ અને કાન્તિલાલ–મારા સહાધ્યાયી હતા, અમો બાળપણના લંગોટીયા મિત્રો હતા, સુખ અને દુઃખમાં સાથ આપે તેજ મિત્ર, તેજ પ્રમાણેનો અમારો મિત્ર તરીકેનો સાચો સંબંધ–દૈવી સંબંધ ચાલ્યો આવતો હતો, અને તેમાં ભાઇ શ્રી નટવરલાલ વકીલનો સાથ મળ્યો. તેઓ ત્રણે મિત્રોએ મને સ્હાયતા કરેલી અને મારૂં કલકત્તા પ્રસ્થાન થએલું. આ મારા મિત્રોને મેં મારા હૃદયનું દુઃખ જાહેર કરી બંગ સંગીતની કલાને પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા જાહેર કરી અને તે તેમણે સ્વીકારી દરેક મહિને મને રૂા. ૩૦) મોકલવા અને તે પ્રમાણે અભ્યાસ કરવા પણ સુચન કર્યું. એ ત્રણે મિત્રોનો મારાપર અથાગ વિશ્વાસ હતો, અને એ વિશ્વાસને મુકવામાં, અને સત્ય તરીકે તેને વળગી રહી મેં જે વફાદારી બતાવી છે, એ અભિમાન મારા માટે મને પુરતું છે, તેમજ તેમને પણ સંતોષ છે, બડાબાબુ ઉર્ફે શ્રીયુત પ્રભાશંકરભાઇને મેં મુંબઇના મિત્રોનો પત્ર જે સ્હાયતા વિષેનો આવેલો તે બતાવ્યો અને સંગીતના અભ્યાસની મારી ઇચ્છા પ્રદર્શીત કરી. મારી આ [illegible] સાંભળતાં તેઓ ઘણા ખુશી [illegible] હતો, બડાબાબુએ તે [illegible]

કર્યું" અને મને આશ્રય આપ્યો. પરંતુ દૈવ સંયોગાનુસાર મારા મિત્રો અત્યંત મુશ્કેલીમાં આવી પડયા અને મને પુનઃ મુંબઇ ચાલી આવવા આજ્ઞા કરી.

મારા જીવન ધ્યેયને પહોંચી વળવા ત્યાં ભગીરથ પુરૂષાર્થ કરવા મેં નિશ્ચય કર્યો, ભાઇશ્રી સવાયલાલે મને મુંબઇ જવા કહેલું—હું પુનઃ તેમની પાસે ગયો, અને તેમની મદદે મુંબઇની મુસાફરીએ ચાલ્યો પણ મારા હૃદયમાં દર્દ હતું. એ કાતિલ દર્દ મારા હૃદયના ટુકડા કરતું હતું. મેં વસમી વિદાય લીધી—જ્યારે મેં મારી સંગીતની ઇચ્છા અને અભ્યાસની વાત બડાબાબુ સન્મુખ રજુ કરેલી, તે વખતે અભ્યાસ કોની પાસે કરવો તે વાત વીચારવામાં આવી અને બંગાળના અંધ. ગવૈયા શ્રીયુત ક્રિષ્ણચન્દ્ર ડે પાસે તેમજ બનારસના પ્રખ્યાત ગવૈયા શ્રીયુત છન્નુજી મિશ્ર પાસે જવું નક્કિ કરેલું હતું. મેં તેઓની શોધ કરી પણ તેઓ મને ન મળ્યા. આ અરસામા મારા આશ્રયદાતા બડાં બાબુએ મને એક ગૃહસ્થની મુલાકાત કરાવી આપી. અને તેમણે મારી તે પછીની કલકત્તાની કારમી કથામાં મુખ્ય ભાગ ભજવ્યો. તેમણે અને બડા બાબુએ મળી મારા એ પુરૂષાર્થને સફળ બનાવવા સાથ દીધો. આશ્રય દીધો. તે ગૃહસ્થ બીજા કોઇ નહિં, પણ કલકત્તા-રંગુન રાઇસ મરચન્ટ એસોસીએશનના સેક્રેટરી શ્રીયુત નટવરલાલ છોટાલાલ જાની હતાં. તેઓ આ ગવૈયાઓને મેળવી આપી મને માર્ગ ઉપર લાવ્યા. અને મેં એ બંન્ને ગુરૂઓની મુલાકાત લઇ—મને અભ્યાસ કરાવવા વિનંતિ કરેલી. પણ સર્વ બાજી બગડી ગઇ હતી. મુંબઇની મદદ અણધારી અટકી ગઇ હતી અને મારે મુંબઇનાં માર્ગે બહુજ દુઃખી દિલે પાછા ફરવાનો સમય આવ્યો. પણ હૃદયે સાફ ના પાડી. અભ્યાસ થાય તેટલા પુરતુંજ દ્રવ્ય પ્રાપ્ત કરી લેવા મેં આસપાસનાં નગરોમાં મુસાફરી કરવા વિચાર કર્યો અને હું પ્રથમ ખડગપુર આવ્યો. છેલ્લે જ્યારે કલકત્તા છોડયું તે સમયે ભાઇશ્રી નટવરલાલભાઇ (કલકત્તાવાળા) સાથે તો મારે ગાઢ પરિચય બંધાઇ ગયો હતો તેઓ મારા અંતરનું દુઃખ—સંગીતની લાલસા અને સ્થિતિથીયે વાકેફ હતા અને તેથી મેં ઘણી વખત ઉચ્ચારેલ. મારી નિબંળતાને અંગેના શબ્દો માટે તેઓએ મને કહેલું કે.—

"કવિ! જે મનુષ્ય આત્મહત્યા કરી કબરમાં સુવે છે તે કબર ઉપર લ્યાનત વરસાવવી જોઇએ. તે કબર ઉપર ગુલાબના પુષ્પો ન શોભે. તે કબર ઉપર બુલબુલ બેસી ગાન કરે તો તેને પણ પત્થર મારી ઉરાડી દેવું જોઇએ."

આ શબ્દો કોઇ માસિકના અંદર આવેલા લેખમાંના હતા. જે મને કલકત્તાના સ્ટેશન ઉપર યાદ દેવડાવ્યા અને હિંમત આપી. અને તેજ હિંમતે મેં અન્ય શહેરોની મુસાફરી કરી. અસ્તુ.

ખડગપુરના રહીશો-તેમાંયે ગુજરાતીઓ માટે શું લખું? જ્યારે હું ત્રીજી વખત મુંબઇથી સાધન સંપન્ન સાથે કલકત્તા અભ્યાસ માટે ગયો અને તે વખતે કલકત્તામાં મને કેટલાક ગુજરાતી બંધુઓ મળેલા અને તેમણે કહ્યું.

"કેમ કવિરાજ? તમે તો અમારી ઉપર છાપામાં લખવાના હતાને?"

પણ હું મૌન રહ્યો હતો. ખડગપુર શહેરમાં ગુજરાતીઓ તરફથી મને જે સુખને બદલે દુઃખ મળ્યું. તે વર્ણવી શકાય તેમ નથી કેટલાક ગૃહસ્થોએ મારા માર્ગ આડે કંટક મુકયા. મારી નિરાધાર દશાને અંગે તેઓ મને પાગલ સમજી વારંવાર મને સતાવતા અને જે મંદિરમાં મેં આશ્રય લીધેલો તે મંદિરમાંથી મારી દરેક વસ્તુઓની ચોરી કરાવી–યા લુંટાવી દેવામાં તેમણે ભાગ ભજવ્યો હતો. એમ હજુએ મને સંપૂર્ણ તેઓ ઉપર શક છે અને છેલ્લે છેલ્લે મારી પાસે માત્ર એક પ્યાલો, છત્રી, અને પહેરેલું ધોતીયું રહ્યું ત્યારે મારા ઉપરોક્ત તેઓ ઉપરના દોષારોપણને અંગે મને મારી નાંખવાની પણ તૈયાર થયા હતા. એક અજાણ્યા નિરાધાર, અને પરદેશમાં આવેલા મનુષ્ય પ્રત્યે ગુજરાતી બની ગુજરાતી બંધુ પ્રત્યે આવું અમાનુષિક વર્તન કરનારા એવા ગુર્જર બંધુઓ માટે મને દુઃખ થયું. તેમને માટે હું શું લખું ? માત્ર ત્યાં ત્રણ ગૃહસ્થોએ મને મદદ કરી. તેમાં એક મુસ્લીમ ગૃહસ્થ હતા, જેઓએ મારા સંગીતને સાંભળી–ખુસાલી દર્શાવી એક માસ જેટલું ખર્ચ આપેલું હતું. અને તેમના જ એક નોકર–જે આપણા ગુજરાતી બંધુ હતા તેમણે પણ તેમના શેઠને સમજાવવા સારી મહેનત લીધી હતી.

તે પછી બે માસ મેં ખડગપુર–તાતાનગર, રાયપુર, ચક્રધરપુર ઇત્યાદિ નગરોમાં પરિભ્રમણ કર્યું. પણ મારી આશા તો અપૂર્ણજ રહી, અને મારી તમન્ના અધુરી રહી, મારા દિલમાં ન સમજી શકાય તેવું ભયંકર દુઃખ થયું. આ સમયે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી "વીર પુરૂષો" નામનું એક પુસ્તક બહાર પડેલું અને તેમાં સાધારણ સત્ય ઇતિહાસ શ્રી. સિતારામરાયનો દર્શાવવામાં આવેલો. એ પણ મેં વાંચેલો, ઇતિહાસ અને આ વસ્તુ–વાર્તા વિષે આટલો ઉલ્લેખ કરી વસ્તુકથા આલેખનની ઉત્પતિનો ઇતિહાસ પુર્ણ કરૂં છું. અસ્તુઃ—

બીજી વખત મુંબાઇ આવ્યા પછીયે મેં ત્રીજી વાર કલકત્તાની મુસાફરી અભ્યાસ માટેજ કરી. અને વળી વધુ ત્રણ માસ ગુરૂજીઓ પાસેથી જ્ઞાન લીધું; પણ અંતે તો તે અભ્યાસ અધુરોજ રહ્યો. અભ્યાસ કરવાનો મારી જીંદગીનો સમય તો કયારનોયે પસાર થઇ ગયો હતો, લગ્ન જેવાં બંધનથી જીવન જકડાયું હોય અને પરતંત્ર બન્યું હોય ત્યાં પછી સ્વતંત્રતા અને વિદ્યાનો મેળ કયાંથી ખાય ?

ઇશ્વર એ અભ્યાસમાં નૈપૂણ્યતા અપાવે એવી અત્યારે પણ મારી નિત્યની પ્રાર્થના છે.

અંતમાં મુંબાઇના મિત્રો અને કલકત્તાના મિત્રોનો હું આભારી છું તેટલોજ ઋણી મારા વડીલ બંધુનો છું. પ્રભુ તેમનું રૂણ ફેડવાની મને શકિત આપે.

વધુમાં એક વસ્તુ આલેખવાની રહી જાય છે.

હિંદુ કે મુસલમાન, ખ્રિસ્તી કે યહુદી, પારસી યા ખોજા કોઇ પણ કોમના પ્રત્યે જરાયે મતભેદ ન ધરાવનારા મારા માયાળુ અને ઉદાર દિલના શેઠ, શ્રીમાન હાજી [illegible] કે જેમણે મારા સંગીતના અભ્યાસને માટે પણ સારી મદદ આપી હતી.

તેમના તરફથી મદદ મળે છે એ માટે હું તેમનો અત્યંત આભારી છું. આ પુસ્તક પ્રકાશન માટે તેમણે મારા માટે જે તકલીફ લીધી છે એ માટે ફરી એકવાર અહેશાન માનું છું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે મને ભાઇશ્રી હરિલાલભાઇ કે જેઓ, હરિહર પ્રેસના માલીક છે તેમણે જે સગવડતાઓ કરી આપી છે, અને પ્રુફ રીડીંગમાં પણ તેમણે જે તકલીફ લીધી છે એ માટે એમનો પણ આભાર માનું છું.

આ પુસ્તકની પ્રસ્તાવના વિષે બીજું ઘણુંયે લખવાનું રહે છે, હું કોઇ મહાન સાક્ષર નથી. વસ્તુકથા આલેખવાની મારી યથાશક્તિનો મેં ઉપયોગ કર્યો છે. બાકી હું તો એક અજ્ઞાન સાધારણ મનુષ્ય છુ. અને એટલેજ વાંચકો જે કાંઇ ભુલચુક હોય. તો તે સુધારી વાંચી લેવા અને મને ક્ષમા આપવા મહેરબાની કરશે, એવી આશા છે. જો કે આ પ્રસ્તાવના લખવાના સમયે મારી માંદગી મને મુંઝવણમાં નાંખે છે અને કાંઇ રહી જતું હોય તો તે માટે પણ કહી શકતો નથી. છતાં વાંચકો દરગુજર કરે."

તા. ૧૪-૬-૩૪.

લી૦ પ્રજાનો સેવક,

કવિ રામચંદ્ર ગણપતરામ દવે.



શ્રી ૧।

" હરી ૐ તત્સત "

# ઉ........પ........હા........ર

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, ઔદાર્યવાન, સાહિત્યપ્રિય, વિદ્યાગુણ સંપન્ન, વિભૂષણ સંગીત કળાપ્રેમી, ન્યાયી ધર્મિ અને ઉદારાત્મા નેક નામદાર મહારાજા સાહેબ શ્રી—

સંસ્થાન—વાંસદા.

કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબની સેવામાં—આપ નામદારશ્રીની સાહિત્ય પ્રિયતા અને સંગીતકળા પ્રત્યેની વિશેશ ભાવના કદર અને કળામય જીવન-ની અસ્ખલિત ધારા, આપના નામને—આપના રાજ્યને—અને ભૂમિને—સુવર્ણ-મય કિર્તિકુમારી વરમાળ અર્પણ કરે છે. આપનું જીવન ધન્ય છે. આપની પ્રજા આપનો નિતિ પુરઃસરનો રાજ્યઅમલ જોઇ આપને વંદનીય વિજેતા લેખે છે. અને તેથીજ આપ સમા સાહિત્ય વિશારદ મહારાજા સાહેબને હું આ પુસ્તક સપ્રેમ—સવિનય—સાદર—સમર્પણ કરૂં છું.

લી. આપનો સદાનો વિશ્વાસુ.

કવિ રામચંદ્ર ગણપતરામ દવે,

લક્ષ્મીનારાયણ મંદિર.

થાણા—જી. આઇ. પી. રેલ્વે.

# વીર શૈયા.

## યાને

# બહાદૂર બંગાળી.

## પ્રકરણ ૧ લું.

### દિલ્હી દરબાર.

દ્વેષબુધ્ધી ઉત્પન્ન થવી તેજ મનુષ્યનું દુર્ભાગ્ય છે. ઇર્ષ્યાગ્નીનો જ્વાળામુખી એક વેળા અંતરમાં ફેલાતાં મનુષ્ય-મનુષ્ય મટી માનવ સંહારનો-તરસ્યો બની જાય છે, દયા, માયા, મમતા કે સૌજન્યતાનો તેના હ્રદયમાંથી સર્વથા અલોપ થઇ જઇ, માત્ર તે એક શયતાન નરપશુ બની જાય છે, તે ઇર્ષ્યા, દ્વેષ અને રાક્ષસી મહત્વાકાંક્ષાને દીલમાં ધારણ કરનાર પાશ્વીક વર્તન કરે તેમાં શું આશ્ચર્ય ?

હીંદના ઇતીહાસ જોશો તો ઉપરોક્ત લખાણના ઘણાં દ્રષ્ટાંતો મળી રહે છે. હીંદુઓમાં શું કે મુસ્લીમ રાજકર્તાઓમાં આ દ્વેષાગ્નીનો જ્વાળામુખી એટલી સીમા પર્યંતનો ફેલાયેલો દેખાય છે કે જે આવી નીચ પ્રવૃતીઓને પોષવાથી દીલમાં ધારણ કરવાથી સગાભાઇઓ, પીતા, પુત્રો, બંધુ ભગીનીઓ અને ખાસ અંત્તરના સગાંઓ પણ આપસ આપસમાં વીખુટા પડી ગયાં છે, એટલુંજ નહી પણ તેઓ અંતમાં માનવરકતનાં તરસ્યાં બની જાય છે.

હીંદની અધોગતી થઇ હોય તો તે કુસંપના પ્રાધાન્ય કારણેજ. ભારતભુમીના વીર સંતાનો પરાક્રમી, શૌર્યવાન વીર્યવાન અને અડગ ટેકી હતા, પરંતુ તે વીરાત્માઓએ તેમના સાહસને, બળને, શકતીને, નીષ્ફળ જેવા સંગ્રામો ખેલવા પાછળ ફના કરી હતી. ન્હાનામાં ન્હાના રાજસ્થાનોમાં પણ આ કુસંપના બીજ રોપાયાં હતા તેનું સાચુ દ્રષ્ટાંત આપણે આ બંગાળના મહારથીની એક સત્ય ઘટનાથી જોઇ શકીશું. અસ્તુઃ-

હીંદનું પાયતખ્ત દીલ્હી શહેર આજના પ્રભાતે કંઇ નવાજ રંગરાગોથી દ્રષ્ટીગોચર થતું હતું. દીલ્હી શહેરની પ્રજામાં આજે અનેરો આનંદ છવાયો હતો સવીતાનારાયણની અદભુત શકતીનો પ્રતાપ ભુમંડળમાં પ્રસરાતા નરનારીઓ પોતપોતાના ગૃહો ને મકાનોને ફુલોના હાર અને આસોપાલવનાં તોરણથી શણગારી રહ્યા હતા. શું ? આજે દીપોત્સવી મહોત્સવ હતો ? નહી. પરંતુ દીપોત્સવી મહોત્સવની અજબ રોશની આનંદ અને આનંદની છાયા દ્રશ્યમાન થતી હતી. આજે દીલ્હી સમ્રાટ શાહ ફરૂખશીરનો જન્મ દીવસ હતો. દીલ્હી સમ્રાટ ની સાર્વભૌમ સતાનો સ્વીકાર કરનાર અન્ય માંડલીક નરેશો પણ આ સમ્રાટના જન્મદીન મહોત્સવના શુભ કાર્યમાં ભાગ લેવા શાહી મહેમાન તરીકે

સારા અને સુંદર સ્થાનોમાં, દીલ્હીમાં પધારેલા શાહી રાજવીઓ પોતપોતાની છાવણીઓ નાખી પડયા હતા. તેમની સાથે તેમની યોગ્યતાના પ્રમાણમાં સાથે આવેલા અન્ય સરદારોનું નીવાસસ્થાન પ્રતી નજર કરતાં એક પરાં માફક જણાતું હતું. પોતાના માલની ખપતી કરવા, અને આવેલા શાહી પરોણાઓને, દીલ્હીની સુંદર વસ્તુઓથી મોહીત કરવા વ્યાપારીઓ દુકાનો માંડી અડો જમાવી બેઠા હતા. જાણે કે નવી દીલ્હીની સ્થાપના.

સુમારે દશ વાગ્યાના સુમારે 'શાહી રાજ દરબાર' ભરવાનો હતો. દીલ્હીના ભવ્ય, દરબારનું વર્ણન મનુષ્યની કલ્પનાને પણ થંભાવી દે તેવું અજબ મોહક ભવનનું અવર્ણનીય હતું. ઇરાન પ્રદેશના કીંમતી રંગબેરંગી વીવીધ પ્રકારના ગાલીચાઓ જમીન ઉપર બીછાવી દેવામાં આવ્યા હતા. પધારેલા શાહી પરોણાઓ માટે તેમની યોગ્યતા પ્રમાણે પ્રથમથીજ દરબારમાં તેમનાં આસનો ગોઠવાઇ ગએલા હતા. તે સ્હામે એક ઉંચું હીરાજડીત અને રત્નોથી દીવ્ય પ્રકાશમાન રાજ્ય સીંહાસન હતું. પ્રખ્યાત શીલ્પકારોની હીંદની કળા આબાદ તરી આવતી નજરે પડતી હતી. દરબારના મુખ્ય સ્થાનમાં પુરાતન મ્હેલોની સુંદર કારીગીરી અને બુધ્ધીમતાનું પ્રદર્શન થતું હતું.

અલ્પ સમયમાંજ દરબારનો સમય થતાં સર્વ શાહી મ્હેમાનો એક પછી એક પ્રવેશ કરવા લાગ્યા. તેમાંનો ખાસ તરીકે, બંગાળનો નવાબ મુર્શીદીકુલીખાં નાટોર રાજ્યાધીપતી રાજા રઘુનંદન અને તેનો ભાઇ રાજા રામજીવન મહંમદપુર નગરનો સ્વતંત્ર અને દીલ્હી સમ્રાટનો સાચો દોસ્ત ક્ષત્રીપણાનું સત્યનીષ્ઠાનું ઉગ્ર જ્વલંત અભીમાન ધરાવનાર અને પોતાનાજ આત્મબળથી મહાન વીજયી બનેલો શ્રી સીતારામરાય ઇત્યાદી રાજવીઓ તરી આવતા હતા. શાહ ફરૂખશીર પણ દીલ્હીના કીંમતી તખ્તને શીરોધાર્ય કરી સીંહાસનારૂઢ થયો. અને એક વેળા જય ગર્જના બોલાવ્યા પછી આજના દરબારમાંના શાહી મ્હેમાનોને પોતાની સુંદર સંગીત અને નૃત્યની કળાથી મોહીત કરી નાંખવા આવેલી નાઝનીનોએ પોતાનું નૃત્ય શરૂ કર્યું અને તે કાર્યની બહુજ રસપુર્વક આનંદથી પુર્ણાહુતી થતાં શાહી પરોણાઓએ દીલ્હી સમ્રાટને પોતાની યોગ્યતાના પ્રમાણમાં નજરાણું ધર્યું, દીલ્હીનો સમ્રાટ પણ પોતાના મ્હેમાનોનું સારી રીતે સન્માન કરવા ચુકયો નહીં. માનઅકરામો વહેંચાયાં. આ સમયે દીલ્હીના સમ્રાટનો માનીતો થઇ પડેલો-હીંદુ રાજા-શ્રી સીતારામરાય પણ પોતાની દોસ્તી વધુ મજબુત કરી શકયો. શાહ ફરૂખશીર શ્રી સીતારામરાયનો એક જીગરજાન મીત્ર બનવા પછી (જો કે તે એક નાના સંસ્થાનનો સ્વતંત્ર માલીક હતો. છતાં,) પોતાના સગા બંધુ માફક ચાહતો હતો. અને ઘણીએ વેળા એ બંન્ને મીત્રો પોતપોતાનો દરજ્જો પણ ભુલી જઇ-સાચા દોસ્ત તરીકે રમતગમતમાં ઉતરી જતા.

બંગાળ પ્રાંતમાં આવેલા મહમદપુર નગરસમા એક ન્હાનાશા સંસ્થાનનો આ સ્વાતંત્ર્ય ઓર હીંદુ રાજા આટલે લગીની દીલ્લગી શાહ ફરૂખશીર સાથે કરતો જોઇ અન્ય હીંદુ માંડલીક રાજાઓના હૃદયમાં છુપો દ્વેષાગ્નીનો જ્વાળામુખી સળગ્યો. દીલ્હીના શાહી દરબારમાં સમ્રાટના તખ્તની પાસેજ આવા એક મામુલી રાજ્યના રાજવીનું આસન જોતાં નાટોર ...ના નેત્રો રક્તવરણ બની ગયા. દ્વેષથી અંતરમાં તે જળવા લાગ્યો, તેના પાપી ...માં શઠતાને પ્રવેશ કર્યો, અને ઇર્ષ્યાનાં કારી ઘા જેવાં બીજ રોપાયા.

અને એ બંગાળના મહારથી સ્વતંત્રતાના સાચા પુજારીનું મસ્તક–તેની અડગ ટેક –અભીમાન ઉતારવા રાક્ષસી આકાંક્ષા ઉત્પન્ન થઇ, એ ઝેરી વાયુએ સમ્રાટ સાથેની દોસ્તી તોડી, દુશ્મન બનાવી, તેને માંડલીક બનાવી મદમર્દન કરવાની અનીચ્છનીય વાંચ્છનાને જન્મ આપ્યો. હીંદુ થઇ હીંદુનુંજ કાસળ કાઢવા પારકાનું સુખ ન જોઇ શકનારા આવા કેટલાયે અધમ નૃપતીઓ અંતે પોતાનું અને અન્યનું પણ નીકંદન વાળી ગયા છે ? નાટોર નૃપતીના હૃદયમાં આ કયા સમયે કેવા વખતે આવી નીચ ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેનું મહાભયાનક પરીણામ સર્વને ભોગવવું પડ્યું.

દીલ્હી સમ્રાટનો માનીતો થઇ પડેલો હીંદુ રાજા શ્રી સીતારામરાયની પ્રચંડ વીરહાક સારાય બંગાળમાં ગાજતી હતી. બંગાળનો નવાબ મુરશીદકુલીખાં પણ તેનાથી ડરતો. અરે એટલુંજ નહી, પરંતુ શ્રી સીતારામરય સ્હામે શીર ઉંચું કરવાની હીમત કોઇ પણ રાજવી કરે તે અશક્ય હતું આ તેની પ્રતીભાએ બંગાળજ નહી પણ સારાયે હીંદમાં અજબ છાયા પ્રસરાવી હતી. ખુદ દીલ્હી સમ્રાટની સાથે તે અનેક વેળા જંગમાં ઉતર્યો હતો પરંતુ પોતાના આત્મબળ ઉપર અને ઇશ્વરમાં સંપુરણ શ્રધ્ધા રાખનાર સત્ય અને નીતીનોજ માર્ગ ગ્રહણ કરનાર એ બહાદુર બંગાલીએ આખરે પણ પોતાના રાજ્યને પોતાની પ્રજાને સ્વતંત્ર રાખી આબાદ બચાવી હતી પણ તે એ પ્રકારે કે દુશ્મન સામે પગલે આવી શસ્ત્ર છોડી દેતો દુશ્મન દોસ્ત બની જતો અને પ્રશંશા કર્યા વીનાં પાછો ન જતો. આ તેનું સાહસ–બળ–શાહ ફરૂખાશીર સમો એક ઉચ્ચ કુળનો ખાનદાન નૃપતી ખરેખર આ મહાબાહુના અસીમબ ને પીછાણી શકયો હતો અને તેની સાથે કેટલીક વાર સંગ્રામ ખેલ્યા પછી ઘણાં લાંબા સમયે તે કદરદાન મુસ્લીમ શાહે મહાન ઉદારતાથી સાચા દોસ્ત તરીકે એક વીરની વીરતાની કદરદાની કરી, એક પાઇની પણ ખંડણી ન લેતાં મહંમદપુર નગર સદાને માટે તેને સંપુર્ણ સ્વતંત્રતાથી ભોગવવા વંશપરંપરાને માટે અર્પણ કરી દીધું હતું.

પરંતુ પોતાની સ્વતંત્રતાને વેચી ચુકેલા અને નીર્માલ્ય બની મંડલીક બનેલા ખંડણી ભરતા નાટોર નૃપતી રાજા રઘુનંદન તથા રામજીવનના હૃદયમા આજના પ્રકારે વીષ રેડાયું. અને એ અડગટેકી વીરાત્માના જીવનને રાજ્યને દીલ્હી સામ્રાટ સાથેની દોસ્તીને તોડવા સ્વતંત્રતા ખુંચવી લઇ તેનો વીનાશ કરવા પ્રેરાયું. આ દ્વેષભાવનાની સળગતી આગ કેવા ચોઘડીએ તે નરપીશાચના હૃદયમા જાગૃત થઇ કે તે મહાન યુદ્ધમાં સ્વર્સ્વનો આખરે વીનાશ થઇ ગયો.

દીલ્હી દરબાર સંપુર્ણ આનંદના વાતાવરણ વચ્ચે બરખાસ્ત થયો ખરો પણ તેમાંની બેજ વ્યકતી માત્ર દીલમા સંતાપ અને અગ્નીને હૃદયમાં ધારણ કરી બહાર પડી તે નાટોર-નૃપતી–બંધુઓ સર્વ શાહી મ્હેમાનોએ દીલ્હી સમ્રાટના સ્વાગતને માન આપી વીખુટા પડયા અને પોતપોતાના નીવાસસ્થાને પાછા ફર્યા. પોતાની છાતીમાં આવતા અનેક વીચારોથી વ્યાકુળ બનેલો રઘુનંદન પોતાના બંધુ રામજીવનની આ બાબતમાં સલાહ લેવા લાગ્યો. અને કેટલીક વાર સમયનો ભોગ આપી તેઓ એ નિશ્ચય ઉપર આવ્યા કે પોતે જે વિચારોનું સેવન કરી રહ્યાં છે તે યોગ્યજ છે કારણકે મનુષ્યને પોતાને સારા નરસા કર્તવ્યની [illegible] હોતીજ નથી. અને જ્યાં રાજ્યતૃષ્ણા સમી મહાન દુર્વાચ્છના દીલમાં જાગૃત

નીતી–ન્યાય કે સત્યને જોવા માટે નેત્રોના પડળ બંધ થઇ જાય છે. અને તેથીજ એ બંને ભ્રાતાઓએ વીનાકારણ પોતાનાજ વીનાશને શ્રી સીતારામરાય સમા બલાઢય રાજવીને છંછેડી આમંત્રણ આપ્યું કહ્યું છે કે "ખાડો ખોદે તેજ પડે" તેમ આ કહેવત હવે કેટલે અંશે નાટોર નૃપતી માટે સત્ય ઠરે છે તે આપણે આગળ ઉપર જોશું પરંતુ અત્યારે અહી તો એટલુંજ જણાવવું યોગ્ય થઇ પડશે કે દીલ્હી દરબારમાં મોજ કરવા આવેલા નાટોર નૃપતી બંધુઓ દીલમાં શાંતી સ્થાપવાને બદલે સળગતી ઇર્ષ્યાગ્નીની જ્વાળાઓ પ્રગટાવતા પોતાના રાજ્યમાં પ્રયાણ કરી ગયા

લોભ–લાલચ એ એક એવી બુરી ભાવના છે કે એક વેળા હૃદયમાં ધારણ કરવા પછી, તેને છોડી શકાતી નથી, માળવાના મહીપતી મ્હેરમલ્લ મહારાજ માટે એક ભાટે કહ્યું છે કેઃ–

"લોભે લક્ષણ જાય બાપના નામ બુડાવ્યાં, મ્હેરમલ્લ મહારાજ જાત કજાત કહાવ્યા."

( વાંચો ગુજરાતની ઇતીહાસીક વાતો. )

એજ પ્રમાણે ઉચ્ચ કુળના ખાનદાન નબીરા–નાટોરના રાજવીઓ રાજ્ય તૃષ્ણાના લોભે કહો કે–ઇર્ષાગ્નીનો જ્વાળામુખી કહો. ગમે તે માનો પણ તે માત્ર જાત મટી. પોતાના ઉચ્ચતમ ગુણોને ભુલી જઇ કીર્તી, સંભાવીત અને સમાનતાને વીસારે મુકી–વીનાકારણ શ્રી સીતારામરાય સમા એક મહાબાહુની સ્વતંત્રતાને નષ્ટપ્રાય કરી તેના રાજ્યને હસ્તગત કરવા તૈયાર થયા હતા. તેઓ જાણતા હતા કે દીલ્હી સમ્રાટની અખુટ સેનાને પણ જે વીર કેશરીએ હંફાવી હતી. અને આખરે પણ શાહ ફરૂખશીરને પણ માનનીય સમાધાની કરવી પડી હતી. તે બંગાળી બહાદુરની સ્હામે શીર ઉચુ કરવાની શકતી પોતાનામાં ઘણીજ થોડી છે. આથી તે બન્ને ભાઇઓએ–પોતાના વતનમાં આવ્યા પછી સંપુર્ણ વીચાર કરી, બંગાળના નવાબની મદદથી પોતાની મુરાદ પુર્ણ કરવા તૈયારી કરી.

નાટોર નૃપતીનું રાજ્યભુવન ગમે તેવા દુખી દીલના સંતાપમાં ડુબેલા મનુષ્યને પણ એ ઘડીને માટે મુગ્ધ કરી નાખે તેવું મનોહર હતું. પરંતુ નાટોર નૃપતી રાજા રઘુનંદનને અત્યારે તો તે વીષમય લાગતુ હતું. શ્રી સીતારામરાય સમા વીરની સ્હામે થતા દીલ્હીના સમ્રાટને પણ આખરે તે દોસ્તીનો હાથ લંબાવવો પડયો હતો, અને અંતે માનભરી સુલેહના કોલકરાર કરવા પડયા હતા તો પછી પોતાની શક્તિ પોતાનું સૈન્ય, અને સંગ્રામનો સરંજામ જોતા બંગાળના નવાબની મદદ માટે તેઓએ નવાબ મુરસીદકુલીખાનને કેટલાક કારણોસર–પોતાના રાજ્યમાં આવવા માટે આમંત્રણ મોકલાવ્યું હતું.

નવાબ મુરસીદકુલીખાં, નાટોર નૃપતી જેટલો કમબુધ્ધિ નહોતો. શ્રી સીતારામરાય સમા બહાદુર બંગાળીની સ્હામે થવામાં "સ્વાતંત્ર્ય સંગ્રામ" ખેલવા માટે મહાન જ્યારે સંપુર્ણ સૈન્ય અને સંગ્રામ સામગ્રોની સંપુર્ણ જરૂર હતી, તદ ઉપરાંત તે દીલ્હી સમ્રાટને દોસ્ત હતો એટલે કે તેની સ્હામે ખુલ્લું વૈર બાધવું એ એક ખરેખર મૃત્યુને આમંત્રણ આપવા બરાબર હતું

નવાબ મુર્શીદકુલીખા નાટોર નૃપતીના આમત્રણને માન આપી નાટોર રાજ્યમા આવ્યો હતો. રાજા રઘુનંદન અને રામજીવનનાં રૂદયના ઉદેશો જાણ્યા પછી-તે જરા ગંભીર મુખ ધારણ કરી એટલુંજ બોલ્યો-

"નાટોરનરેશ ? હું કબુલ કરૂં છું કે તે અભીમાની રાજા તમારા ઉન્નતીના માર્ગમાં કંટકરૂપ છે. પરંતુ એ યાદ રાખવાનું છે કે-શ્રી સીતારામરાય દીલ્હી સામ્રાટનો દોસ્ત છે.. જો આ વાત-તમારી ઇચ્છાઓ જાણે અજાણે-શાહના જાણવામાં આવે તો પ્રથમ દીલ્હી સામ્રાટના કોપના ભોગ થવાનો પહેલો અવસર તમને સાપડે તેમ છતાંયે જો સામ્રાટસંગ્રામની હકીકત જાણે તો તેને મનાવી લેવાનું કાર્ય તમારે શીરે ઉપાડી લેવું જોઇએ, જે મહારથીએ દીલ્હીની અખુટ સેનાની પણુ પરવાહ ન્હોતી કરી જેણે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવા માટે તલ્વારના ઘા પોતાની વજ્ર છાતી ઉપર સહન કર્યા હતા તે તમોને એક ક્ષુદ્ર જંતુની માફક ચોળી નાંખશે. તેના માત્ર પચાસ સરદારો આપણા પાંચસોને પહોંચી વળે તેવા નીડર વીર અને સાહસીક છે. જેટલી તેનામાં મહાન બુદ્ધિમતા છે તેટલીજ તલ્વારબાજી પણ અચ્છી રીતે જાણે છે. માટે જ્યાસુધી કળથી કામ લેવાય ત્યાં સુધી યુદ્ધને આમંત્રણ આપવાની જરૂર નથી. જો કે હું તો તમારી વાત સાંભળી ઘણોજ ખુશી થયો છું. પરતુ સાંથે સાથે ,આજુબાજુના વીચારો કરવાની પણુ જરૂર છે માટે વધુ તો એજ ઉત્તમ છે કે કોઇ એવી બાબત રજુ કરો કે જેથી સંગ્રામ ન ખેલતાં હજારો સૈનિકોનો રક્તપાત ન વહેવરાવતાં-તે ઝુકી જાય અને આપણી ધારણા ફળીભુત થાય.'' અને તેમ છતાએ જો સંગ્રામનું આવાહન તેજ કરશે તો દીલ્હીના સમ્રાટને મનાવી લેવાનું હું મારા શીરે ઉઠાવું છું.

બંગાળના નવાબે અનેક બાબતોનો ઉલ્લેખ કરી એક નવી તરકીબ રજુ કરી. તલ્વારબાજીથી કામ લેવા કરતાં કળથી પોતાના કાર્યની સીધ્ધીનો શયતાનોને માર્ગ બતાવ્યો.

"બંગાળપતીની માન્યતા બરોબર છે, એ માટે અમો બંને ભાઇઓએ એક નવોજ વીચાર શોધી રાખેલો છે. અને તે એ કે મારી કન્યા કીશોરીનો વીવાહ સંબંધ શ્રી સીતારામરાયના યુવરાજ સુર્યસીંહરાય સાથે કરી નાખવો એથી તે માંડલીક રાજાનો વેવાઇ બનશે. મારી કન્યાને ભવીષ્યમાં થનારી પ્રજા-તેનાજ રાજ્યની ઉતરાધીકારી બનશે. અને તે રીતેનું રાજય પણુ અમારી સ્વાધીનતામાં લાવવા માટે પાયો મજબુત બનશે. આખરે એ અભીમાની મસ્તક-જરૂર અમારી ધારણા' મુજબ નમી જશે."

રાજા રઘુનંદને શોધેલી શ્રી. સીતારામરાયને નમાવવાની-તેનું રાજ્ય હસ્તગત કરવાની અને મહમર્દન કરવાની પ્રપંચીક રચના નવાબ સમક્ષ જાહેર કરી પણુ...

હીંદના કોઇપણુ ભાગ કરતાં-કોઇપણુ પ્રાંત કરતાં પોતાની માતૃભુમીની સ્વતંત્રતાને માટે-ઉગ્ર જ્વલંત દેશ પ્રત્યેની ભાવનાઓને સેવન કરનાર-બંગાળ પ્રદેશ અને તે પ્રાંત ઉપર શાસન કરતો નવાબમુર્શીદકુલીખાં, બંગાળી પ્રજાથી ઘણોજ અનુભવી હતો. અને તેથીજ માત્ર તે એક ગંભીર અટહાસ્ય કરી બોલ્યો.

"નાટોર નૃપતી ! તમારી કાર્યરચના જાણી મને તમારી મંદબુદ્ધી માટે ખેદ ઉત્પન્ન થાય છે. એટલા માટે કે હજુપણુ તમો શ્રી સીતારામરાયના હૃદયને પીછાણી શક્યા નથી.

શ્રી સીતારામરાય સમા સ્વાતંત્ર્ય પ્રીય રાજવી–અને પોતાના કુળને પણ ઉચ્ચતમ ગણનાર તમારા જેવા એક માંડલીક રાજવીની કન્યાને–પોતાના પુત્ર માટે અંગીકાર કરે. તે હું કદાપી પણ નજ માનું. એ તમારી ખોટી ભ્રમણા છે. અરે એટલુંજ નહીં પણ તે મહાન બુધ્ધીશાળી મનુષ્ય તમારી આ કપટકળાને પણ પીછાણી જવા સામર્થવાન છે. તમો જાણો છો કે તમારાજ મુખે તમને તે ઘણી વખત ગુલામ રાજવી તરીકે સંબોધે છે. તો પછી આટલી ઘૃણા બતાવનાર શુરવીર મર્દ તમારી પુત્રીને પોતાની પુત્રવધૂ તરીકે સ્વીકારવા તૈયાર થાયજ કેવી રીતે ?" અનુભવી દુરઅંદેશી અને જમાનાના ખાધેલ નવાબે રાજા રઘુનંદનની મદદ બુધ્ધિમતા અને તેણે ગોઠવેલી પ્રપંચ બાજીનો, શ્રી સીતારામરાયના પુત્રે થઇ ગએલા કડવા અનુભવો ઉપરથી ખુલ્લો ખુલાસો કર્યો અને રાજા રઘુનંદનના વીચારોનું ખંડન કરતાં નવાબે ઉપરોક્ત પ્રમાણે જણાવ્યું. અને તે પછી બહુજ બારીકાઇથી તે બન્ને રાજવીઓ પ્રતી પોતાના જાહેર કરેલા વીચારોની શું અસર થાય છે તે જોવા લાગ્યો.

પોતાનાં યોજેલા અને પાર પાડવા ધારેલા મનસુબાઓનું ખંડન કરતાં અને સુચવેલા અભીપ્રાય–ઉદ્દેશની સફળતા યા નીષ્ફળતા વીષેનું બ્યાન સાંભળી રાજા રઘુનંદન અલ્પસમય માટે તો વીચારમાં ગરકાવ બની ગયો. પરંતુ તેના હૃદયમાં રહેલા શયતાને માત્ર એકજ રસ્તો બતાવ્યો તે એ કે:–

"કાંતો સંગ્રામ ને કાંતો કાર્ય સીધ્ધિ" આ નીશ્ચયથી તે નવાબને ઉદ્દેશી બોલ્યો.

"બંગાળપતિ ! તમારૂં કથન અક્ષરશઃ સત્ય છે. પરંતુ જો સીતારામરાય મારી કન્યાનો પોતાના યુવરાજને માટે સ્વીકાર ન કરે તો પછી તેની સાથે જીંદગીના અંત લગી સંગ્રામ ખેલવાનો મેં સંપુર્ણ નીશ્ચય કર્યો છે. દીલ્હી સમ્રાટને પણ હું મારા અપમાનનું સત્ય કારણ નીરદેશ કરીશ અને બનશે તો દીલ્હી સૈન્યની પણ મદદ મેળવીશ. પરંતુ અત્યારે તો મારા એક વીર સરદારને હું ગોરની સાથે શ્રીફળ લઇ મોકલાવીશ. અને પરીણામની રાહ જોઇશ. છતાંયે જો તેનો અસ્વીકાર થયો તો જરૂર એક વેળા હું સંગ્રામક્ષેત્રમાં ઉતરીશ પછી ભલેને મૃત્યુ આવે તો પણ તેની મને પરવાહ નથી પરંતુ હું આપના તરફથી મદદની આશા રાખું છું અને એક મીત્ર તરીકે આપ મદદ કરવા તૈયાર છો કે કેમ તે હું જાણવા ઇચ્છું છું."

એ ભયંકર કાળમુખાકૃતિ ધારણ કરી ઉગ્ર સ્વરૂપ અને રક્તવર્ણ નેત્ર કરી આ પાર કે પેલે પારનો નીર્ધાર કરી રાજા રઘુનંદને પોતાનો અભીપ્રાય વ્યક્ત કરતાં નવાબની મદદ માંગી.

"આપનો પ્રયાસ સ્તુત્ય છે. જો તમારી અંતે સંગ્રામનીજ ઇચ્છા હશે તો બેશક હું મારાથી તમો મારા મીત્રો માટે બનતું કરવા હાથ લંબાવીશ. પરંતુ હું જાતે તો સંગ્રામક્ષેત્રમાં નજ ઉતરી શકું કારણ વીના પ્રયોજને મારે દીલ્હી સમ્રાટના ખફાને શીરે ચઢાવવાની જરૂર જોતી નથી એટલુંજ નહીં પણ હું ગુણનો પુજારી છું ! શ્રી સીતારામરાય સાથે મારે કોઇ પણ જાતની દુશ્મનાઇ નથી. તે ગમે તેટલો તમારો દુશ્મન હો. તમે માની લેતા હો. અમારો એક વખતનો દોસ્તીનો લંબાવેલો હાથ જીંદગી લગી દોસ્તીમાંજ

જ્યાં સુધી તે જાળવી રાખવામાં અમે સમતોલ રહીશું ત્યાં લગી નહીંજ નમે. અને એ મહાબાહુના વીરત્વનો અનુભવ છે. પરંતુ જો ઉંચું કરે યા અમારા તરફ કોઇપણ દગો રમે તોજ અમે તેની સ્હામે શસ્ત્ર અન્યથા નહીંજ અને જ્યાં લગી બને ત્યાં સુધી હું તમોને પણ એજ વીંનતી શાંતિથી કાર્યની સીધ્ધી કરશો તેટલી સંગ્રામથી નહીંજ થાય અને છેલ્લે જો યુધ્ધ તો હું મારાથી બનતી દરેક પ્રકારની મદદ આપવા પ્રયત્ન કરીશ, તમારી સાથે રહીશ.

નવાબે કેટલીક સમસ્યાઓનું દીગ્દર્શન કરાવી મદદ આપવાનું આડકતરી રીતે પણ કબુલ કર્યું" ખરું પરંતુ તે જાણતો હતો કે પરીણામ નાટોરપતીની વીરુધ્ધમાંજ આવશે, એટલુંજ નહીં પણ દીલ્હીનો સમ્રાટ જરૂર ઉશ્કેરાશે અને તેના ક્રોધના ભોગ બનવું એ કરતાં બંને તરફ સમાનતા જાળવવામાં આ સમયે લાભ છે એમ જાણી તેણે દહીમા અને દુધમાં હાથ જાળવ્યો અને નાટોર નરેશના દીલનું સમાધાન કર્યું".

પ્રીય પાઠકો તથા પાઠીકાઓને આ સ્થળે એટલું જણાવવું યોગ્ય થઇ પડશે કે જ્યારે શ્રી સીતારામરાયના યુવરાજ સાથે પોતાની કન્યા કીશોરીનો વીવાહ સંબંધ યોજવાનો રાજા રઘુનંદને નીશ્ચય કર્યો ત્યારે તે વખતે રાજકન્યા કીશોરીની શું ઇચ્છા હતી તે પણ જાણવા તેણે પ્રયત્ન કર્યો હતો. અને તેને ખાત્રી થઇ હતી કે રાજકન્યા પોતે પણ પોતાના પીતાના વીચારો સાંભળી અત્યંત ખુશ થઇ હતી અને તે બંગાળી બહાદુરના વીર સંતાન સાથેના પોતાના વીવાહ માટે સંપુર્ણ સંમત થઇ હતી. દીલ્હિ સમ્રાટ સાથેનાં યુદ્ધ પ્રસંગમાં પણ એ સીંહના સંતાને પોતાની તલ્વારનું પણ પાણી બતાવી આપેલું હોવાથી ચોતરફ પીતાની કીર્તી સાથે પુત્રનાં પણ યશોગાન ગવાયા હતાં અને એ પ્રસંશા સાંભળી રાજકન્યા કીશોરી પણ તેવા વીરની સાથે લગ્નગ્રંથીથી જોડાવા લલચાય, સંમત થાય તેમાં શું આશ્ચર્ય ? અહોનીશ તેણી તો સુર્યસીંહરાયનાજ વીચારોમાં મશગુલ બની હતી અને તેની પ્રીય સખીયો સમયાનુસાર ઘણી વેળા મશ્કરી રૂપે ખેલાવતી ત્યારે તો રાજકન્યા ઘણીજ ઉલ્લાસમાં આવી જઇ કહેતી કે—

"વરૂ તો સુર્યસીંહ સાથે નહીં તો કૌમાર્ય જીંદગી ગુજારૂ."

પોતાની કન્યાના વીચારોથી જ્ઞાતા થવા બાદ નવાબ મુરસીદકુલીખાંની સમક્ષમાંજ તેજ સમયે સારૂ મુહુર્ત જોવરાવી નાટોર નરેશ પોતાના સેનાપતી સાથે એક ગોરને શ્રીફળ આપી મહમદપુર રવાના કર્યો અને આ પ્રકારે મહમદપુર નગરના સ્વાતંત્ર પ્રિયનરેશ શ્રી સીતારામરાય સ્હામે ખુલ્લું નહી તો આડકતરી રીતે વેર બાંધી સંગ્રામનું કારણ ઉપસ્થિત કરી તેની સ્વતંત્રતા નષ્ટ કરવા રાજ્ય સ્વાધીનતામાં લેવા અને તેને ખુદ ગુલામ રાજવીઓની પંકતીમાં મુકવા નાટોરપતિએ નીચ પ્રયાસ આરંભ્યો આમ છતાંએ એ ત્રીપુટીએ અત્યારથીજ સંગ્રામની તૈયારીઓ કરવાની આજ્ઞાઓ ફરમાવી દીધી બંગાળનો નવાબ પણ મહમદપુર નગરથી વળતા જવાબની રાહ જોતો નાટોર રાજ્યનો મહેમાન બની રહ્યો.







આ વખતે રાજકન્યા કીશોરીના હૃદયમાં તો ઉલ્હાસનાં કારણો ફુટયાં હતાં જેને તે ચાહતી હતી તેની સાથેજ પોતાના વીવાહ સંબંધીની યોજનાઓ જાણવામાં આવતાંજ તે ઇશ્વરનો ઉપકાર માનવા લાગી પણ મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ?

મનુષ્ય પોતાના દીલમાં જે બાબતોના વીચારો ધારણ કરે અને તે તાત્કાળીક ફળીભુત થઇ જતા હોત તો આજે કુદરતને; ઇશ્વરને કે એવી કોઇપણ ગેબી સત્તાને મનુષ્યો માનતજ કેમ ? પણ નહી તેમ હોત તો 'આજે દુનીયામાં પૃથ્વી ઉપરના મનુષ્યો, સ્વચ્છંદતાથી,' વીહાર કરતા હોત પોતાને યોગ્ય લાગે-ઇચ્છામાં આવે તેવાં કૃત્યો કરવા તૈયાર થાત. અસ્તુ પ્રીય પાઠક હવે આપણે આપણા કથા નાયક શ્રી સીતારામરાય તરફ દ્રષ્ટી દોડાવીશું.

---

## પ્રકરણ બીજું.

### મહમદપુર નગરનો રાજદરબાર.

સત્યને ચાહનારા અને અંતરમાં નીતિની ભાવનાઓને ધારણ કરનારા રાજા નળદેવ રાજા હરિશ્ચંદ્ર રાજા યુધીષ્ઠિર ઇત્યાદી અનેક નરપતીઓ ઉપર સંકટના દુઃખના વરસાદ વરસ્યા છે મહાન વીપતીઓ વેઠી વનવાસ સેવ્યા છે શાન્તી સંપ અને દુશ્મન તરફ પણ દયા રાખનારા અપકાર ઉપર પણ ઉપકાર કરનારા વીરોને પણ વીષમ-કઠીન સંજોગમાંથી ઉતીર્ણ બનવું પડયું છે કુદરતનો ગેબી ચમત્કારજ એવો છે ઇશ્વરની અગમ્ય કળાજ એવા પ્રકારની છે કે ધર્મી ઉપરજ ધાડ આવે છે. અને એ મહાદયાળુ જગન્નીયંતાની ઉતમ કસોટીમાંથી શ્રી સીતારામરાય સમા નૃપતિને પણ પસાર થવું પડયું હોય તો તેમાં શું આશ્ચર્ય ?

સાહસીક વીરાત્માઓનાં હૃદયજ એવાં પ્રકારનાં હોય છે કે તેમના શીરે ગમે તેવા વીકટ પ્રસંગો આવે તો પણ તેની લેશમાત્ર પરવા ન કરતાં સત્ય ન્યાય અને નીતિને પગલે ચાલી તેવા પ્રસંગોમાં સર્વની સ્હામે થઇ જાય છે પરંતુ ભીરૂ બની ડરતા નથી. મહમદપુર નગરનો રાજ્યકર્તા પણ ઘણીજ કઠીન પરિક્ષાઓ પાસ કરી ઉતીર્ણ બન્યો હતો જંગલે જંગલ ભટકવા છતાં તેણે પોતાના પ્રયાસો પોતાનું બળ અને શક્તિનો પરચો દીલ્હિ સુધી બતાવી આપ્યો હતો અને જો અત્યારે તે એક સ્વતંત્ર સતાધીશ તરીકે કહેવાતો હોય તો તે મુખ્ય કારણ હતું કે તેનામાં વીરતા અતુલબળ સાથે નીતિ અને સત્ય પણ હતું.

દીલ્હિ સમ્રાટ સાથેના છેલ્લા સંગ્રામ પછી શ્રી સીતારામરાયે પોતાની પ્રજાના સુખ માટે ઘણાજ પરિશ્રમો કર્યા હતા. પોતાનીજ પ્રજા માતૃભુમિના સંરક્ષણ માટે તેણે કેળવી હતી. અને તે પોતાના દેશ આટેની જ્વલંત ભાવનાઓનું શીક્ષણ પ્રેરનાર પોતાનો રાજાજ હતો કહ્યું છે કે 'યથા રાજા તથા પ્રજા' પોતાના ન્યાયી ધરમી ઉદાર નૃપતિઓના ગુણો મહમદપુરની પ્રજાએ પણ પોતાના જીવનમાં ઉતાર્યા હતા અને દરેક સમયે પ્રજા ભુપાલને પડખે ઉભી રહી હતી.

દીલ્હિના દરબારમાં નાટોર નૃપતિના હૃદયમાં જાગેલી દ્વેષાગ્નીની જ્વાળાઓ વિષે શ્રી સીતારામરાયે પોતાના ગુપ્ત જાસુસોદ્વારા કાંઇક કાંઇક સાંભળ્યું હતું ખરૂં પરંતુ આ

મહાબાહુ એવા માયકાંગલા વીરો (!) ની દરકાર કરે તેવો ન્હોતો તેમ છતાંયે જો કાંઇપણ તેઓ પ્રપંચના દાવ ખેલે અને શીર ઉંચું કરી ઉન્માદીપણું કરી અનર્થ ઘટના આદરે તો તેને પહોંચી વળવા માટે શ્રી સીતારામરાય સર્વ તૈયારી કરી ચુકયો હતો આ તેની એક કલ્પના થોડાજ સમયમાં સત્ય ઠરી આજ બે દિવસથી નાટોરના નૃપતિનો સેનાપતી મહમદપુર આવતાંજ તેના હૃદયમાં છુપા રહેલા વિચારોનું સત્યાંશ જણાવા લાગ્યું. વૈર બાંધવાની ઇચ્છા રાખનાર ગમે તે પ્રકારે વૈર રાખે છે તેજ પ્રમાણે નાટોર નૃપતીની રાક્ષસી મહત્વાકાંક્ષાઓ માત્ર શ્રી સીતારામરાયને જડમુળથી ઉખેડી નાંખવાનીજ હતી પછી તે ગમે તે પ્રકારે

34344

નાટોર રાજ્ય તરફથી પધારેલા ત્યાંના વીર સેનાપતિના સન્માન માટે અને તેમનું કથન-સંદેશો જાણવા માટે એક ખાસ ગજદરબાર ભરવામાં આવ્યો હતો ત્યારથી તેઓનું આગમન થયું જયાંથીજ શ્રી સીતારામરાયના વીર સેનાપતિ અને સાચા સલાહકાર મેનાહાતીએ પોતાના રાજાને એ કાળા સરપની જાળમાં ન ફસાવવાની સંપુર્ણ ચેતવણી આપી હતી જો કે શ્રી સીતારામરાય એક બુધ્ધીમાન રાજવી હતો છતાંયે તે પોતાના વીર સેનાપતિની સલાહથીજ રાજ્ય કારભાર ચલાવતો. પોતે એક રાજકર્તા છે અને પોતાનીજ સત્તાથી રાજયતંત્ર ચાલે છે તેવું લેશમાત્ર અભીમાન તેણે કદાપી કર્યું નહોતું. અને પોતાનાથી ન્હાનામાં ન્હાના એક સરદારની પણ યોગ્ય સલાહનો તે સ્વીકાર કરતો તેણે મહાન ભીષણ સંગ્રામોમાં જીત મેળવી હોય, અને પોતાની પ્રજાનો પોતાના સૈન્યનો વિશ્વાસ -પ્રેમ મેળવ્યો હોય તો તે માત્ર આજ કારણ હતું કે નમ્રતા એ તેનામાં મોટો સદગુણ હતો. જો કે અનિતી અનાચાર કુચ્છંદતા કે મદીરા અને મદીરક્ષીઓના અનેક રાજવીઓ ભોગ બન્યા હતા. અને તેવા અવગુણો ધારણ કરનાર પોતાનો પ્રજામાંનો- સૈન્યમાંનો કોઇપણ મનુષ્ય નજરે પડતો સાંભળતો તો તેને તે ઘણીજ કઠોર શીક્ષા કરતો. છતાં રાજયના વૈભવ વિલાસ અને માયાથી તે તદ્દન અલગ રહેતો હતો પ્રજાનું સુખ તેજ પોતાનું સુખ માનનાર નૃપતી સાચો પ્રજાપાલક ગણાય છે અને તેથીજ શ્રી સીતારામરાય માટે પ્રજા પણ ધન્યવાદ આપતી.

આવા વીર પુરૂષોના સંતાનો પણ વીર સાહસીક અને ધર્મીષ્ઠજ હોઇ શકે "બાપ તેવા બેટા" એ કહેવત શ્રી સીતારામરાય માટે અક્ષરસઃ સત્ય હતી. શ્રી સીતારામરાયને સંતાનમાં માત્ર એક પુત્ર હતો. ઉગતી જુવાનીમાં ખીલતો યુવરાજ પણ પીતાના જેવો બલ્કે પીતાના કરતાં પણ વધી જાય તેવો બહાદૂર હતો. માતાપીતાના સંસ્કારજ બાળકને સારો નરસો બનાવવામાં કારણભુત હોય છે. પ્રજા પોતાના ભાવી રાજાના દીલને પણ અચ્છી રીતે પીછાણી ગઇ હતી. એ યુવરાજનું નામાભીધાન સુર્યસીંહરાય હતું. સુર્યસીંહ સુર્ય સમ તેજસ્વી, વીરતાનો પુજારી અને સત્યનું પાલન કરનાર હતો. ક્ષત્રીપણાને છાજતું અભીમાન તેની રગેરગમાં પસરાએલું હતું. અને શ્રી સીતારામરાયની ધર્મપત્ની કમળાદેવી એક આર્ય વીર રમણી આદર્શ માતાનો આર્ય પરીચય આપનારી દીપદેવાંશી સન્નારી હતી. તેનો પુત્ર પણ વીરજ નીપજે એમાં શંકા શું ? અસ્તુઃ-


B
T-H

મહંમદપુર નગરના મહાનાશા રાજદરબારમાં પણ રાજવૈભવ ઓર તરી આવતો હતો. શ્રી સીતારામરાયે પોતાની પ્રજામાંના અગ્રગણ્ય ગણાતા સંભાવીત ગૃહસ્થોને પણ આમંત્રણ આપ્યું હતું. સર્વ દરબારીઓ સૈનીકો પ્રજાજનો સુર્યસીંહરાય મેનાહાતી ઇત્યાદી આજના દરબારની નવીન ઘટના અને નાટોરપતીના નવા સંદેશ સાંભળવા જાણવા ઉત્સુક બની હતી શ્રી સીતારામરાયનું આગમન થતાંજ સર્વેએ તેને નમન કર્યું અને નીત્ય નીયમ અનુસાર રાજતંત્રની પ્રણાલીકાનુંસાર શાહી મહેમાનનું સન્માન કરવા બંગાળની પ્રખ્યાત નાજનીને પોતાની સંગીત કળાથી સર્વ રાંજસભાને મનોમુગ્ધ કરી તે પછી નાટોર સેનાપતીના આગમનનું કારણ પુછતાં તે બોલ્યો.

"નાટોર સેનાધીપતી ? કહો આજ શું સંદેશો લાવ્યા છો ?"

"મહારાજા ! હું એક શુભ અને, મહત્વના કાર્ય પ્રસંગે આપની પાસે આવ્યો છું. અમારા રાજાધીરાજ રાજા રઘુનંદને પોતાની કન્યા કીશોરીના વીવાહ આપના યુવરાજશ્રી સુર્યસીંહરાય સાથે યોજવા ગૌરની સાથે શ્રીફળ લઇ મોકલાવ્યો છે તો તેનો સ્વીકાર કરો."

નાટોર સેનાધીપતી આગમનનું કારણુ સવિનય દર્શાવતાં બોલ્યો.

"ઘણીજ ખુશીની વાત છે સેનાધીપતી ? પરંતુ હું એક સ્વતંત્ર દેશનો રાજા છું અને તેથી મારી સ્વતંત્રતા વેચી નાટોરપતી જેવા ગુલામ રાજવીની કન્યાનો વીવાહ સંબંધ, મારા યુવરાજની સાથે યોજવા માટે લાચાર છું.

વીર સીતારામરાયે વીવાહ સંબંધીની યોગ્ય અયોગ્યતાનો પરીસ્ફોટ કરતાં જણાવ્યું અને તેમાંયે વળી નાટોર નજપતીની ગુલામી દશાનું પણ આછું ભાન કરાવ્યું શ્રી સીતારામરાયનો આવો ખુલ્લો નીડરતાભર્યો જવાબ સાંભળી નાટોર સેનાધીપતી જરાક ડર્યો છતાંયે તે પણ એક મર્દ બચ્ચો હતો તે હીંમત ધરી બોલ્યો.

"શું ? નાટોર નૃપતી રાજા રઘુનંદન ગુલામ રાજવી છે ?"

"બેશક ! ગુલામ બની અન્યને પણ ગુલામ બનાવવાનો પરતંત્ર કરી ખંડીયા બનાવવાનો આ એક પ્રપંચ છે હું નથી સમજી શકતો એમ જાણી આ બંગાળના મહાવીરની સ્વતંત્રતાને નષ્ટપ્રાય કરી મારા દેશની પ્રજાને પણ ગુલામ બનાવી દેવાની તમારા રાજાની નીચ લાલસા છે."

ભડવીર સીતારામરાયે ત્રાડ પાડી ઉપલા શબ્દો ઉચ્ચાર્યા તેના મુખારવીંદ ઉપર ત્નાશ છવાઇ ગઇ જાણે કે ધરતી પણ ધ્રુજી ઉઠે ભુમાતા પણ કમકમે તેના આવા ભયાનક દીલને પણ ચીરી નાંખે તેવા શબ્દો અપમાનં રાજા રઘુનંદનની હાંસી સાંભળી સેનાપતી તો દીંગ્મુઢજ બની ગયો છતાં આ સીંહ સમક્ષ તદ્દન શાંન્ત બની જઇ વીનય અને વીવેકનું વર્તન ચલાવવામાંજ અત્યારે પોતાની શોભા છે એમ જાણી તે બોલ્યો

"કૃપાવંત અપરાધ થયો હોય તો ક્ષમા ચાહું છું પરંતુ નાટોરપતીની ઇચ્છા તો આપની સાથે દોસ્તીનો સંબંધ રાખવાની છે અન્યથા એવો કોઇપણ પ્રપંચનો ખ્યાલ કરવો એ આપની ત્યાં કાંઇક ભુલ—ગેરસમજુતી થાય છે."

"તમારૂં કહેવું કદાચ સત્ય હોય તો પણ રાજકન્યાનો વીવાહ સંબંધ યુવરાજની સાથે થવો અશકય છે. નાટોરપતી જેવા હલકી પ્રકૃતિના અને પોતાની જાતને પણ પારકાને વેચી ચુકેલા એવા મનુષ્યની કન્યા શ્રી સીતારામરાયના પુત્રને ન શોભે.

શ્રી સીતારામરાયે સેનાપતીના મતને ચંકું અનુમોદન આપી વીવાહ સંબંધી અશકયતાનું કારણ પણ સાથે સાથે જણાવી દીધુ આટલું સાંભળવા છતાંયે નાટોર નૃપતીના સેનાધીપતીને સુદ્ધી ન રહી કારણકે તેના મગજમાંયે ઘમંડ હતું. તે પોને પણ પોતાને એક મહાન બલાઢય શુરવીર માનતો હતો અને તેથી તે આવું હડહડતું નાટોરપતીનું અપમાન સહન ન કરી શકયો. અને તેણે પણ પોતાનું પ્રોત પ્રકાસ્યું.

"યાદ રાખો મહારાજ નાટોરપતીનું આવું સખ્ત અપમાન કરી તમે કાંઇ પણ લાભ મેળવી નહી શકો પરંતુ નાટેરપતીએ લંબાવેલો દોસ્તીનો હાથ સ્વીકારી લેવામાંજ સલામતી છે નહી તો અંજામ બુરો છે."

તેના આ શબ્દો પુર્ણ થાય તે પહેલાંજ સીતારામરાય અત્યંત ઉશ્કેરાઇ ગયો તેણે પોતાની પાસે પડેલી તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી અને ગર્જના કરતો બોલ્યો.

"શું સીંહને શીયાળનો ડર બતાવો છો? મહમદપુરનગરની સ્વતંત્રતાને વેચાવી ગુલામ બનાવવાં ચાહો છો? બંગાળના મહારથીને મૃત્યુનો ભય બતાવો છો? નહીં તમારી ભુલ થાય છે. જ્યાં સુધી મારા હાથમાં આ તલવાર છે જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં લગી તમો કદાપી પણ સીતારામરાયને છળ બળ કે કળથી નમાવી નહીં શકો. અરે મારા મૃત્યુ પછી પણ મારી પ્રજા પોતાના દેશને માટે આત્મ બળીદાન દેવા તૈયાર છે. તે ન ભુલશો તમારા રાજાને જઇને કહેજો કે સારાયે બંગાલની અંદર મહંમદપુર નરેશ પોતાની સ્વતંત્રતાનો ધ્વજ ગગનમાં અખંડીત ફરકતો રાખે છે." દેશાભીમાનથી ઉછળતી છાતીએ સ્વતંત્રતાની ઉચ્ચભાવનાઓ હૈયામાં ધારણ કરી સીતારામરાય ત્રાડ પાડી ઉઠયો છતાંએ શુરવીર સેનાપતી ન ડર્યો તેણે પણ મર્દની માફક જણાવ્યું કેઃ—

"યાદ રાખો, અમારી મદદમાં બંગાલના નવાબ અખુટ સૈન્ય લઇ પધારેલા છે છતાં હું આપને વીનંતીપુર્વક કહું છું કે અમો શાન્તીને ચાહીએ છીએ પરંતુ આપ સંગ્રામને આમંત્રણ આપો છો." શાંતીના પરમ ઉપાસકનો મીથ્યા દંભ કરી સેનાપતી શ્રી સીતારામરાય ઉપર સંગ્રામના કહેણનો દોષ મુકયો પરંતુ સીતારામરાય તેના કરતાં બોલવામાં પણ વધુ મુત્સદી હતો તેણે નાટોર નૃપતીને લાયકજ જણાવતાં કહ્યું.

"શાન્તીના સુલેહનો અને મીત્રતાનો દંભ કરવામાં નાટોર નૃપતી ઘણા કાબેલ છે. યુદ્ધની તમન્ના તમારી હોવા છતાં દોષ મારા ઉપર મુકવાની તમારી ચાલાકી કાર્યકુશળતા ખરેખર પ્રશંસાને પાત્ર છે."

મીઠી મજાક કરતાં શુરવીર સેનાપતીની વાકચાતુર્યતાના ગુણ વીષે મત દર્શાવતાં સીતારામરાયે ઉપરોકત પ્રમાણે જણાવ્યું. પરંતુ સેનાપતીએ અંત લગી પણ પોતાનીજ વાતનું સત્યનું સમર્થન કરતાં કહ્યું.

"નહીં હું તો દોસ્તીનો સબંધ બાંધવા આવ્યો છું નાટોર નૃપતીની રાજકન્યાનો વીવાહ યુવરાજ સાથે યોજવા આવ્યો છું."

"તદ્દન જુઠું. દોસ્તીના નામથી દુશ્મનાઇ બાંધવા ચાહ્યા આવ્યા છો, દોસ્તીનું જુઠું બ્હાનું બતાવી તમારા હૃદયમાં, જાગેલી ઇર્ષ્યાની ચીનગારીઓ ફેલાવવા પધાર્યા છો. શું એ મારાથી અજ્ઞાત છે?"

સેનાપતીના હૃદયમાં અને રાજા રઘુનંદનના દીલમાં રહેલા ગુપ્ત ઉપદેશને જાહેર કરતાં સીતારામરાયે તેમના અંતરનું પાપ પ્રગટ કરી દીધુ. અને જ્યારે સેનાપતીએ જોયું કે સીતારામરાય કોઇપણ પ્રકારે પોતાની વાતનો સ્વીકાર કરે તેમ નથી. ત્યારે ખુલ્લુ જણાવી બોલ્યો.

"મહારાજ યાદ રાખજો અમારૂ સૈન્ય મહાબળવાન છે." પોતાના સૈન્યનું અસીમ બળનું દીગ્દર્શન કરાવતાં સેનાપતીએ કહ્યું.

"તો તે બળવાનનો પણ બળવાન મારો મદદગાર શ્રીરામ છે. સેનાપતી હું તમોને ઘણીજ સારી રીતે પીછાણું છું. તમો પણ એ દગલબાજ રાજાની સાથે દોસ્તી બાંધી તમારી બુધ્ધીને ગુમાવી બેઠા લાગો છો, સત્ય ભુલી ગયા છો ઇશ્વરના અસ્તીત્વને પણ વીસરી ગયા છો હવે આપ સીધાવો મુલાકાત પુર્ણ થઇ એક પણ શબ્દનો ઉચ્ચાર કરવાની જરૂર નથી."

મુલાકાતનો અન્ત લાવવાની એક વેળા છેલ્લી નમ્ર વીનંતી શ્રી સીતારામરાયે જણાવી દીધી પરંતુ તેના જવાબમાં એ ઉધ્ધત સરદારે અંતમાં એક નાટોર નૃપતીનો પયગામ સંભળાવ્યો તે બોલ્યો.

"જેવી મહારાજાધીરાજની ઇચ્છા. મારી ફર્જ તો પુરી થઇ હું જાઉ છું. પણ જતાં જતાં તમારૂં હીત ચાહીને એટલુંજ કહી જાઉં છું કે હજુ પણ વીચાર કરવાનો વખત બાકી છે રાજ કન્યાનો યુવરાજ માટે સ્વીકાર થવાથી બંન્ને પક્ષને લાભ છે, સલામતી છે. અને નહીં તો આખરી અન્જામ બુરો છે."

ભયનું આછું દર્શન કરાવતો સરદાર બોલ્યો.

"આખી દુનીયાનું રાજ મળે તો પણ ગુલામ રાજવીની કન્યા અમારે મન તુચ્છ છે. વીરાત્માઓ પોતાના ધર્મને માટે દેશને માટે, પ્રજાને માટે, અન્જામની પરવાહ કરતા નથી. સાચી સ્વતંત્રતા જાળવી રાખવા માટે પ્રાણ પણ કુરબાન કરે છે આપ જાઓ અને વધુ વીવાદમાં ઉતરશો તો સીતારામરાયની તલ્વારથી મૃત્યુને ભેટવાનો વખત આવશે. જાવ તમારા રાજાને જઇને મારો સદેશો—જવાબ આપજો. અને સંગ્રામની ઇચ્છા હોય તો બંગાળી બહાદુરની તલ્વારનું પાણી જોવા આવી જજો."

સીતારામરાયે આ લંબાણ વીવાદનો અન્ત લાવી નાંખવાના હેતુથી એ શુરવીર સરદારની બ્હાદુરીનું પાણી ઉતારતાં સ્પષ્ટ મૃત્યુનો ભય પ્રગટ કરી તલ્વાર ખેંચી જણાવી દીધું. અને નાટોર નૃપતીનો સરદાર અને તેની સાથેનો બ્રાહ્મણ જીવ બચાવવા દરબાર છોડી પલાયન કરી ગયા. આજના દરબારની આ વીષમ ઘટના નાટોરપતીની [illegible] મેનાહાતી અને સીતારામરાયની કલ્પનાને પણ સત્યમાં રજુ કરી દીધી. તે

સાચી પડી. અને અનુમાને પણ સત્ય હ્યુ" કે દીલ્હીમાં જાસુસોએ આપેલા સમાચારે સાચા નીવડયાં.

દીલ્હીના સમ્રાટ સાથેની દોસ્તી પોતાનું સાચુ ક્ષત્રીને છાજતું અભીમાન વૈભવ અને ટેક જોઇ નારોરરાજવીઓના દીલમા ઝેર રેડ એવું. સીતારામરાય જોઇ સકયો હતો અને તેને દર પળે ખાત્રી થતી હતી કે દીવસ જતાં આ બાબત-આ શંકા સત્ય નીવડશે. પરંતુ બંગાળના નવાબે પોતાના સ્હામે શસ્ત્ર ઉપાડવાની હકીકત જાણતા તે જરા વીચારમાં પડયો છતાંયે ગમે તેવા બાલાઢય રાજની પણ પરવા ન કરનાર સીતારામરાયના મગજમાં તત્કાળ એ વીચારો દુર થયા અને જાણે કાઇ બુન્યુજ ન હોય તેમ રાજ્યકાર્ય આગળ ચલાવવાનો હુકમ કરવામાં આવ્યો અને તે કાર્ય પુર્ણ થતાંજ શુરવીર સેનાપતી મેનાહાતીને સીતારામરાયે કેટલીક બાબતો જણાવી સર્વ સામગ્રી સાથે સજ્જ થવાની આજ્ઞા આપી દરબાર બરખાસ્ત થયો એ દરબારમાં સર્વ પ્રજાજનોએ પણ પોતાના રાજાને જો યુદ્ધ થાય તો સાથે રહેવા વચન આપ્યું અને એક વેળા મહા ભયંકર જયગર્જના ગજાવી સૌ વીખેરાઇ ગયા.

આ પ્રકરણના અંતમાં આપણે જોઇ શકીએ છીએ કે આખરે પણ નારોરપતીના હૃદયમાં જાગ્રત થયેલી સંગ્રામની ભાવનાઓ સાચી નીવડી અને બંન્ને તરફ યુદ્ધની સંપુર્ણ તૈયારીઓ થવા લાગી છતાંયે મહમદપુર નગરવાસીઓ સૈનીકો તો આનંદમાં આવી ગયા હતા.

---

## પ્રકરણ ત્રીજું.

### "સ્વાતંત્ર્ય સંગ્રામનો પહેલો પ્રયત્ન."

ચડતી પડતી જગતમાં જનજનની છે જેમ
સુખ દુખઃ આ સંસારમાં તાપ છાંયડી તેમ.

(દેલવાડાકર)

મહમદપુર નગરના રાજદરબારમાંથી અપમાનીત થયેલો નારોર નૃપતીનો સેનાપતી નારોર આવતાંજ અને તેના મુખેથી યુદ્ધના સમાચાર જાણતાં રાજા રઘુનંદન અત્યંત ઉશ્કેરાઇ ગયો. પોતાના ભયંકર અપમાનની વાતથી જ્ઞાતા થતાંજ તેણે વૈર લેવાનું નક્કી કર્યુ" અને તેજ વખતે સંગ્રામ માટે સર્વ સૈન્ય સજ્જ કરવામા આવ્યું.

...મહમદપુર નગરના નીકટના સ્થાનમા આજે ભયાનક ગર્જનાઓ થતી હતી. કડડડ ધુમના તોપના અવાજો ભયંકર લાગતા, માનવ પ્રાણીઓનો સંહાર કરતા હતા. સ્હામાસ્હામા પક્ષના લડવૈયાઓ પોતાની તલ્વારનું પરાક્રમ બતાવવા સ્વર્ગસુંદરીઓની વીજય વરમાળને વધાવવા-રણશૈયામાં પોઢતા. વીજયના તરંગમાં આશામાં હીંચોળા ખાતો, રાજા રઘુનંદન એક બાજુથી પોતાના શુરા સરદારોને ઉશ્કેરી રહ્યો હતો. બીજી તરફ રાજા રામજીવન બીજી બાજુના કીલ્લાને તોડી-રાજ્યમહાલયમાં દાખલ થવાના મહા પરીશ્રમ કરી રહ્યો હતો. બીજી તરફ તેનો વીર સેનાધીપતી પોતાનું અપમાન કરનાર મહમદપુરનો ગર્વ

રાજા સીતારામરાયના સૈનીકોનો સંહાર કરતો આગળ ધસી રહ્યો હતો. અને તે વખતે શ્રી સીતારામરાય......

એક બહાદુર–શુરા સરદારને છાજે તેવું શૌર્ય બતાવતો દુશ્મનોના મુખેથી પણ ધન્યના શબ્દો બોલાવતો તલવારના જંગ ખેલી રહયો હતો રાજા રઘુનંદને પણ તેની સ્હામેજ દંદયુધ્ધ ખેલવા માંડયું. આ સમયે તેનો પુત્ર સુર્યસીંહરાય થોડાજ સરદારો સાથે પોતાની માતા કમળાદેવીની સ્હાયતાથી પશ્ચીમ તરફના કીલ્લાનું રક્ષણ કરી રહયો હતો. મહમદપુર નગર સ્મશાનવત બની ગયું હતું. દરેક સ્ત્રી–પુરૂષ પોતાના ભલા રાજાની બાજુએ સ્વાતંત્ર્ય સંગ્રામમાં પોતાની જીંદગી કુરબાન કરવા આવેલાં હતાં. રણશૈયામાં વીરગતીને પામતા સરદારોનો કરૂણ આર્તનાદ ભયંકરતાનું દર્શન કરાવી રહયો હતો. રકતની ધારા વહેતી હતી. સૈનીકોનો ભયંકર ચીત્કાર કર્ણને ભીષણ સંગ્રામની અવધીનો કાંઇક ખ્યાલ આપતો હતો. પ્રત્યેક સરદાર પોતપોતાના વીજયને માટે મદમાફક લડતો હતો. આજના પ્રભાતથી બરાબર મધ્યાન્હ સમય સુધીનું આ કમકમાટી ભરેલું યુધ્ધ એક પક્ષને વીજયવંત બનાવી ન શકયું. રાજયલોભી રાજા રઘુનંદને પોતાના કલુષીત સ્વાર્થની સાધના માટે આ ભીષણ સંગ્રામમાં, નીરદય રીતે પોતાના હજારો સરદારોની આહુતી આપી છતાં હજુ અદ્યાપી તેને પોતાના 'જય–વીજયને માટે આશંકા થવા લાગી. સ્હામસ્હામા સરદારો પોતાની તલવારથી જંગલી પ્રકારે મનુષ્યનો સંહાર કરી રહ્યા હતા, સીતારામરાય જો કે શાન્તીનો ચાહનાર પરમ ઉપાસક હતો છતાં જયારે તેને લડવાની ફરજ પડી ત્યારે તે પણ પોતાનું સર્વ શૈન્ય લઇ રણક્ષેત્રમાં ઉપસ્થીત થયો છતાંયે આ વખતે નાટોરની સાથે, ભેળવાયેલા બંગાળ નવાબના બહાદુર લડવઇયાઓ અને નવાબ ખુદ કોઇ જુદાજ અત્યંત મહત્વના વીચારથી પુર્ણ પણે લડતા હતા અને એ બનવાજોગ હતું કે એક ન્હાનાશા સંસ્થાનનો રાજવી આટલી વીશાળ સંખ્યાના સૈન્ય સામે વધુ વાર ન ટકી શકે. છતાંયે અનેક યુધ્ધ ખેલી ચુકેલો શ્રી સીતારામરાય છેલ્લી ઘડી સુધી લડવા માટે તૈયારજ હતો આ સાથે કદાચ પોતાનો પરાજય થાય તોપણ "જીવતો નર ભદ્રા પામે" એ કહેવતાનુંસાર તેણે પ્રથમથીજ સર્વ વાતની ગોઠવણ કરી રાખી હતી અને તેથી મૃત્યુનો લેશ માત્ર ડર રાખ્યા વીના પોતાના સૈન્યને ઉત્સાહપ્રેરીત શબ્દોથી વધાવતો પોતે પણ દુશ્મનોની તલવારના ઘા ઝીલતો આગળ ધસી રહ્યો હતો. સાયંકાળ સુધી આ સંગ્રામનું કાંઇજ પરીણામ ન આવ્યું. ભગવાન સુર્યનારાયણ અસ્તાચળે જઇ વીરાજ્યા. આજે તો પક્ષીઓને, જંગલી જાનવરોને, ગીધોને ઉજાણી મળી હતી. જે સરદારો રણશૈયામાં સુતા હતા તેઓની સાયંકાળે યુધ બંધ પડવા પછી અગ્નીસંસ્કાર દેવામાં આવ્યો અને કેટલાકો ભોજનાદી વ્યવસ્થામાં ગુંથાયા.

આજના સંગ્રામનું પરીણામ કાંઇજ ન આવ્યું. મહમદપુર નગરના સૈન્યના હાથે નાટોર નૃપતિના સૈન્યના ઘણા સરદારો કપાઇ સુતા હતા એટલે યુધ્ધ બંધ થવા પછી રાજા રઘુનંદન અને રામજીવને તુર્તજ એક ખાસ ખાનગી સભા પોતાના તંબુમાં બોલાવી જેમાં એક જાગીરદાર રાજા જાલીમસીંહ મુખ્ય હતો કે જેની સલાહથી રાજા રઘુનંદન પોતાના કાર્યમાં વધુ પ્રવીણ બન્યો હતો.

આ સભાનું નીરીક્ષણ કરીએ તે પહેલા શ્રી સીતારામરાય તરફ પણ નજર દોડાવીશું. વીરગતીને પામેલા પોતાના શુરા સરદારોને અગ્નીસંસ્કાર દીધા પછી જયારે તે પોતાના

તંબુમાં પાછો ફર્યો ત્યારે તેની ધર્મપત્ની સુખ દુઃખની ભાગીદારણ પતીવ્રતા વીરાંગના આદર્શ લલનાનો આર્ય પરિચય આપનારી મહાદેવી કમળાકુમારી વીજયમાળ લઇ વધાવવા ઉભી હતી. આજના યુદ્ધમાં શ્રી સીતારામરાયને પણ શરીરમાં ઘણા ઘા વાગ્યા હતા. વૈદ્યોએ તેનો ઔષધોપચાર કર્યા પછી કમળાદેવી પોતાના વીર પતિની સુશ્રુષામાં તલ્લીન બની અને આવતી કાલનો કાર્યક્રમ ગોઠવવા પતિને યોગ્ય સલાહ આપવા લાગી જો કે હવે પોતાના થોડાજ સરદારો સાથે નાટોરપતી સ્હામે યુદ્ધમાં ઉતરવાનું હોવાથી તેણે દરેક પ્રકારના વિચાર કર્યા અને છેલ્લે એ નીર્ણય પર આવ્યો કે પોતાના પુત્રની રક્ષાને ખાતર સૂર્યસિંહરાયને કમળાકુમારી સાથે હરિહર નગરના શીયાલયમાં પોતાની યોગીની બનેલી માતા યશોધરા પાસે ગુપ્ત રીતે પહોંચાડી દેવો. પરંતુ વીરાંગનાદેવી કમળા આ વાતમાં સમ્મત ન થઇ. તેણે પ્રાણાર્પણ કરવા અને પોતાની ટેક નિભાવવા આગ્રહ કર્યો પરંતુ સમયાનુસાર અને સંજોગ ધ્યાનમાં લઇ કમળાદેવીનું શ્રી સીતારામરાયે કાંઇક સમાધાન કર્યું અને તે વાત કાલ ઉપર મુલતવી રહી. આ વખતે લગભગ મધ્યરાત્રીના બારનો સમય થયો હતો. પોતાના સરદારોને સેવક નહી પણ મીત્ર યા બંધુ તરીકેની ગણત્રી કરનાર શ્રી સીતારામરાયે સર્વ સરદારને પોતાના તંબુમાં બોલાવ્યા અને યુધ્ધ સાટે તેમની સલાહ માંગવામાં આવી તે બહાદુર સરદારોએ પોતાને છાજે તેવોજ પોતાના રાજાને જવાબ આપ્યો અને જીંદગીના અંત લગી લડવાને માટે તૈયાર રહ્યા. કમળાદેવીએ તેમને શુભાશીષ દીધી. યુદ્ધના સંપુર્ણ નિશ્ચયને મેનાહાતી સમા મહા પ્રચંડકાય સેનાપતિએ પણ અનુમોદન આપ્યું અને સર્વ સરદારોને તે પછી શાંતીના ઉપભોગ માટે વીદાય આપવામાં આવી.

જ્યારે પ્રપંચ દગો અને કપટથી કાર્ય કરનારા રાજા રઘુનંદને માત્ર ખાનગી સભા બોલાવી હતી ત્યાં શું થયું તે જાણવાની જરૂર છે. શ્રી સીતારામરાયના અસીમ બળની આજના યુદ્ધમાં ફરી એક વાર ખાત્રી થવાથી નાહીંમત બનેલો રાજા રઘુનંદન અને રામજીવન હવે રાજા જાલીમસીંહની સલાહ લેવા લાગ્યા હતા. પછી તે કોઇ પણ હીસાબે શ્રી સીતારામરાયનો પરાજય કરવા તેઓ આતુર હતા ચ્હાય તો કળથી બળથી કે પછી છળના પ્રયોગથી. તેના સૈન્યમાંના ઘણા ખરા સરદારો પણ તે બન્ને રાજવીઓની આવી નીચ પ્રકારની મહત્વાકાંક્ષાઓ તેમના પ્રાપંચીક કાર્યો અને નીતી પ્રતી તીરસ્કાર દર્શાવનારા હતા. શ્રી સીતારામરાય ગમે તેટલો પોતાનો દુશ્મન હોવા છતાં દુશ્મન પક્ષના સૈનીકો તેના યશોગાન ગાતા હતા. તેની રાજનીતી ધાર્મીકતા સમાનતા માટે માન ધરાવતા હતા. તેટલુંજ પોતાના રાજાને માટે તીરસ્કાર વીના કાંઇજ પ્રદર્શીત ન્હોતા કરતા. આવા નકામા વીના પ્રયોજનના યુદ્ધ માટે લડવા પણ તેઓ તૈયાર ન્હોતા, છતાં સતા આગળ શાણપણ શા કામનું ? તેમની આવી પ્રકૃતીથી રાજા રઘુનંદન સંપુર્ણ વાકેફગાર હતો તે જાણતો હતો કે પોતાના સરદારોની આવા નીંદ્ય કૃત્યમાં જરાયે સંમતી નથી. તેથીજ તેણે આ છાવણીમાં ખાનગી સભા ભરી હતી. અને સરદારોને આમંત્રણ આપ્યું ન્હોતું. આ છાવણીની મસલતમાં નવાબ મુર્શીદકુલીખા પણ હતો આ યુદ્ધમાં પણ તે સામેલ થયો હતો. પણ માત્ર તે દુરથીજ યુધ્ધનું નીરીક્ષણ કરી રહ્યો હતો. તેનો અંતરાત્મા તો એજ જણાવતો હતો કે આખરે પણ વીજય સીતારામરાયનો છે છતાં રાજ્યવૈભવ વીલાસની માયા એશઆરામ કોને પ્રીય ન હોય ? મહમદપુરના રાજા

કર્તાનો ભાગ્ય રવી આ યુધ્ધમાં અસ્ત થાય તો પણ રાજા રઘુનંદનને તો તેના આવા કલ્પીત કાર્યની યોગ્ય શીક્ષા કરવાનો મક્કમ નીશ્ચય કરનાર નવાબ પણ કાંઇક છુપી બાજીની રમત રમી રહ્યો હતો. જો કે તેણે પોતાનું નહી જેવુંજ સૈન્ય આ યુદ્ધમાં સામેલ કર્યું હતું. પરંતુ સ્વાર્થાંધ નાટોર રાજપતીઓની બુદ્ધી બહેર મારી ગઇ હતી અને તેઓ મીથ્યા નીષ્ફળ પ્રયત્નો કરી લોહીની સરીતા વ્હેવરાવી રહ્યા હતા.

રાજા રઘુનંદનની આ ગુપ્ત મસલત ખુદ રાજા જાલીમસીંહના ઉપરજ નીરભર રહી હતી, અને નાટોર નૃપતીએ તેનીજ બુધ્ધીમતા ઉપર ચાલવાના ઠરાવ ઉપર આવ્યા હતા. રાજા જાલમસીંહ એક બહાદુર લડવૈયો હતો, તેની થોડી ઘણી જાગીર હતી અને નાટોર નૃપતીનો દોસ્ત સેવક સલાહકાર પોતાને મનાવતો. તે કદાવર બાંધાનો કપટી કાર્યકુશળતામાં પ્રવીણ હોવાથીજ નાટોર નૃપતીનો માર્ગદર્શી બન્યો હતો આજની આ ગુપ્ત મંત્રણા તરફ ઘણા સરદારોનું ધ્યાન ખેંચાયું હતું. અને સાચા અંતઃકરણથી પણ દાના દુશ્મન શ્રી સીતારામરાય તરફ જે દીલ બતાવનારા હતા, તેઓ પણ જાણતા હતા કે નાટોર રાજવીઓ જરૂર પ્રપંચના પાસા ગોઠની એ મહાબાહુનો વિનાશ કરવા બાજી ખેલી રહ્યા છે.

તો કહો જાલીમસીંહ ! આપનો શુ અભીપ્રાય છે ? આજના યુધ્ધનું નીરીક્ષણ કરતાં મને તો દેખાય છે કે વીજય મળવો મોંઘો છે. એ મહા પ્રતાપી રાજાનું અથાગ બળ જોતાં તેના સૈનીકોનો ઉત્સાહ અને વીરતા જોતાં આપણા વીજયને માટે મને શંકા આવે છે.” રાજા રઘુનંદને કાંઇક ચીંતાયુક્ત વદને નીરાશાના ઉદગાર કાઢી રાજા જાલીમસીંહની સલાહ માગી.

“રાજાજી ! રાજ્ય કરવું છે. રાજા સાર્વભૌમ સત્તાધીશની ઉપાધી મેળવી નામના અમર કરવી છે. વૈભવ, વિલાસ, જોઇએ છે તો રાજ્ય બાબતમાં પ્રપંચ વીના એક પણ માર્ગ નથી. પ્રપંચથી આખી દુનીયા જીતી શકાય છે. કહો પ્રપંચ વીના દુનીયામાં કઇ વસ્તુ ખાલી છે ?”

જાલીમસીંહે પ્રપંચનો માર્ગ અને તેનાથી થતા ફાયદાનો પરીસ્ફોટ કરતાં જણાવ્યું.

“આપનું કહેવું સત્ય છે પરંતુ સીતારામરાય સ્હામે એક વેળા ખુલ્લી લડાઇ જાહેર કર્યા પછી અત્યારે પ્રપંચ માટે સમય ક્યાં છે !” રાજા રામજીવને બુધ્ધિ અને દીર્ઘદષ્ટિ વાપરી.

“જે સમય જોઇએ તે અત્યારેજ છે. રાજાજી ખુલ્લા સંગ્રામના મૈદાનમાં શ્રી સીતારામરાય સમા મહાન યોધ્ધાને જીતવો એ રમત વાત નથી તેમજ તમો તેને જીવતો પકડી શકો તેમ પણ નથી. તમારૂં અખુટ સૈન્ય તેટલી તાકાત ધરાવનારૂં નથી. અને કદાચ સીતારામરાયનો સંગ્રામમાં પરાજય થાય તો પણ તે પોતાના રાજ્યના ખજાનાની એક પાઇ પણ તમારા હાથમાં આવવા દેશે નહી અરે તેણે તો અત્યારથીજ સર્વ તૈયારી કરી દીધી હશે.”

રાજા જાલીમસીંહે સીતારામરાયની ચાતુર્યતા વીરતા અને આત્મબળની પ્રશંસા કરી. રાજા રામજીવનના મતનું ખંડન કરતાં લંબાણ વીસ્તારથી જણાવવા માંડ્યું ને આગળ તાનું ભાષણ ચલાવતાં બોલ્યો.

"સીતારામરાય જેટલો ઉદાર સમાનતા ધરાવનારું ઐકયતાને ચાહનાર અને ઉદારીતમાં છે તેટલોજ તે અસત્ય ઉચ્ચારનાર અનિતી, દગો અને પ્રપંચ ખેલનાર જાતી કુલકલંક થનાર મનુષ્ય માટે ભયંકર રાક્ષસરૂપ છે. આવા એક ખેલ ખેલનાર વીર ખેલાડીને તો પોતાના વિજય માટે છળથીજ નમાવવાની જરૂર છે અને નહીં તો યાદ રાખજો કે તમારોજ પરાજય છે."

જાલીમસીંહે સીતારામરાયના સ્વભાવનું ટુંકમાં નીવેદન કર્યું તેનું એવું લંબાણ ભાષણ સાંભળી નાટોર રાજ્યકરતાઓ સ્થંભીત થઇ ગયા અને પોતાના આદરેલા આવા નીચ કૃત્ય માટે જરાક પશ્ચાતાપ પણ કરવા લાગ્યા છતાં પાપીનું દીલ સદાએ પાપોથી ભરપુર હોય છે. એક વેળાનું જુઠાણું હજાર વખત જુઠું બોલવા ફરજ પાડે છે. એક પાપ-બીજા હજારો પાપ કરવા લલચાવે છે. પ્રેરે છે. નીચ મનુષ્યની આ પ્રકારની રીતી—નટોર રાજવીએ અંગીકાર કરી હતી. અને તેમની દશા ત્રીશંકુ સમાન થઇ હતી તે બંન્ને ભ્રાતાઓની મુખાકૃતી તરફ નજર કરતાં બંગાળનો નવાબ જરાક અટહાસ્ય કરી બોલ્યો.

"નાટોર નરેશ ! આટલી વાતચીતથી ગભરાઇ જવાની જરૂર નથી. આપે મારું કહેવું ન માન્યું. અને અર્ધા રસ્તે આવી વિચાર કરવા બેસવું એતો નીર્માલ્ય બીક બાયલા, કાપુરૂષનું કામ છે. મરદનું નહીં. એક વેળા રણમેદાને ઉતર્યા પછી મર્દ બચ્ચો કદાપી પણ પાછી પાની નહીં કરે અને તેથી આમ ઢીકુજ ડરી જવાની જરૂર નથી. તમારા સાચા સલાહકાર, મર્દ, અને અનેક યુધ્ધો ખેલી ચુકેલા, તમારાજ દોસ્ત રાજા જાલીમસીંહની સલાહ યોગ્ય છે. અને તેઓ કહે છે તે પ્રમાણે કરવામાં આવે તો મને ખાત્રી છે કે જરૂર આખરે વીજય આપણો છે.

બંગાળના નવાબે પ્રોત્સાહન આપતાં જણાવ્યું. આ સાંભળી જાલીમસીંહ બોલ્યો.

રાજાજી ? જેને તમે જીતવા ધારો છો તે બહુજ અલ્પ સમયમાં જીતી શકાય તેમ છે. આજે તમો તમારા પરાજયને જોઇ રહ્યા છો. કાલે તે પરાજય વીજયના રૂપમાં ફેરવાઇ જશે શ્રી સીતારામ આપમેળે તમારા ચરણમાં નમી જશે, તેને જીતવો એક રમતનું કામ છે. જો મારી સલાહ અને વીનંતી ધ્યાનમાં લેશો તો ખાત્રીથી કહું છું કે કાલે પ્રભાતે મહંમદપુર નગર ઉપર નાટોરનૃપતીનો વીજયધ્વજ ઉડતો બતાવવા જાલીમસીંહ બીડું ઝડપે છે." જાલીમ સીંહે અત્યંત પ્રેમપુર્વક હીંમતથી નવીજ ચાલાકીથી પ્રપંચ અને છળનો દીલમાં મનસુબો કરી આશાના કીરણો નાટોર નરેશના હૃદયમાં પ્રસરાવ્યા, આ સાંભળી એ શયતાન પીશાચો હર્ષાવેશમાં આવી ગયા અને બોલ્યા.

"કહો કહો જાલીમસીંહ તમો કેવી રીતે તેમ કરી શકશો ? અમો તમારીજ સલાહ મુજબ કામ કરવા તૈયાર છીએ."

આ સાંભળી અત્યંત ધીમા સ્વરે જાલીમસીંહે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું.

"જુઓ. અત્યારે મધ્ય રાત્રીનો સમય થઇ ગયો છે. મને માત્ર તમારા બસો સરદારો આપો એટલે હું મહંમદપુર પ્રભાત થતાં પહેલાં તમારા હસ્તમાં સોંપું. ત્યાં—શું કરવું છે

તે મારે જોવાનું છે પરંતુ એ યાદ રાખજે કે તમો અને તમારૂં સૈન્ય મારૂં રણવાદ્ય સંભળાય ત્યારે કીલ્લા ઉપર તોપનો સખ્ત એક બાજુએ મારો ચલાવજે. બીજી તરફથી નગરમાં પેસવાની તજવીજ કરજે, ત્રીજી તરફ સીતારામરાયના એક એક સરદારનો વીનાસ કરી નાખજે, સર્વને અત્યારથીજ સુચના આપજે કે સર્વ તૈયાર રહે."

રાજા જાલીમસીંહે પોતાના અંતરને ખુલ્લું કરી નાખ્યું. નાટોરપતીએ તત્કાળ તેને બસો કરતાં વધુ સરદારો સોંપી દીધા અને બંગાળના નવાબે પણ રાજા જાલીમસીંહની તારીફ કરી, પોતાનાં તંબુમાં સૌ વીખેરાઇ ગયા. રાજા જાલીમસીંહ બસો સરદારોને લઇ તે કાળ રાત્રીએ અત્યંત છુપી રીતે પોતાનાં માર્ગમાં આગળ વધ્યો. છાવણી છોડી ગયો.

શ્રી સીતારામરાયના સરદારો તદ્દન નીસ્પૃહી તેમજ નીડરતાથી શાંતીનો ઉપભોગ કરતા હતા. કેટલાક પહેરો ભરતા હતા. કેટલાક આજના સંગ્રામની ચર્ચા કરતા ગપ્પા હાંકી રહ્યા હતા. ભયંકર કાળ રાત્રી સુસવાટા કરતી પસાર થતી હતી શીતળતા પ્રસરાવતો ચંદ્રમાં પણ ધીરે ધીરે પોતાની ગતીને વધારી રહ્યો હતો. ઘડીકમાં વાદળમાં છુપાતો, ઘડીકમાં આછો પ્રકાશ ભુમી મંડળમાં પ્રસરાવતો શાંતતા અને નીમંળતા 'પ્રસરાવતો દેખાતો' હતો. શ્રી સીતારામરાય શરીરે ઘવાયેલો હોવા છતાં શાંતીનો ઉપભોગ ન કરતાં પોતાના શુરવીર અને સાચા સલાહકાર સેનાપતી મેનાહાતી સાથે શત્રુઓ ઉપર છુપી બારીકાઇથી નજર રાખવા અને દુશ્મનોની ચર્ચા નજરે જોવા વેશ પરીવર્તન કરી નીકળ્યો હતો. અચાનક અણચીંતવ્યા તેઓ છાવણીમાં આવી પહોંચ્યા. અને અત્યંત ગુપ્તપણે સર્વ સૈન્યને સાવધાન રહેવાનું જણાવી દેવામાં આવ્યું. પોતાની ધર્મપત્ની કમળાદેવી અને બાળપુત્ર સુર્યસીંહરાયને પણ જાગ્રત કરી દીધા. એટલામાંજ મારો, મારોના ભયંકર અવાજો સંભળાવા લાગ્યા. રાજા જાલીમસીંહના સરદારોએ અચાનક છુપો છાપો માર્યો હતો અને નાટોર સૈન્ય સીતારામરાયના સૈન્યની વ્યુહરચના ગોઠવાય તે પહેલાં છાવણીમાં સર્વ સ્થળે પ્રસરાઇ ગયા. આ વખતે શ્રી સીતારામરાયે બન્ને હાથમાં તલવાર ધારણ કરી. પોતાની ધર્મપત્ની પાસે આવ્યો અને તેણે એક ગુપ્ત રસ્તેથી કુમારને લઇ હરીહરનગર ચાલી જવા આજ્ઞા કરી, કુમાર જીવશે તો કોઇક દીવસે પણ જરૂર વેર વાળશે આથી તે વખ્તે તેના અંતરાત્માએ સાક્ષી આપી કે દુશ્મનો જીતશે—જેથી કુમારની રક્ષા ખાતર આમ કરવું યોગ્ય ધાર્યું". રાણી કમળાદેવી સાથે સુરવીર સેનાપતી મેનાહાતી પ્રથમથીજ કરેલા સંકેત મુજબ થોડાક સરદારોને લઇ રાણીની સાથે સંરક્ષણ માટે સંચર્યો. અને યુદ્ધ અચાનક શરૂ થયું.

---

## પ્રકરણ ચોથું.

### દાનો દુશ્મન કે અપકાર ઉપર ઉપકાર.

"ક્ષમા વીરસ્ય ભુષણમ"

"ક્ષમા વીરસ્ય ભુષણમ" એ, વીરોને—વીરોના જીવનને તેમના સાત્વીક અત્યુતમ વીશાળ સાગરસમા હૃદયને, તેમના મહાન ઔદાર્યને વીરત્વને અને શુરવીરપણાને છાજતું અભીમાન છે, ત્યાંજ સાચા વીરાત્માઓની અપ્રતીમ કસોટી છે, દીલ્હી સમ્રાટ હીંદુપદ પાદશાહીનો છેદકો,

મહાન શુરવીર સમ્રાટ પૃથ્વીરાજના અતુલ બળથી ઐતીહાસીક ઘટનાઓને જાણનારા સમજી શક્યા છે કે તે કાંઇ ઓછા બળવાળો નહોતો પણ "ક્ષમા વીરસ્ય ભુષણુમ" એ ઉકતીનો તેણે પોતાની જીંદગીના ઇતીહાસમાં મોગલશાહ શાહબુદ્દીન ઘોરીને છ–છ વાર ક્ષમા આપી વીશાળ હૃદયને તાદ્રસ્યમાન જાહેર કરી બતાવી હતી. છતાં એ સુત્ર કોઇ કોઇ વેળાએ મહાન ઉલ્કાપાત મચાવવાને કારણભુત બને છે અને ઘણું ખરૂં કાળા સર્પ જેવા નામ માત્રથી પણ દંશ લાગે તેવા ઝેરી જંતુરૂપી મનુષ્ય એ સુત્રના, છાજતા અભીમાનથી હાથમાં આવી ગયા છતાં આબાદ મુકતી મેળવી પુનરપી પોતાની જાળ એવી બીછાવે છે કે અંતે મહાન વીરાત્માઓને પણ દગાથી પોતાના માર્ગમાંથી દુર કરવા પાછા હઠતા નથી–હઠાવી દે છે; છતાંએ તે પણ અમુકજ કુદરત તરફથી નીરમાણ થએલા સમય સુધીજ એવા શયતાનો પોતાને સુખી અને એક અજાયબી સત્તા ધરાવનાર શાહોના શાહ માની બેસે છે. પરંતુ...

કુદરત સારા નરસા ભલા બુરાના કામનો બદલો આપ્યા વગર રહેતીજ નથી. એક હાથે કર બીજે હાથે ભર. ક્ષણીક માત્રના વીજયથી એવા નરપુંગવ! પીશાચ પ્રાણીઓ બે ઘડીની મોજ માણી લે છે આવા દ્રષ્ટાંતો ગુજરાત કાઠીયાવાડ કે મહારાષ્ટ્રના ઇતીહાસોમાં ઘણાએ મળી રહે છે કે "ક્ષમા વીરસ્ય ભુષણુમ" એ સુત્રાનુસારે કેટલાક ભુપાલે એ વીષસમાં ઝેરી વાયુના ફેલાવનાર મનુષ્યોને છોડી દઇ, આપમેળે તેમને તેમના પ્રાપંચીક કાર્ય કરવામાં સીધી યા આડકતરી રૂપે મદદ મેળવી આપે છે. ઘડી બે ઘડીના વીજય માટે નારોરરાજવીઓ પણ અત્યંત ઉલ્હાસમાં આવી જઇ એશ આરામમાં મસ્ત બની ગયાં હતા, જો કે તેઓએ જાલીમસીંહ સમા એક શયતાનની દગલબાજીમાં સાથ આપી શ્રી સીતારામરાય સમા મહાન વીરાત્માના રાજ્યને નષ્ટપ્રાય કર્યું હતું છતાં, હજુ તેઓએ તેની જીંદગી લેવા તેના વંશનું નીકંદન કાઢી નાખવાનો પ્રયત્ન છોડયો નહોતો, રાજા જાલીમસીંહને મહંમદપુર નગરનો રાજકારભાર સોપીએ ત્રીપુટી પોતાના વીશાળ સૈન્ય સાથે મહંમદપુરના કીલ્લાથી થોડે દુર જંગલમાં છાવણી નાખી પડેલા હતા. સૈન્ય અને રાજ્યની સંપુર્ણ વ્યવસ્થા પછી દરેક ઇનામની લાલચ રાખનારા મનુષ્યો દુશ્મન પક્ષના સરદારો શ્રી સીતારામરાયનો પત્તો મેળવવા ભ્રમણ કરી રહ્યા હતા.

કુદરતે નીર્માણ કરેલા ઉન્નતગીરીશૃંગો પહાડોમાં શ્રી સીતારામરાયે આશ્રય લીધો હતો. શીતળતા પ્રસરાવતો સુમધુર વાયુના ફરફરાટે તેના આત્માને અનુપમ શાંતી બક્ષી હતી. ગીતાજીમાં કહ્યું છે કે "કર્મણ્યે વા ધીકારસ્તે માફલેશુ કદાચ નઃ–કર્મ પ્રયત્ન, પુરૂષાર્થ કરવાનો મનુષ્યોનો અધીકાર છે. એપુરૂષાર્થથી પણ જો પોતાની રૈયતની પુનઃ આબાદી થઇ શકતી હોય–ગુલામગીરીમાથી બચાવી શકાતી હોય તો ભલે એક વેળા સંગ્રામ ખેલવો પડે અને તેમાં પોતાનો પ્રાણ કુરબાન કરવો પડે તેથી શું? આવા નેક વિચારોથી ઘેરાયેલો એ સ્વતંત્રતાનો સાચો પુજારી શીર ઉપર અનેક આફતો ઝઝુમતા છતાં આજ કેટલાંક સમયથી આનંદમાં દીન ગાળતો ગુફામાં નીવાસ કરી રહ્યો હતો. તેની વીર રાણી પતિભકત પ્રમદા કમળાદેવી પોતાના પુત્ર સુર્યસીંહરાયને સાસુ યશોધરા પાસે હરિહરનગરના શીવાલયમાં પહોંચાડી પુનરપી પોતાના પતિની સુશ્રુષામાં આવી હાજર થઇ ગઇ હતી. અને પોતાના પતિના દીલને દીલાસો દઇ મન આનંદમાં

શખતી. ખરેખર સદભાગ્ય વીના સર્વગુણ સંપન્ન ધર્મપત્ની પણ મળતી નથી. આવી એક સદચારીણી–જીંદગીના સુખ દુઃખની ભાગીદારણ મળવા માટે શ્રી સીતારામરાય પોતાને ભાગ્યશાળી માનતો અને ગમે તેવા દુઃખી દીનો પણ શાંતીમાં આનંદમાં વ્યતીત કરતો એનું એકજ દ્રષ્ટાંત પુરતું થઇ પડશે. પ્રીય વાંચક ! રાજ્યની આવી દુર્દશા થવા છતાં આ રાજ્યમહેલ નીવાસીની મહાન વ્યક્તિએ ભયંકર ગુફામાં પણ અત્યારે સોગટાંનાં દાવ ખેલતાં અત્યંત ઉલ્હાસમાં આવી સમય પસાર કરી રહ્યાં હતાં આ સ્થળ એક પહાડી સ્થાન હતું. એ રાજારાણીની રમત જોતો તેમનો મહાન સેનાધીપતિ મેનાહાતી પણ બીરાજેલો હતો. અને સામસામાં દાવ ઉપર દાવ ખેલતા હતા. આ સમયે સંધ્યાકાળ થવા આવી હતી.

દીવસના અત્યંત પરીશ્રમથી ભ્રમણ કરતાં પશુપક્ષીઓ પોતાના માળા પ્રતી પ્રયાણ કરી રહ્યાં હતાં નભોમંડળમાં રંગબેરંગી વાદળી–છાંયાઓનું દ્રષ્ય મનોમુગ્ધ કરે તેવું હતું રવીદેવ પણ અસ્તાચળે વીરાજતા. પોતાના અદ્દભુત પ્રકાશને કોઇ અગમ્ય સૃષ્ટીમાં છુપાવી દેતા અદ્રષ્ય થતા હતા. આજે શુકલ પક્ષની પુરણીમા હતી ઘોર તીમીરનો નાશ કરી અંધકારમાં પણ ઉજ્જવળ કરવા સખ્ત તાપથી ઉકળાટથી શ્રમીત થએલાં માનવપ્રાણીઓને પોતાની શીતળતાથી શાંત કરવા ચંદ્ર દેવ પણ ધીરેધીરે, નભો મંડળમાં પ્રકાશ દેતા દ્રસ્યમાન થવા લાગ્યા. કેમ જાણે પુરણીમાનો અનુપમ ખીલતો ચંદ્ર. અમાસરૂપી કાળી ઘોર રાત્રી વીતાવી શ્રી સીતારામરાયના હ્રદયની રોશનીને ખીલવવા પ્રગટ થતા હોય તેમ દેદીપ્યમાન થવા લાગ્યા એ પહાડની આસપાસ બીજી અનેક ન્હાની મોટી ટેકરીઓ સપાટ અને ઉંચાનીચા રસ્તાઓ પણ હતા, તેમાં ભયંકર વસનારા પ્રાણીઓનો ભયંકર અવાજ પણ કર્ણગોચર થવા લાગ્યો સુર્યદેવતા પ્રખર તાપથી ઉકળાએલા એ જાનવરો પણ શીતળતાનો અનુભવ લેવા બહાર નીકળવા લગ્યાં હતા.

આવા ભયાનક સ્થાનમાં નીર્બળ હ્રદયના મનુષ્યની તાકાત નહોતી કે કોઇપણ આવી શકે ! નાટોર રાજવીઓ એટલું તો જાણતા હતા કે કદાચ સીતારામરાય કોઇ પહાડમાં ભરાઇ ગયો હશે, પરંતુ આવા વીકટ વનમાં આવવાની હીંમત તેનામાં જોઇએ તેટલી નહોતી પરંતુ લક્ષ્મીનો લોભ મનુષ્યને શયતાન બનાવે છે. આ પુરણીમાની રાત્રીનો સમય શરૂ થતાંજ રાજા રઘુનંદની છાવણીમાંથી એક બાજુએ બે સરદારો કાંઇક મસલત કરી તત્કાળ બહાર પડયા, અને અશ્વો ઉપર સ્વાર થઇ એ ભયંકર પહાડના સ્થાન તરફ રવાના થઇ ગયા તેજ વખતે મુખ્ય તંબુમાં રાજા રઘુનંદન પણ શ્રી સીતારામરાયના સ્થાનને શોધી લાવવા રાજા રામજીવનને ઉશ્કેરી રહ્યો હતો. રામજીવન એક બહાદુર લડવઇયો રાજ્ય કરતા હતો તેણે પોતાના વડીલ બંધુની આજ્ઞા શીરોધાર્ય કરી અને કેટલાક સ્વારોને સાથે લઇ શ્રી સીતારામરાયનો કોઇ પણ પ્રકારે પતો મેળવી લાવવા કમર કસી બહાર પડયો. આસમયે પૃર્ણિમાનો ચન્દ્ર પણ પ્રકાશ પ્રસરાવી રહયો હતો. કેટલાક અશ્વારોહી સ્વાર રાજા રામજીવનની સાથે જવા તૈયાર થઇ ગયા અને તત્કાળ એ નાનીશી ટુકડી શ્રી સીતારામરાયની શોધ માટે સંચરી

આ બહાદુર વીરો ! કદાચ આટલી હીંમત હૈયામાં રાખી પહાડ તરફ આવે તો તેનાથી સાવચેત રહેવા માટે એ પહાડી ભયંકર સ્થાનની આસપાસની ન્હાની મોટી ટેકરીમાં શ્રી સીતા-

હિંદુ યા મુસ્લીમ, પારસી કે ખ્રીસ્તી કોઇપણ કોમના મનુષ્ય પ્રત્યે સમભાવના ધરાવનાર અને પોતાથી બનતું કરી અન્યનું દુઃખ ટાળવા પ્રયત્ન કરનાર–



મારા માનવંતા શ્રીમાન શેઠજી
સાહેબ હાજીમહંમદ
રમજાનઅલી—ખાંન



પોતાની શ્રીમંતાઇને શોભાવનાર અહં-ભાવ રહિત, મિત્ર ધર્મ બજાવનાર મારા માયાળુ મિત્ર અને સહાયક
શ્રી. સવાયલાલ કેશવલાલ શાહ

શેમરાએ અને તેના ચાણુક્ય બુધીના વીર સેનાપતી મેનાહાતીએ એવી રીતે પોતાના સૈન્ય ને ગોઠવી દીધું કે હતું કુદરતથી રક્ષાએલા પહાડ રૂપી કીલ્લાઓમાં પણ તેઓ નીસંશ સુરક્ષિત રહી શકે. શીયાળાની સખ્ત કકડતી ઠંડી તેમાંએ વળી નીર્જન અરણ્યનું સ્થાન ભયંકર ખુલ્લું જંગલ અને તેમાંય વાયુનો સખ્ત ફરફરાટ ઠંડીમાં વીશેષ પોતાનું પ્રોત પ્રકાશતો એટલે કે અત્યંત એ પહાડમા ઠંડી હોવાથી શ્રી સીતારામરાયના સરદારો ટેકરીઓની અંદર બેસી તાપણું સળગાવી ચલમ ફુંકાવતા કાંઇક રાહત મેળવતા. ઝપ્પાં લગાવતા રાત્રી પસાર કરતાં છતાંએ જે જે અમલદારોને જે સમયે પોતાની ફરજ બજાવવાનો સમય થતો તે વખતે તેઓ પોતાના ભલા માલીક માટે સખ્ત પહેરો ભરતા અને તકેદારી રાખતા. ઘણી ખરી ટેકરીઓ ઉપર ઠંડીને ઉરાડવા માટે સરદારો આવા નાનાં મોટા તાપણાંઓ સળગાવતા અને તેથી ખાસ કરીને પહાડ કે ટેકરીના અંદરના ભાગમાં દૂરથી જોનારને એમ જણાતું હતું કે પર્વત સળગી રહ્યો છે.

આવી સખ્ત ઠંડીમાં થરથરી ગએલા કોઇ એક બે પ્રવાસીઓ અચાનક એ પહાડે ઉપર આવી ચઢ્યા અને તાપણી આગળ શરદી ઉરાડવા ખાતર આવી બેઠા. અચાનક આવેલા બે પ્રવાસીઓ તરફ શ્રી સીતારામરાયના સરદારો પ્રથમથીજ સંશય રાખતા જણાયા. જે સ્થાન ઉપર આ બે પ્રવાસીઓ આવ્યા હતા તેજ પર્વતના અંદરની ભાગમાં શ્રી સીતારામરાયનું સ્થાન હતું આવેલા પ્રવાસીઓ એક એકના સ્હામે જોતા કાંઇક ગુપ્ત સમસ્યાઓ કરતા એ તાપણી પાસે બેઠા. આ આગન્તુક બે પ્રવાસીઓએ આબાદ વેષ પરીવર્તન કરેલો હતો અને તેઓ પ્રવાસી જેવા ઉપરથી જણાતા હતા છતાં તેમને આવેલા જોઇ ત્યાં બીરાજેલા બધા સરદાર શસ્ત્રથી સજ થઇ તેમને ઘેરી વળ્યા અને તેઓ કોણ છે? શા માટે આવેલા છે? તેવો પ્રશ્ન પુછવા લાગ્યા. પરંતુ છળભેદ રમનારા આ પ્રવાસીઓએ જવાબમાં અમે પ્રવાસીઓ છીએ અને માર્ગ ભુલ્યા છીએ સખ્ત ઠંડીમાં ઠરી જવાથી તમારી તાપણી જોઇ આવ્યા છીએ. આટલોજ જવાબ આપ્યો. પરંતુ પાપ વધુ વાર છુપુ રહી શકતું નથી એ કુદરતનો અજબ અગમ્ય ન્યાય છે એ હીસાબે એટલામાંજ શુરવીર સેનાપતી અચાનક ગુફામાંથી પહાડ ઉપર આવ્યો અને ત્યાં શું બને છે તે જોવા તથા સરદારો અને પ્રવાસીજનોનો વાર્તાલાપ ગુપ્ત રીતે સાંભળતો ઉભો. શ્રી સીતારામરાયના સરદારોએ આવનાર પ્રવાસીઓ પ્રત્યે દયા બતાવી તાપણી પાસે બન્ને જણને બેસાડ્યા. થોડીવારે એ પ્રવાસીઓએ રજા માંગી પરંતુ મેનાહાતી સમો બુધ્ધિમાન સેનાપતિ આ પ્રવાસીઓને શકની નજરથી જોવા લાગ્યો. જેવા બે પ્રવાસીઓ ચાલવા લાગ્યા કે તત્કાળ પોતાના સરદારોને ત્રાડ પાડી તેઓને કેદ કરવા સેનાપતિએ હુકમ કર્યો. આ હુકમનો અવાજ કાને પડતાં સર્વ સરદારો તત્કાળ સજ્જ થઇ ગયા અને એ બન્ને પ્રવાસીઓ કયદ બની ગયા. મેનાહાતી સરદારોની નીકટમાં આવી બોલ્યો. "મુર્ખાઓ! આ પ્રવાસીઓ નથી. પણ વેષ પરીવર્તન કરેલા નાટોર રાજ્યના સરદારો છે, આવા ભયાનક સ્થાનમાં પ્રવાસી આવેજ ક્યાંથી? અને આવે તો માર્ગ ભુલેલા પ્રવાસી થોડાજ સમયમાં પાછા શા માટે ફરે છે! એટલું પણ ન સમજી શક્યા? તે બન્નેની ઝડતી લ્યો."

પોતાના અધીષ્ટાતાનો હુકમ થતાંજ સરદારોએ તે બન્નેની ઝડતી લેવા માંડી પ્રથમ તેઓના ખીસા તપાસવામાં આવ્યા અને તપાસ કરતાં એ બનાવટી વટેમાર્ગુ

ઓની પ્રપંચ જાળ ખુલ્લી પડી ગઇ, શ્રી સીતારામરાયને પકડી આપવાનું જાહેરનામું તેમના ખીસ્સામાંથી નીકળી આવતાં તેમની સંપુર્ણ ઝડતી લેવામાં આવી અને તેમ કરતાં તેઓ નારોર રાજવીના સૈનીકો જાહેર થઇ ગયા અને જ્યારે તે બંન્ને સરદારો જોઇ શકયા કે હવે જીવનની આશા બહુજ ઓછી છે એટલે કોઇ પણ ઉપાયે ન્હાસવાની યાતો અન્ય પ્રકારે સીતારામરાયનો પ્રાણ લેવાની ગુપ્ત મનોવાંચ્છના ધરી તત્કાળ તેઓની આંખે પાટા બાંધી દઇ, તે બન્ને જણને શ્રી સીતારામરાય પાસે લઇ જવામાં આવ્યા. પ્રીય પાઠકો એ તો જાણે છે કે આ બે સરદારોને તે ઉદારાત્મા ક્ષમા આપે તે પહેલાં તો, જ્યારે એ સરદારોના નેત્રો ઉપરથી પાટા છોડી લેવામાં આવતાંજ તત્કાળ ન્હાસવાની પેરવી કરવા લાગ્યા. તે બન્ને સરદારો મલ્લ કુસ્તીમાં બહુજ કુશળ હતા તેટલીજ કીંમત અને બાહુબળવાળા હોવાથી તેમને પકડનારા સરદારોને એકજ ક્ષણમાં નીચે ફેંકી દીધા અને તેમાંના એકે શ્રી સીતારામરાય ઉપર તલવારનો ઘા કરવા પ્રયત્ન કર્યો અને બીજો સરદાર તલવારથી ત્યાંના સરદારોને હઠાવવા બળ અજમાવવા લાગ્યો. પરંતુ સ્હામેજ ઉભેલો પ્રચંડ ભીમકાય મહાવીર સેનાપતી મેનાહાતી આવા એક તુચ્છ સરદારોને મગતરા માફક ચોળી નાખે તેવો અજબ શકતીશાળી હોવાથી પ્રથમ તેણે પોતાના અન્નદાતા મહારાજા શ્રી સીતારામરાયનો પ્રાણ બચાવી પોતાની સમશેરથી ઘા કરવા આવનાર સરદારનું મસ્તક ધડથી જુદુ કરી નાંખ્યું. અને પેલો બીજો સરદાર જોતજોતામાં એક અન્ય સૈનીકની તલવારના ઘાએ વીંધાઇ જમીન ઉપર પડયો, આ પ્રમાણે એ ઉધ્ધત સરદારો જાનથી માર્યા ગયા. અને તેમના શબને પહાડની ઉંચી ટેકરી ઉપરથી ખીણુમાં ફેંકી દેવાની મેનાહાતીએ સૈનીકોને આજ્ઞા કરી આ પછી શ્રી સીતારામરાય કાંઇક ગંભીર વીચારગ્રસ્ત બન્યો અને મેનાહાતી કેટલીક શંકાઓનું નીવારણ કરવા માટે એ ગુફામાંથી બહાર નીકળી કેટલાક સરદારોને સાથે લઇ આસપાસની ટેકરીઓ તરફ તપાસ કરવા માટે બહાર પડયો.

જે સમયે પેલા બે સરદારોને ઉંચી ટેકરી ઉપરથી નીચે ખીણમાં ફેંકી દેવામાં આવ્યા તેજ વખતે પોતાની બહાદુરી અને પરાક્રમ બતાવવા તથા શ્રી સીતારામરાયના નીવાસસ્થાનનું સંશોધન કરવા નીકળેલા શ્રી૦ રામજીવન પોતાના સરદારો સાથે અત્યંત ગુપ્ત રીતે કેટલીક સપાટ જમીનનો ભાગ ચાલ્યા પછી ન્હાની ન્હાની ટેકરીઓ ચઢતા ઉતરતા આ તરફજ આવી રહ્યા હતા, જ્યાં શ્રી સીતારામરાયનું નીવાસસ્થાન હતું તે ગોપના પહાડ તરફના મુખ્ય દ્વારથીજ મેનાહાતીએ પોતાના સરદારોને ગુપ્ત રીતે ગોઠવી દીધા હતા. તેઓ અખંડ રાતદીન જાગૃત રહેતા હતા. અચાનક રાત્રીના પહેરેદારોએ અશ્વોના પગની ખરીઓના અવાજ હણહણાટ સાંભળતા ચમકયા છતાં તેઓ જે માર્ગે જતા હતા તે માર્ગે તેમને આગળજ વધવા દીધા. છતાં ભાન ભુલેલો રામજીવન આસપાસમાં કોઇપણ નજર નાંખ્યા વીના આગળ વધ્યેજ જતો હતો. અને ઉપરથી નીચે ઉતરતાં મેનાહાતી તથા તેના સરદારો પણ આવનાર સરદારોને છુપી રીતે જોઇ ગયા હતા. છતાં તેઓ કોણ છે તેની ખબર ગોપપહાડના મુખ્ય દ્વાર પર પહેરો ભરનારા સરદારોમાંના એક સૈનીકે ઉપર ખબર પહોંચાડી દીધી હતી અને તેથી તેઓએ બન્ને બાજુથી હલ્લો કરી તેઓને હરાવવા પ્રપંચ રચ્યો અને જ્યારે તેઓ લગભગ અર્ધ પહાડ ઉપર આવ્યા કે તત્કાળ મેનાહાતીની આજ્ઞાથી એ પહાડ ઉપરથી મોટા પત્થરોનો વરસાદ દુશ્મનો ઉપર વરસાવવો શરૂ કર્યો.

અચાનક પાષાણના વરસાદથી રાજા રામજીવન અને તેના સરદારો ગભરાઈ ગયા તેઓ સશસ્ત્ર હતા છતાં તેમનાં હથીઆરોનો કાંઈક ઉપયોગ થઈ શકતો નહોતો. આથી તેઓએ પાછા પગલે નાશવા માડ્યું. પણ પાછળ નહાશવા જતા એક એક સરદાર દુશ્મનોની કાતીલ તલ્વારનો ભોગ થવા લાગ્યા બંન્ને બાજુથી આછા છુપા મારાથી રાજા રામજીવનના સરદારો પોતાના પ્રાણ બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા. અને પસ્તાવા લાગ્યા પરંતુ તેમની પાસે પોતાનો પ્રાણ બચાવવાનો એક પણ ઉપાય નહોતો બીજી તરફ નહાસવા જતાં ખીણો આવેલી હતી. એટલે તેઓએ જોશબંધ નીચે ઉતરવા માંડ્યું અને તલ્વારો ખેંચી. નીચે ઉભેલા દુશ્મનો સાથે લડવા માટે તૈયાર બની ગયા અને ઉપરથી પણ પત્થર પડવા હવે બંધ થયા હતા એટલે તેઓ શુર ઉપર આવી લડવા લાગ્યા પરંતુ અચાનકજ એક પચાસ સરદારોની ટુકડી ત્યાં આવી પહોચી અને તેઓ પોતાનું મોત પ્રકાશે તે પહેલાંજ દુશ્મનોની તલવારના ભોગ બન્યા. સહુ સ્વર્ગે સીધાવી ગયા પરંતુ સેનાપતી મેનાહાતીની સખ્ત આજ્ઞાના પરીણામે માત્ર રાજા રામજીવનનેજ જીવતો કેદ કરવામાં આવ્યો અને તત્કાળ તેને શ્રી સીતારામરાય પાસે લઈ ચાલ્યા આ વખતે મેનાહાતીનું મુખ ચંદ્રદેવના પ્રકાશમાં સ્પષ્ટ જોઈ શકાતું હતું તેને જોતાંજ મહારાજા રઘુનંદનના વીર બધુ રાજા રામજીવનના શરીરમાં એક ભયંકર અનુકમ્પા આવી ગઈ અને તેણે એ મહા પ્રતાપી વીરના હાથમાં પોતાની જીવનદોરી ગયેલી જોતાં ભયથી થરથર ધ્રુજવા લાગ્યો. સેનાપતી મેનાહાતીના મુખારવીંન્દ પર રામજીવન માટે ભયંકર તીરસ્કારની લાગણીઓ પ્રગટ થતી તે જોઈ શકતો હતો. અને જો તે ધારતે તો એકજ ક્ષણમાં તેને પણ યમદ્વાર પહોંચાડી દેતે. પણ નહી આવા એક રાજાને પોતાના માલીક પાસે ઉભો કરી શીક્ષા કરાવવાના હેતુથીજ જીવતો રાખ્યો હતો.

ગુફાના ગુપ્તદ્વારમાં પ્રથમ મુજબ રામજીવનના નેત્ર ઉપર પાટા બાંધી દેવામાં આવ્યા અને તેને શ્રી સીતારામરાય પાસે લઈ જવામાં આવ્યો, આ સમયે વીર રાણી કમળાદેવી પણ ત્યાંજ બીરાજી રહેલી હતી. મેનાહાતીએ એ હિન્દુ દ્રોહી અને ધર્માંખોર મનુષ્યને સખ્ત શીક્ષા કરવાનું શ્રી સીતારામરાયને જણાવ્યું પરંતુ શ્રી સીતારામરાય એક બહાદુર વીર નર હતો તેણે ઘણીજ ઉદારતાથી તેને છોડી દેવા જણાવ્યું કારણ દીલ્હીના સમ્રાટ સમા એક મહાન દુસ્મનને પણ જીતી લઈ પોતાની ઉદારતાના અત્યુતમ ઉદાહરણથી દુસ્મનનો દોસ્ત બનાવ્યો હતો. એવા ભયંકર દુસ્મનોની સ્હામે પણ જેણે માયાળુ વર્તન દાખવ્યું હતું તો પછી આ મગતરૂં કોણ માત્ર? તે એક ગંભીર અટહાસ્ય કરી બોલ્યો:

"મારા વીર સેનાપતી? આવા એક ભયથી ધ્રુજતા મનુષ્યનો જાન લેવામાં વીરોની મહત્તા હોતીજ નથી. જરા નજર કરો તેની કાયા માત્ર આપણને જોતાં ભયથી થર થર ધ્રુજી રહી છે. એને મરણનો ભય છે એવા મરણથી ડરતા મનુષ્ય જો કે વીરજ નથી સંગ્રામ ક્ષેત્રમાં ઉતારવાને પણ લાયક નથી અરે એક મામુલી સરદારની તુલનામાં પણ આવી શકતા નથી તો તેવા શુદ્ર જંતુને મારી નાખવાથી શું અર્થ? શું લાભ?"

"મારા ભલા માલીક? એક ક્ષુદ્ર ઝેરી જંતુ પણ અનેકનો નાશ કરી નાખવા માન હોય છે જો કે એક વેળા દાવમાં આવ્યા પછી તેઓને પોતાનો નજરે દેખાય છે. છતાં તેઓ ઉદારતાને અંગે છુટા થયા પછી પોતાનો ઝેરી પ્રય

વિના રહેતા નથી. આ કાળો નાગ છે. એને જીવતો જવા દેવામાં આપણુનેજ હાની છે આવા ઝેરી જાનવરોને તો આ તલ્વારના એકજ ઘાએ..."

ઉપરોકત શબ્દો પુરું કરતાં પહેલાં સેનાપતિ મેનાહાતી એટલો ઉશ્કેરાઇ ગયો કે તે પોતાની તલ્વાર ખેંચી કાઢી રામજીવન સ્હામે ધસી ગયો પરંતુ સમયસુચકતા વાપરી શ્રી સીતારામરાય ત્વરીત ગતીએ રામજીવનની આગળ જઇ ઉભો રહ્યો, અને તલ્વારનો ઘા કરતાં મેનાહાતીને રોકી દીધો, અને બોલ્યોઃ

"સબુર સબુર મારા વીર સેનાપતિ એકદમ સાહસ ન કરો, આવા નામર્દને મારી શું કીર્તી મેળવશો તમારી વીરતાનેજ લજાવશો. જવા દયો."

પોતાના માલીકનાં આવા ઔદાર્યથી તો મેનાહાતી જરાક ક્રોધી બન્યો અને કાંઇક આવેશપૂર્વક પણ વીનયથી બોલ્યોઃ

"મારા ભલા રાજા–તમારા વીશાળ હ્રદયને હું પીછાણું છું પણ આ ઉદારતા અસ્થાને છે. તમો ઘણી વખત આવા કાળા નાગને જીવતા જવા દયો છો. પણ તેનું પાછળથી માઠું પરિણામ આપણુનેજ ભોગવવું પડે છે. છતાં હું તો આપનો એક નાચીજ સેવક છું આપની આજ્ઞાને તાબે થવાનો મારો ધર્મ છે." સેનાપતિએ વીનયથી કાળા સર્પ માટે ઉદારતા ન દર્શાવવા જણાવ્યું આટલી વાતચીત ઉપરથી રાજા રામજીવનના હ્રદયમાં જીવનની આશા બંધાવા લાગી અને તેણે પણ મેનાહતીનો આવો પ્રકોપ જોતાં અત્યંત દયાદ્ર સ્વરે ગદગદીત કંઠે શ્રી સીતારામરાયને જણાવ્યુંઃ

"ઓ ભલા ભુપાલ—સાંભળ્યું છે કે તમો મહાન દુશ્મનને પણ તેના અપરાધોની ક્ષમા આપો છો. તો પશ્ચાતાપના અગ્નીમાં જળતા આ મનુષ્યને શું તમારા તરફથી–દયા–ક્ષમા નહીં મળી શકે? મને જીંદગી–નવી જીંદગી આપો હું મારા વડીલ બંધુને સ્હમજાવીશ અને આ વીગ્રહ બંધ કરાવી અમો અમારા અપરાધની ક્ષમા માગી આપ કહેશો તે સજા–દંડ ભોગવી અમારા મહા પાપનું પ્રાયશ્ચીત કરીશું અમારા રાજ્યમાં સીધાવી જશું પરંતુ મને ક્ષમા આપો, અમોને અમારા કરેલા આવા અઘટીત કર્તવ્યથી ઘણોજ ખેદ ઉત્પન્ન થાય છે લાચાર–શું કરૂં? ઓ મહા સમૃદ્ધશાળી અને વીરાત્મા તમારી પીછાન મને ઘણીજ મોડી થઇ. તમારા અંતરની ઉચ્ચ ભાવનાઓ, આત્મપ્રભાવ અને સાગર સમા ગંભીર હ્રદયની કલ્પના પણ ન્હોતી. હવેથી આ તમારા સેવકો આવું અનીષ્ટ કાર્ય કદાપી કરવા નહી પ્રેરાશે તેવું વચન છે. પરંતુ મને જવા દયો જીવતદાન આપો અને આ તમારા મહાબાહુ વીર સેનાપતીને સ્હમજાવો. આશ્રયે આવેલા, અને શરણે પડેલા મનુષ્યને ન સંહારો." સમયસુચકતા વાપરી શ્રી સીતારામરાયના ગુણાનુવાદ ગાઇ, તેનાં અત્યંત વખાણ અને કીર્તી ગાઇ એક ભીક્ષુકની માફક કૃત્રીમ ચોધાર આંસુઓ સારતો, નાટોરનો રાજવી શ્રી સીતારામરાય પાસે જીવતદાનની ભીક્ષા માગવા લાગ્યો પણ તે તો એક માત્ર પ્રપંચ હતો મુખમેં રામ બગલમેં છુરી એવો પ્રકાર હતો રાજા રામજીવનના હ્રદયમાં હળાહળ વીષ પથરાએલું હતું. તે તો પોતાનું અપમાન અને મેનાહાતી સ્હામે વેર લેવા તત્પર હતો. પણ શું કરે? કારણ તે તો આબાદ ચોતરફથી ઘેરાએલો હોવાથીજ આવા આજંવતાભર્યા દીન શબ્દોચ્ચારથી શ્રી સીતારામરાયના

દીલને પીગળાવવા માગતો હતો આ બધુ તે બોલ્યો અને દીનતા જાહેર કરી તે માત્ર પોતાની જીંદગી બચાવવા અને વેરનો જ્વાળાગ્ની સમય મળતા શાંત કરવાના પ્રપંચી હેતુથી. બાકી પશ્ચાતાપ, ખેદ, કે ગ્લાની જેવું તેના હૃદયમાં કંઇપણ ન્હોતું. રાક્ષસી સ્વભાવના મનુષ્યોજ એવા પ્રકારના હોય છે કે તેમના ઉપર ગમે તેટલા ઉપકારો કરો, ભલાઇ પ્રદર્શીત કરો, દયા બતાવો, તો પણ આખરે એ તો, સમય અને સંજોગ મળતાં પોતાની નીચતા પુરવાર કરી દે છે. એ ઉપકાર–દયા–કે ભલાઇને ભુલી જઇ શૈતાન બની જાય છે. આ બધું મેનાહાતી સ્હમજી શક્યો હતો એ જાણતો હતો કે અત્યારના બોલેલા શબ્દો રાજા રામજીવનના કૃત્રીમ છે ઉપરથી દયાની યાચના છે. પણ અંતરમાં તો હળાહળ ઝેર છે અને એથીજ તેણે પુનરપી શ્રી સીતારામરાયને જણાવ્યું–

"મારા ભલા અને દયાળુ મહારાજા, આ મનુષ્યના શબ્દો બનાવટી છે, કૃત્રીમ આજંવતાભર્યા દીન શબ્દોથી તમોને ભોળવવા માગે છે તમારૂં દીલ ઔદાર્યતાથી ભરપુર હોવાથી તે સ્હમજે છે કે હું મૃત્યુ પાસમાંથી છુટી જઇશ અને તેથીજ તે દીન વાણીએ આપને ભોળવવા માગે છે પરંતુ એક વખત પાંજરામાં પુરાએલા સીંહને છોડી દેતાં જરૂર તે આપનોજ પ્રાણ લેવા તત્પર બની જશે. કાળોનાગ–ઝેરી ડંસ દેશે તેની ખાત્રી રાખજો કુપાત્રને દાન દેવાથી તે દાન દેવાનો કશોજ જેમ અર્થ નથી તેમ આવા શયતાન મનુષ્યને જીવતદાન દેવાનો પણ કાંઇજ સાર નથી." આ સાંભળી આછું હાસ્ય કરતો સીતારામરાય બોલ્યો–

"મારા સુભટવીર ? તમારૂ કહેવું સત્ય છે પરંતુ શરણે આવેલા મનુષ્યને સંહારવામાં મહત્તા શી ? યાચના–દીનવાણી ઉચ્ચારનારનો શીરચ્છેદ કરવામાં વીરતા શી ? ન છુટકે દીધેલા દાનની ઉદારતા શી ? ગમે તે હો પણ એ યાચના સત્ય હો યા અસત્ય, તેની પરવા વીરાત્માઓ કદાપી કરતા નથી." શ્રી સીતારામરાયે મેનાહાતીના મતનું ખંડન કરતાં જણાવ્યુ આટલી વાર સુધી શાંત ઉભેલી વીર રાણી કમળાદેવી તત્કાળ બોલી ઉઠી–

"સ્વામી ! સ્વામી ! આપ ભુલો છો; કદાચ તમારૂં અલ્પ સમયને માટે સાચું પણ માની લઇએ તો પણ આવા ઘરભેદુ અને પારકા સુખને ન જોઇ શકનાર, ઇર્ષાગ્નીની જ્વાળાઓથી સળગતા અંદર અંદર કપાવી મારનાર, અને હીંદુજાતીનો–હીન્દુધર્મનો–હીંદુ રાજ્યનો નાશ કરવા ચાહનાર, દયાની દ્રષ્ટી સુધ્ધાંને લાયક નથી. ઉદારતા ક્ષમા જેની ભાવનાને સ્હમજતા નથી, તેના સીદ્ધાંતોને વીચારનારા નથી. અને ઉપકાર ઉપર અપકાર કરનારા નરાધમ મનુષ્યોને તેની કીંમત નથી તેવાઓ તો તલ્વારને આધીન થવાજ સરજાયલ છે. એટલાજ ખાતર મારો પણ એ અભિપ્રાય છે કે તેને પણ દેહાંત દંડની શીક્ષા થવીજ જોઇએ, રાણી પણ સેનાપતીના મતને અનુમોદન આપતાં બોલી, અને તે સાંભળી તે બંનેનો એટલો આગ્રહ જોઇ વધુ વીવાદ ન લંબાવતાં શ્રી સીતારામરાય બોલ્યો—

"રાણી ! શ્રી સીતારામરાય એકવચની છે તલ્વારના–ખાંડાના ખેલ ખેલનારો ખેલાડી છે તે આવા એક નાલાયક ધીક્કારાથી–(આટલું બોલી રાજા રામજીવનને એક લતાપ્રહારથી નવાજી) ડરી જાય તે ન માનશો ગમે તે થાય–મારી ઉદારતાનો એ લાભ લઇ જાય તો પણ હું તો પ્રભુપર અને મારા આત્મબળ ઉપર સંપુર્ણ વીશ્વાસ રાખનારો છું અને તેથીજ તેને દયાપાત્ર

ગણી ક્ષમા આપુ છું." આટલું બોલી રાજા રામજીવનને મુક્ત કરવાની તેણે સરદારોને આજ્ઞા કરી અને પુનરપી તેના નેત્રો ઉપર પાટા બાંધી ગુફાની બહાર લઇ જવામાં આવ્યો. જ્યારે રાણી કમળાદેવીએ પોતાના પતીને કાંઇક સલાહ આપી ત્યારેજ પેલો શયાનત નાટોરપતી જાણી શકયો કે તે શ્રી સીતારામરાયની ધર્મપત્નિ હતી–તેના શબ્દો સાંભળ્યા પછી એક દીવસ તેણીને પણ પોતાનો સંપુર્ણ પરીચય કરાવવા મનમાં વીચાર ગોઠવવા લાગ્યો. જ્યારે તે એ સ્થાન છોડી ગયો ત્યારે પણ પોતાની ઉગ્રતા છુપી રીતે પ્રગટ કરતો હોય એમ રાણીને જણાયું છતાંએ એતો વીરાંગના હતી પોતાના પતીના જેવીજ એક બહાદુર નારી એમ ડરી જાય તેવી ન્હોતી. તેણે પણ ઘણી લડાઇઓમાં પોતાના પતીને સાથ આપ્યો હતો એટલે આ સંગ્રામમાં કાંઇ નવાઇ જેવું તો ન્હોતુંજ. જ્યારે રામજીવનને મેનાહાતી ગુફાના દ્વાર ઉપર લાવ્યો અને તેના નેત્રો ઉપરથી બંધ છોડી નાખવામાં આવ્યા ત્યારે તે સમયે રામજીવનનો ચ્હેરો ખુશાલીથી છવાયો હતો. ન જાણે શાએ કારણથી પણ તેણે કાઇક મુછોના વળ ઉપર હાથ નાખ્યો, છતાં હજુ તો સ્હામે મેનાહાતી જેવો કેશરી ઉભો હતો એટલે મનમાંજ કાંઇ ગણગણાટ કરતો સૈનીકોના પહેરા હેઠળ પર્વત ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. છેક પર્વતની નીચે પહાડના દ્વાર ઉપર પોતાનાજ સરદારો તલ્વારનો ભોગ બની રકતની નદીમાં પડેલા તેણે જોયા. અને રોષથી–ક્રોધભરી નજરે આમ તેમ નીહાળવા લાગ્યો. છતાંયે આ સમયે તે શું કરી શકે? હજુ તો તેના હૃદયમા ભયે એટલી બધી અસર કરી હતી કે એકલા અટુલા જવું પણ વીચારવા જેવું લાગતું હતું. અસ્તુ ક્ષમામેળવી ચુકેલો રામજીવન શ્રી સીતારામરાય પાસેથી જીવતદાનની ભીક્ષા માંગી છાવણી તરફ ચાલ્યો, આ દીધેલી ક્ષમાએજ શ્રી સીતારામરાયના સર્વસ્વનો વીનાશ રૂપ કેવી રીતે બને છે તે આપણે અંતે જોશું. પણ કુપાત્રે દીધેલું દાન જેટલું અર્થ વીનાનું હોય છે. તેટલુંજ બલ્કે તેથી પણ અધીક કુપાત્રે–અપાયેલી ક્ષમા માંગનાર મનુષ્ય, એ દયાનો બદલો ડાકણ બની આપે છે. ઉપકાર ઉપર અપકાર કરે છે એ શું પ્રીય પાઠકોથી અજ્ઞાત હશે! નહીંજ. છતાંયે આ ઐતીહાસીક ઘટના વાંચી જોવાથી તેની સંપુર્ણ ખાત્રી થશે.

---

## પ્રકરણ ૫ મું.

### "એ મહાપુરૂષનું ઐતિહાસિક જીવન" અને "રાજયશાસનનો નિશ્ચીત સમય."

કલા, સાહિત્ય, ઉગ્રજ્વલંત દેશભાવનાઓથી પ્રેરીત બંગાળ પ્રદેશમાં આવેલા જેશોર જીલ્લાના હરીહર નગરમાં શ્રી સીતારામરાયનો સતરમી શતાબ્દીના અંતમાં જન્મ થવા પામ્યો હતો શ્રી સીતારામરાયનો પીતા એક અલ્પ સમૃધીશાળી જાગીરદાર હતો જયારે આ વીર બાળકનો જન્મ થયો ત્યારે કોઇએ પણ સ્વપ્ને ખ્યાલ નહી કર્યો હોય કે આ બાળક એક વખત સારાયે હિંદુસ્તાન પ્રદેશ ઉપર રાજકર્તા દીલ્હીના બાદશાહને પણ મુંજવશે. બાલ્યવયથીજ આ બાળકે પોતાની બુદ્ધીમતા, વીરતા અને ઔદાર્યતાનો પરીચય કરાવવા માંડયો હતો. શીકારનો શોખ, દુશ્મન સ્હામે પણ અડગ ટેક અને ટેક નીભાવવાનો તેનો હઠયોગ તેણે મોટી વયે પોતાની જીદગીમાં જીવનમાં ઉતાર્યો હતો. પુર્વજોના સમયમાં પુરાણી પદ્ધતી અનુસાર ક્ષત્રી બાળકોને પ્રથમ ગુરૂને ત્યાં અભ્યાસ કરવા મોકલવામાં આવતા હતા અને તેજ પ્રણાલીકાનુસાર આ બાળકને સાતમે વરસે ગુરૂની શાળામાં અભ્યાસ કરવા માતાપીતાએ

મોકલ્યો પરંતુ પાંડીત્ય અને શીક્ષણ મેળવી ગુરૂપદ કીંવા બાળકો ઉપર શાસન ચલાવવા કરતાં તેના હૃદયમાં તો બાલ્યવયથીજ તીર ભાલો શીકાર ઘોડેસ્વારી વીગેરેના શોખ લાગ્યા હતા અને તેથી ઘણીયે વેળા શાળાના સમય ઉપર ગેરહાજર રહેવું યા તો શાળામાં રહીને પણ શીક્ષણ ગ્રહણ કરવા આવનારા વીદ્યાર્થીઓ ઉપર પોતાની હકુમત કેમ ચલાવવી તેજ માત્ર તે શાળામાં શીખવા લાગ્યો આથી શીક્ષક પોતે પણ ઘણીએ વેળા તેને ઠપકો પણ આપતા અને ચૌદમું રતન ચખાડતા, છતાં જાતી સ્વભાવ ન મુચ્યતે એ ઉકતી અનુસાર ક્ષત્રી કુમાર કદાપી પણ બીજાનું આધિપત્ય સ્વીકારવા તૈયાર નજ થાય એ સ્વભાવીક હતું. લગભગ પંદર વર્ષની ઉમર થતાં તો તેણે પોતાની તેજસ્વીતા શૌર્યતાનાં અનેક કર્તવ્યો કરવા માંડયા જયારે સંપુર્ણ યુવાવસ્થામાં આવ્યો ત્યારે તેનાં માતાપીતાએ તેના લગ્ન માટે ગોઠવણ કરવા માંડી અને એક ઉચ્ચ કુળની ખાનદાન ક્ષત્રીબાળા કે જેનો પીતા પણ અત્યંત સમૃધ્ધીશાળી અને પરાક્રમી હતો તેની પુત્રી કમળાદેવી સાથે એકવીસ વરસે શ્રી સીતારામરાયનાં લગ્ન થયાં કમળાદેવી એક વીરપિંતાની કન્યા હતી અને અને તેણીએ પણ યુધ્ધ કુશળતામાં નૈપુણ્ય પ્રાપ્ત કર્યું હતું કમળાદેવીનો પિતા જો કે આ એકજ સંતાનવાળો હતો છતાં તે તો આ પુત્રીને પુત્ર તુલ્યગણી યુદ્ધકળા શીખવવા લાગ્યો હતો. અને આ માતા પિતાએ પાડેલા યુદ્ધકળાના સંસ્કારે કમળા દેવીના જીવનમાં અનેરી ભાત પાડી હતી ખરેખર નારી જીવનની ધર્મપત્નીની અને માતા તરીકેની ઉજ્જવળતા કીર્તી અને નામના અમર કરી હતી રણયુદ્ધમાં પોતાના પતીસહ તેણીએજ યુધ્ધ કૌશલ્ય બતાવ્યું હતું તે આજ કારણથી એતો સત્ય છે કે માતા પિતા પોતાના બાળકને જેવો સંસ્કાર પ્રેરે ઉતારે તેવાજ સંસ્કારોને નતીને ધારણ કરનારા બાળકો પોતાની જીંદગીમાં વૃદ્ધી પામે અસ્તુઃ–લગભગ બે વરષના ગાળા પછી શ્રી સીતારામરાયના માતપિતા ઐહીક લોકનો ત્યાગ કરી ગયા પછી આ વીરતાનો અને સ્વતંત્રતાનો પુજારી શ્રી સીતારામરાય એક સમયે ગંભીર વીચાર કરતો, પોતાની અને પોતાના દેશની પરતંત્ર દશા ઉપર કલ્પનાઓ કરતો, નીરાશાના સાગરમાં ગરકાવ બની ગયો, અને તેજ તેના જીવનની ધન્ય પળે તેણે પોતાની સમશેર તલ્વાર મ્યાનથી બહાર કાઢી રણમેદાને પડયો ધીરે ધીરે તો તે અનેક વીરપુરૂષોનો સેનાપતિ બન્યો, અને જેસોર જીલ્લામાં આવેલાં અનેક નગરો પર તેણે પોતાનું આધીપત્ય સ્થાપવા અથાગ શ્રમ સંગ્રામ અને જહેમત ઉઠાવી આ પુરૂષાર્થી અને પરમભાગ્યશાળી બહાદુરના ભાગ્યમાં વીજયદેવીએ વરમાળ આરોપી અને જેમ જેમ તેણે અનેક નગરો કબ્જે કરવા માંડયા ત્યારે તેની વીરતા શૌર્યતાનાં યશોગાન ચોદીશાએ ગવાયાં. તે એટલે સુધી કે દીલ્હીનો સમ્રાટ બંગાળનો નવાબ નાગોરના રાજ્ય કરતા મહારાષ્ટ્રનો શીવાજી પણ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા આ સમયે જેસોર જીલ્લો ઘણોજ સમૃધ્ધીશાળી હતો તેમાં બાર ચકલા ગણાતા હતા તદ ઉપરાંત બીજા અનેક ન્હાના મોટા રાજવીઓની પણ રાજધાની હતી છતાં તે સર્વને જીતવા માટે શ્રી સીતારામરાયે બીડું ઝડપ્યું હતું અને કોઇપણ પ્રકારે તેની મહાન સમ્રાટ થવાની મહત્વકાંક્ષા પુરણ કરવાનો તેણે દૃઢ નીશ્ચય કર્યો હતો તેની વીરતા ઔદાર્યતા ગરીબો પ્રત્યેની અથાગ દીલસોજી જોતા તેનું આધીપત્ય સ્વીકારવા માટે અને તેનાજ સેવક બનવા માટે ભલભલા બલાઢય પુરૂષો પણ તૈયાર થઇ સૈન્યમાં જોડાયા હતા આ જોતાં દીલ્હીનો સમ્રાટ અને બંગાળનો નવાબ ભયભીત બની ગયા. તેઓએ જ્યારે જોયું કે આ મહા બલાઢય પુરૂષ જરૂર આપણી સાથે પણ સંગ્રામમાં ઉતરશે ત્યારે તો તેઓ વીચારમાં ગરકાવ બની જતા હતા પરંતુ સીતારામરાયને દીલ્હીના સમ્રાટ કે

બંગાળના નવાબ સ્હામે વેર ન્હોતું પરંતુ જે પરદેશીએ બંગાળમાં આવી પોતાની સત્તા જમાવી હતી, અને બંગાળવાસીઓને પોતાના તાબેદાર બનાવી પોતાની રાજ્યપ્રણાલીકાના દુષ્કર સાધનમાં પરતંત્રતાની બેડીઓમાં જકડી લીધા હતા તે રાજ્યનીતીને ઉખેડી નાખવા કમર કસી હતી. જો કે તેમાં ઘણાયે હીન્દુ રાજાઓનો પણ સમાવેશ થતો હતો, છતાંયે તેમની રાજ્ય પ્રણાલીકા કે જે ઘણીજ પ્રજાને કચડી નાખે તેવી હતી તેની સ્હામે બંડ જગાવ્યું હતું છતાંયે એક દીવસ તેની બ્હાદુરીની પરીક્ષા કસોટી કરવાને ખાતર દીલ્હીના શાહે શ્રી સીતારામરાયને જેસોર જીલ્લાના તેમજ બીજા રાજ્યકર્તાઓ પાસેથી કર વસુલ કરવા લખી જણાવ્યું આથી દીલ્હીના સમ્રાટને તેનું વીરત્વ જોવાનો સમય મળ્યો પરંતુ તે ગણત્રી કરતાં ભુલ્યો સીતારામરાય સમા બંગાળના કેશરીને છંછેડવો એ મહા વીકટ અને જોખમ ભરેલું હતું પણ જ્યારે શ્રી સીતારામરાયે જોયું કે આ સમયે હું પાછી પાની કરીશ તો દુનીયા મને નીંદશે, ભીરૂ, બાયલો, કાયર કહેશે ત્યારે તેણે પુનઃ તલ્વાર હાથ ધરી અને સમ્રાટની આજ્ઞાનુસાર તેણે સૌ રાજાઓ પાસેથી સંગ્રામ ખેલી કર વસુલ કરી પોતાના રાજ્યની આબાદી કરી પરંતુ આથી દીલ્હી સમ્રાટને સુખ ન મળ્યું તેણે તે કર દીલ્હી સમ્રાટને ભરવા અને પોતાને પણ ખંડીયા તરીકે રહેવા જણાવ્યું પરંતુ પોતાના પરાક્રમો વીરતા ઉપર મુસ્તાક રહેનારો સ્વાતંત્ર્ય પ્રેમી સીતારામરાય—બાદશાહના આ કર્તવ્યથી છંછેડાયો અને તેણે બાદશાહને પણ પોતાની તલવારનું પાણી બતાવવા મનસુબો કર્યો અલ્પ સમયમાં બાદશાહે તેની સંગ્રામમાં કસોટી કરી પરંતુ એતો એક પ્રકારની પરીક્ષા હતી બાદશાહે ઘણીજ રાજી ખુશીથી આખુંયે રાજ્ય તેને પાછું સ્વાધીન કર્યું અને ત્યારથી તે જેસોર જીલ્લાનો એક સ્વતંત્ર રાજા થયો અને તેજ પળથી દીલ્હી સમ્રાટનો તે એક મહાન જીગરજાન મિત્ર બની ગયો. આ પછી જ્યારે જ્યારે દીલ્હી દરબાર ભરાતો યાતો કોઇપણ માંગલીક પ્રસંગ ઉપસ્થીત થતો ત્યારે શ્રી સીતારામરાય દીલ્હી સમ્રાટનો મહેમાન બનતો. અને તેનું આસન સૌ કરતાં મોખરે રહેતું કારણકે અન્ય રાજાઓ ખંડીયા હતાં જ્યારે શ્રી સીતારામરાય પોતાના આત્મબળથી સ્વતંત્રતા મેળવી ચુકેલો હતો.

ઇ. સ. ની અઢારમી શતાબ્દીના પ્રારંભમાં આ મહાબાહુએ પોતાનો પુરાણ પ્રતાપ સારાયે દેશમાં પ્રગટાવી દીધો, માહારાષ્ટ્ર પ્રદેશમાં જેમ યુવાવસ્થામાંજ વીરવર શીવાજીએ પોતાના અખંડ પ્રૌઢ પ્રતાપને પ્રસરાવી દીલ્હીના બાદશાહને જેવી રીતે ધ્રુજાવી પોતાની વીર હાકલ બજાવી હતી તેજ પ્રમાણે બંગાળના બહાદુરે પોતાના સ્વતંત્રતાના કીર્તિધ્વજ પણ યુવાનીના પુર બહારમાંજ છવરાતી ઉડતો કર્યો અને જે બંગાલીઓ માટે એમ કહેવામાં આવતું કે રાજ્યશાશન કરવા લાયક નથી, તેઓમાં વીરતા નથી તેવી ખોટી ભ્રમણાનું શ્રી સીતારામરાયે ખંડન કરી વીર બંગાળીઓની મહાન તેજસ્વીતા સાબીત કરી આપી હતી.

જ્યારથી આ જેસોર જીલ્લો શ્રી. સીતારામરાયે સ્વાધીન કર્યો અને પોતાની સત્તા જમાવી ત્યારે તેણે પોતાની રાજધાની મહંમદપુર નગર નામક શહેરમાં સ્થાપન કરી અને ત્યાં રહેવા લાગ્યો; જેસોર જીલ્લામાં તે પછી અનેક સરોવર, મજબુત કીલ્લાઓ, રાજ્ય મહાલયો, વીગેરે જોવા લાયક અને હીંદને ભારતવર્ષની શોભામાં—ગૌરવતાને દીપાવે, ઉજ્વળ કરે, તેવાં શ્રી સીતારામરાયે બાંધકામો

અને જ્યાં શ્રી સીતારામરાયે પોતાની રાજધાની સ્થાપી તે મહમદપુર નગરનો કીલ્લો તો સારાય બંગાળમાં વીખ્યાત છે. કીલ્લાનું, અને પ્રજાનું રક્ષણ કરવા દુશ્મનો સ્હામે કટોકટીના સમયે રક્ષણ કરવા ભયંકર ઉંડી ખાઇઓ ખોદવામાં આવી હતી. આ શહેરની પ્રજા પોતાના ભલા રાજાના દરેક કાર્યમાં મદદ કરતા સ્હાયતા આપતા. ગરીબ મનુષ્યોનાં કષ્ટ દુર કરવા શ્રી સીતારામરાય, રાજા હરીશ્ચંદ્ર અને કરણસમ દાનેશ્વરી ગણાવા લાગ્યો. રાજ્ય ખજાનો એ પ્રજાની મીલ્કત માની તે ખજાનાનો ઉપયોગ પ્રજાના રક્ષણ માટે કેળવણી માટે ઉપયોગ કરવા સીતારામરાય સદાયે તત્પર રહેતો શ્રી સીતારામરાયના પીતાના અવસાન પછી તેમની માતા યશોધરા યોગીની બની સર્વ સંસારીક બાબતોનો ત્યાગ કરી ઘર છોડી હરીહરનગરના મહાન શીવાલયમાં પ્રભુભક્તિ કરવા પ્રયાણ કરી ગઇ અને પુત્રવધૂ કમળાદેવી યોગીની માતાના ઘણીએ વેળાદર્શને આવવા લાગ્યા તે માતાની પરમ શુભાશીષથી આ વીર પુત્રે સારાયે બંગાળમાં નામના મેળવી, રાજ્ય મેળવ્યું હતું આ પછી તેની સંપુર્ણ સત્તા છવાએલી જોતાં બંગાળનો નવાબ તેની સત્તાને તોડવા અને રાજ્ય છીનવી લેવા પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ તેના અનેક પ્રયત્નોનું પરીણામ નીષ્ફળતામાં આવ્યું, અનેક વખતના સંગ્રામમાં તેને હાર ખાવી પડી. પણ જ્યારથી દીલ્લી દરબારમાં નાટોર રાજ્યાધીપતીના હૃદયમાં ઇર્ષાગ્નીએ પ્રવેશ કર્યો. અને તેની સામે ખુલ્લી લડાઇ જાહેર કરી ત્યારે નવાબે પણ આડકતરી રીતે એ સંગ્રામમાં બનતી મદદ આપવા નાટોરપતીને વચન આપ્યું અને સંગ્રામમાં સામેલ થયો. આટલું સત્ય ઇતીહાસનું દીગ્દર્શન કર્યા પછી આપણે વાર્તાના પ્રવાહમાં આગળ વધીશું. અસ્તુ.

---

## પ્રકરણ ૬ ઠું.

## રાજકન્યા કિશોરી.

ઐતિહાસિકતાનું આગલું પ્રકરણ વાંચ્યા પછી પ્રીય પાઠકો તથા પાઠીકાઓ ચાલુ સંગ્રામનું કારણ જાણ્યા પછી તે સંગ્રામનું શું પરીણામ આવ્યું તે પણ અજ્ઞાત નથી પોતાના સર્વસ્વનો ત્યાગ કરી છેલ્લી ઘડીએ આત્મબળીદાન દેવા તૈયાર થએલા અને રાજ્ય પણ ગુમાવી બેસી ગોપના પહાડ ઉપર નીવાસ કરતા શ્રી સીતારામરાયના દાવમાં એ મહાન સબળ શત્રુ આવેલો હોવા છતાં તેને જીવતો જવા દીધો હતો એજ બતાવે છે કે તેનું દીલ વીશાળ સાગર સમુ દયાળુ અને શત્રુ તરફ ક્ષમા દર્શાવનારૂં હતું. પોતાના બંધુની અને નવાબની ઉશ્કેરણીથી શ્રી સીતારામરાયને જીવતો પકડી લાવવા ગએલો રાજા રામજીવન પરાજય પામી દુશ્મનના હાથે જીવતદાન મેળવી નીર્માલ્ય બની છાવણીમાં પાછો આવ્યો હતો એટલુંજ નહી પણ વીના કારણ તેની સાથે ગયેલા સરદારો પણ પોતાનો જાન ગુમાવી બેઠા હતા.

આખીયે રાત વીતી જવા છતાં અને પ્રભાત થતાં સુધીમાં રાજા રામજીવનના કાંઇ પણ સમાચાર ન મળવાથી રાજા રઘુનંદન અને નવાબ અત્યંત ચિંતામગ્ન થયા હતા કે જરૂર રાજા રામજીવન અને તેમના સરદારો દુશ્મનોના સકંજામાં સપડાઇ ગયા હોવા જોઇએ અને આથી તેઓ જાતેજ કેટલાક સરદારોને લઇને રાજા રામજીવનની મદદે જવા તથા તપાસ કરવા જવાની તૈયારી કરવા લાગ્યા પરંતુ થોડીજ વારમાં અત્યંત ભયભીત બનેલા રાજા રામજીવને તેમની બન્નેયની વચ્ચે તંબુમાં પ્રવેશ કર્યો અને બંને રાજવીઓને પ્રણામ કરી નીઃસ્તેજ વદને મૌન

ધારણ કરી ઉભો રહ્યો આ જોતાંજ રાજા રઘુનંદન બોલ્યો "રાજાજી ! કેમ મૌન ધારણ કરી ઉભા છો ? શું થયું ? જે સત્ય હોય તે વીનાસંકોચે જાહેર કરો જયપરાજ્ય એ તો વીધીના હાથ છે તેથી શરમાવવાનું કે વીચાર કરવાનું કારણ નથી. હા, પરંતુ તમારી તલવાર કયાં ગઇ ? રાજા રામજીવનનો જવાબ શું હોઇ શકે ? રાજા રામજીવન તો એ પહાડમાં જઇ વસેલા વીર શીરોમણીના ઐાદાર્ય તરફ એટલો ખેંચાઇ ગયો હતો કે તેને શું બોલવું તેનુંજ ભાન રહ્યું નહી આથી પુનરપી નવાબે કહ્યું "રાજાજી ? સંકોચ ન ધરો જે બન્યું હોય તે જાહેર કરો કે જેથી આપણે તેનો માર્ગ કરી શકીએ અને દુશ્મનનો પરાજય કરી શકીએ શું તમોને સીતારામરાયનું નીવાસસ્થાન મળ્યું ?"

"હા, મળ્યું પણ શું કરૂં, મારા કમનસીબે હું એવો દુશ્મનોની જાળમાં સપડાઇ ગયો કે મારા માટે યુદ્ધ કરવાનો સમયજ ન મળ્યો તેની સંરક્ષણની વ્યુહરચનાજ એવા પ્રકારની હતી કે ગમે તેવો બલાઢય મનુષ્ય પણ પાછી પાની કર્યા વગરજ રહે નહીં છતાં ઇશ્વરનો ઉપકાર કે હું જીવતો છાવણીમાં. આવી શકયો રાજા રામજીવને હાર કબુલ કરતાં અને બચાવની દલીલ કરતાં જણાવ્યું.

"વારૂ પણ તમારા સાથીઓ કયાં ?" નવાબે આતુરતાથી પુછ્યું "બધા કપાઇ મુવા અને હું પણ એ મહાન વીરાત્માની ક્ષમા મેળવી ત્યારેજ જીવતો પાછો ફર્યો પરંતુ તેનો સેનાપતી મેનાહાતી અને તેની રાક્ષસી રાણી તો મને જાનથીજ મારી નાંખવા મારો શીરચ્છેદ કરવા સીતારામરાયને સલાહ આપી રહ્યાં હતાં ઓહ ! કેવો તે ભયંકર દેખાવ. પરંતુ સીતારામરાયે તો તે બંને જણની સલાહને ન ગણકારતાં ક્ષમા વીરસ્ય ભુષણમ એ સુત્રાનુસાર મને મારા અપરાધોની ક્ષમા આપી પરંતુ મારી તલવાર તો મેનાહાતીએ લઇ લીધી." રાજા રામજીવને શરમીંદા બની જણાવ્યું.

'વારૂં તે કયાં સંતાયો છે ?" રાજા રઘુનંદને ઉગ્રતા ધારણ કરી પુછ્યું.

"ગોપના પહાડની ગુપ્ત ગુફામાં" રાજા રામજીવને જણાવ્યું પરંતુ નવાબ આશ્ચર્યમાં ગરકાવ બની ગયો સીતારામરાયના હૃદયને તેણે પીછાણ્યું હતું આવા એક સબળ શત્રુને દાવમાં આવેલો જીવતો જવા દેનાર એ મહાબાહુને માટે ખરેખર તેના હૃદયમાં અત્યંત માનની લાગણી ઉદ્દભવવા પામી પણ એ વીચારોથી હવે કાંઇજ વળે તેમ ન્હોતુ.

"નવાબ સાહેબ ? સીતારામરાયનો પત્તો હવે મળી ચુકયો છે, હવે ગમે તેમ કરી એને ત્યાં પકડવોજ જોઇએ અને કોઇપણ ઉપાયે આપણા લશ્કરને એ પહાડની આસપાસ ગોઠવી દઇ તેને અન્ન પાણી મળતા અટકાવી દઇ છુપો હલ્લો કરવાથી આપણે તેને નમાવી શકીશું." રાજા રઘુનંદન એક વ્યુહરચના બતાવી અને જેમ બને તેમ જલ્દીથી હવે આ સંગ્રામનો પણ અંત લાવી નાખવાની ઇચ્છા પ્રગટ કરી આ વાતને નવાબે અનુમોદન આપ્યું અને તે માટે રાજા રામજીવને જણાવ્યું:

"હવે એ ટેકીના ટેક નમાવવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે તેનું નીવાસસ્થાન મેં ઘણીજ બારીકીથી નીહાળ્યું છે અને જે જે ગુપ્ત રસ્તાઓ હતા તે પણ મેં જોઇ લીધા હોવાથી હવે તેના ઉપર હલ્લો કરી નમાવવા અને જીત મેળવવામાં વાંધો

નહી આવે અને હું પણ મારા અપમાનનું વેર બહુજ સખ્ત રીતે વાળીશ, એ ઉદ્ધત અને અભીમાનમાં ફુલી ગએલા મેનાહાતીને મારી તલવારથી વીંધી નાંખીશ એટલુંજ નહીં પણ સીતારામરાયની સુંદર સ્ત્રી કમળાદેવી બાદશાહના ચરણમાં ભેટ ધરીશ યા તો મારી સ્ત્રી બનાવીશ એ ઉખડેલ નારી ફાવે તેમ મારી સ્હામે બકી ગઇ, મારો વીનાશ કરી નાખવા સીતારામરાયને ઉપદેશ દેવા લાગી પરંતુ તેણીને ત્યારેજ ખબર પડશે કે જેને તે ધીક્કારતી હતી તેનાજ ચરણ સેવવા પડશે" રાજા રામજીવન—ક્રોધાવેશમાં જેમ યોગ્ય લાગે તેમ બોલી તો ગયો પરંતુ જ્યારે કમળાદેવીની હકીકત નવાબે અને રાજા રઘુનંદને સાંભળી ત્યારે તે બંને મહાપુરૂષો આશ્ચર્યમાં ગરકાવ બની ગયા તેઓને સ્વપ્ને પણ ભ્રાંતી નહોતી કે કમળાદેવી એક સ્ત્રી પોતાના સ્વામીની આવી દુરદશામાં યા તો સંગ્રામની છેલ્લી ધડીએ પણ સાથે હોય અને જ્યારે તેઓને આ બાબતની ખાત્રી થઇ ત્યારે તો તેણીને કબજે કરવા. સૌ કોઇ વીકારી દ્રષ્ટીએ—પોતપોતાના જનાનામા લાવી કેમ બેસાડવી તેનોજ વિચાર કરવા લાગી ગયા હતા પરંતુ રાજા રામજીવનનું બોલવું પુરૂં થતાંજ નવાબે કહ્યું "ગભરાશો નહી, મારા બહાદુર સરદારો આ વખતે પણ જોશથી લઢશે સીતારામરાવને નમાવશે અને તેની ઉછાંછળી સ્ત્રીને જીવતી પકડી લાવશે માટે—હવે આપણે—તેના નીવાસ સ્થાન ઉપર ગુપ્ત રીતે હલ્લો લઇ જવા ત્યાંના ગુપ્તસ્થાનો ઉપર—સર્વ લશ્કરને ગોઠવી દેવાના વીચાર કરવા પડશે અને કાલે પ્રભાતે તેનો નીર્ણય કરી રાત્રીના સમયે આબાદ કાર્ય પાર ઉતારવું પડશે."

જ્યારે આ બાબતો ચર્ચાઇ રહી હતી અને આ ત્રણે રાજ્યકર્તાઓ પોતપોતાની વાતો જાહેર કરતા હતા ત્યારે એક ચોથી વ્યક્તિ બહુજ ગુપ્ત રીતે તેમનો વાર્તાલાપ સાંભળતી ઉભી હતી. જો કે બહાર પહેરેદારો પહેરો ભરતા હતા છતાં એ ચોથી વ્યકતી એવી હતી કે તેના પ્રભાવ પાસે ગમે તેવો પાષાણહૃદયી મનુષ્ય પણ પીગળી જતો. તેના મુખારવીંદ પ્રતી દ્રષ્ટી કરતાં તેના તરફ સ્નેહભાવ પુજ્યભાવ અને પ્રેમની લાગણીની સ્ફુરણા જાગૃત થતી. ન્હાનાંથી માંડી છેકજ મોટી ઉમરના મનુષ્યો સાધારણ કીંવા રાજ્યદ્વારી પણ તેને બહુજ માનપુર્વક જોતા હતા તો પછી એક અદના સીપાઇ તેવી વ્યક્તિ તરફ સ્નેહભાવ પુજ્યભાવ રાખે તેમાં શું આશ્ચર્ય ? ત્યારે એ પ્રશ્ન ઉપસ્થીત થતો હતો કે આવી એક વ્યક્તિને તંબુમાં દાખલ થવાની શું મનાઇ હશે ? યા તો એવી પુજ્ય બુદ્ધિ દર્શાવનારાઓ ખાલી તેના તરફ આડંબરનો ડોળ કરતા હશે ?

નહિં. તેમ ન્હોતું છતાં તે વ્યક્તિને અંદર આવવા દેવાથી એ ત્રીપુટીના કાર્યમાં કાંઇક વીઘ્ન ઉપસ્થીત ન થાય એજ કારણથી એ વ્યક્તિને અંદર આવવાની મનાઇ હતી. મનાઇ એટલાજ માટે કે જે ચોથી વ્યક્તિ માટે આપણે આ વાંચીએ છીએ તે એક અબળા—સ્ત્રી હતી. અને તે બીજી કોઇ નહીં પણ રાજકન્યા. રાજા રઘુનંદનની પુત્રી કીશોરી કે જે પોતાના પિતાની સાથેજ રણક્ષેત્રમાં આવી હતી અને તે આ બધોએ ત્રીપુટીનો વાર્તાલાપ ગુપ્ત રીતે સાંભળતી ઉભી હતી. દુશ્મનની દીકરી પોતાનાજ કટ્ટા વેરી પ્રત્યે દીલસોજી સહાનુભુતી અને તેના કલ્યાણને માટે પ્રયત્ન કરતી હતી. તેના હૃદયની ઘણી ખરી બાબતો રાજા રઘુનંદનના જાણવામાં હોવાથી આવી ખાનગી મસલતને વખતે રાજકુમારી કીશોરીને ત્યાં આવવા મનાઇ કરવામાં આવી હતી. પીતા પોતાનીજ પુત્રી સ્હામે પ્રપંચ રમતો હતો. તે જાણતો હતો

કે શ્રી સીતારામરાયના પુત્ર સાથે લગ્ન કરવા આતુર બનેલી કીશોરી કદાચ પોતાના દુશ્મનનું હીત ચાહીને પોતાની બાજી ધુળ ન મેળવે એ ખાતર આવો પ્રતિબંધ કરેલો હતો. છતાં પુત્રીને તો એમજ સમજાવવામાં આવેલું કે-તું કદાચ રણયુદ્ધની વાતો સાંભળી ગભરાઇ ન જાય તે હેતુથીજ અમારી ખાનગી મસલત વખતે તારે હાજર ન રહેવું, કીશોરી નહાની કે બચ્ચું નહોતું કે આવી પ્રાપંચીક બાબતો સમજી ન શકે ? છતાં પિતા સામે અત્યારથીજ ખુલ્લું વેર બાંધવુ તેણીને યોગ્ય ન લાગ્યું અને તેથી છાવણીમાં પિતા સાથેજ રહી. દુશ્મનનું ભલું કરવા તેની પ્રબળ આકાંક્ષા હતી, આજના પ્રભાતેજ પિતાને પ્રણામ કરવા પોતાના તંબુમાંથી નીકળી. રાજા રઘુનંદનના તંબુમાં આવવા નીકળેલી રાજકુમારી દૈવ-સંજોગાનુસાર આ ત્રીપુટીના સંવાદને--મસલતને જાણી શકી અને તે સાથે કમળાદેવી માટેની નીચ મહત્વાકાંક્ષા પંણ તેનાથી અજ્ઞાત નજ રહી, એટલુંજ નહીં પણ શ્રી સિતારામરાયના પુત્ર પીતા પાસે નથી એ પણ તેણીના જાણવામાં આવ્યું અને આ પછી તત્કાળ તે પુનઃ પોતાના તંબુ પ્રતી પ્રયાણ કરી ગઇ. અંદર બીરાજેલી ત્રીપુટી રાજકુમાર વીશે કાંઇ પણ જાણી ન શકી. રાજકુમારી તરફ રાજસેવકો પણ અત્યંત માનની-પ્રેમની લાગણીની નજરે જોતા અને ઘણુંજ હેત રાખતા.

આ વખતે એ ત્રીપુટી મસલત કરી છુટી પડી અને રાજકન્યા વીચારના વમળોમાં ગુંચાએલી ચીંતામગ્ન બની. જ્યારે કીશોરી પોતાના તંબુમાં પાછી ફરી ત્યારે તેની દાસીઓ રાજકન્યાના આગમનની માર્ગપ્રતીક્ષા કરતાંજ બેઠાં હતાં. નીત્ય નીયમ પ્રમાણે રાજકન્યા અને દાસીઓ પ્રભાતમાંજ મધુમતી નદીના તટ ઉપર સ્નાન માટે સંચરતાં હતાં તેજ પ્રમાણે આજે રોજ કરતાં વધુ વખત વીતી જવા છતાં જ્યારે રાજા રઘુનંદનના તંબુએથી કીશોરીને આવતાં વીલંબ થયો ત્યારે સર્વે દાસીઓ ચીંતામગ્ન બની વીચારો કરતી બેઠી હતી. અને થોડા સમયમાં જ્યારે તેમની અધીષ્ઠાત્રી દેવી પાછી ફરી અને તેણીના નિસ્તેજ વદન ઉપર તેમની નજર પડી ત્યારે તો સર્વ દાસીઓ વીચાર-ચીંતાનાં આવરણથી મ્લાન વદનથી ઘેરાયેલી ઉભી પરંતુ રાજકન્યાની મુખ્ય પ્રીયપાત્ર દાસી કામલતા સમયસુચકતા વપરી અન્ય દાસીઓને ત્યાંથી ચાલી જવાનો હુકમ કરી પોતાની અધીષ્ઠાત્રીની પાસે આવી બેઠી. તેણીના હુકમનો અમલ કરતી દાસીઓ ત્વરીત ગતીએ ત્યાંથી પ્રયાણ કરી ગઇ. યૌવનના નીર્દોષ ઉદ્યાનમાં પ્રવેશ કરતી દુનીયાના દગાબાજ વાયુના સુસવાટાથી અલગ રહેલી, પ્રેમના નવપલ્લવોની વતચ્છાયા નીચે નીર્દોષ જીંદગી વીતાવતી પવિત્ર પ્રેમના અનુરાગમાં. સ્નેહ સરીતામાં આકર્ષાએલી અને પોતાના સૌભાગ્યને ઉજ્વળ કરવા વીર શીરોમણીના પુત્રની પાછળ દીવાની બનેલી રાજકન્યા ધર્મના સીધ્ધાંતોને-પોતાની ફરજનો--કર્તવ્યનો ખ્યાલ કરતી હાના દુશ્મન તરફ અંતરની સાચી સ્નેહ ભાવનાઓ અંતરમાં પ્રગટ કરતી હતી, એક બાજુ પિતા, બીજી તરફ ભાવી પતિ, એક બાજુ પીતૃધર્મ, બીજી બાજુ સ્નેહ. ભાવી પતી તરીકે ગણ્યા પછી પત્ની તરીકેની ફરજ, એક બાજુએ નીતી, બીજી બાજુએ અન્યાય, ત્રીજી તરફ રાજ્યનીષ્ઠા અને ચોથી બાજુએ ઇશ્વરની ગતી, પ્રભુ પ્રત્યે દુનીયા તરફ અને વડીલો તરફનો ધર્મ તેના આત્માને ગુંગળાવી રહ્યો હતો શું કરવું તેના ગહન ઉંડા વીચારમાં તે એટલી બધી તલ્લીન બની ગઇ કે ત્યાંથી પ્રસ્થાન કરી ગએલી દાસીઓને પણ તે ન જોઇ શકી

એટલુંજ નહીં પણ સ્હામે બેઠેલી પોતાની પ્રીય સખી કામલતા સાથેનું વાર્તા વિનોદ કરવા પણ લક્ષ ખેંચાયું નહીં, તેણીના હૃદયની વ્યથા કોઇપણ પ્રકારે જાણવાના હેતુથી અને તેને નાઉદ કરી રાજકન્યાના દીલને ઉત્સાહમાં લાવવા કામલતાએ મૌનનો ત્યાગ કરી કહ્યું "પ્રીય સખી તારી આ દાસીને તારા હૃદયની વ્યથા જો હરકત ન હોય તો જણાવ. તને મારા પર વિશ્વાસ હોય તો તારી આ સેવીકા જરૂર તારા હૃદયમંથનનું શાંત્વન કરવા પ્રયત્ન કરશે તું જાણે છે કે તારાં અનેક ગુપ્ત કાર્યો મે આબાદ વીશ્વાસપુર્વક કરી બતાવ્યાં છે અને તેથી મારી તને નમ્ર વીનંતી છે કે જે કાંઇ બન્યું હોય તે તું મને કહીશ તો અવશ્ય સર્વથા તારી ચીંતાનો લોપ થઇ જશે." પોતાની વીશ્વાસુ દાસીના શબ્દો સાંભળતાં કીશોરી જરાક સ્તબ્ધ બની અને ચોતરફ તે શંકાશીલ બની જોવા લાગી અને તે પછી એકદમ અશ્રુધારા વરસાવતી તેની પ્રીય સખીને ભેટી પડતાં બોલી.

"પ્રીય સખી, શું કહું મારા હૃદયમાં જ્વાળાઓ સળગે છે મારા ભાવી પતિ શ્રી સુર્યસીંહરાયનો અને તેમના પિતાનો ગુપ્ત રીતે નાશ કરી નાંખવા અને તેમની માતા કમળાદેવીને પકડી ભ્રષ્ટ કરી-બાદશાહને ભેટ ધરવા-મારા પીતાજી-કાકાશ્રી અને નવાબ પ્રપંચ ઘડી રહ્યા છે, કહે હું મારી ફરજ, મારૂં કર્તવ્ય કેવી રીતે બજાવું, મારા ભાવી પતિની જીંદગી કેવી રીતે બચાવું ?"

તેણીના આવા ગદગદીત દયાળુ સ્વરો સાંભળી દાસી કામલતા જરા વીચાર કરી આશ્વાસન આપતાં બોલી.

"રાજબાળા એથી આટલું બધું ગભરાઇ જવાનું કાંઇજ કારણ નથી જો રાણી કમળાદેવીને પકડી તમારા પીતા છાવણીમાં લાવશે તો તેમનો બચાવ કરવા માટે હું અને તું બંન્ને ગુપ્ત રીતે બહાર પડીશું અને તેમને-તેમના શીયળને-જીંદગીને બચાવી શકીશું. તદ ઉપરાંત તારા પ્રીયતમની શોધ મેં કરી હતી તેઓ હરીહરનગરમાં આવેલા શીવાલયમાં તેમની માતા યશોધરા પાસે રહે છે અને સુરક્ષીત છે, કદાચીત તેઓ પણ આ સંગ્રામમાં જોડાશે તો પણ તેમના મહા બળવાન પીતા જ્યાંસુધી હૈયાત છે ત્યાં લગી ચીંતાનું કારણ નથી. યુધ્ધ થશેજ, જય પરાજય વીધીને હાથ છે છતાં અત્યારથીજ આટલી ચીંતા કરવાનું કંઇપણ કારણ નથી રણક્ષેત્રમાં આપણે સાથેજ રહેશું. જો દૈવ યોગાનુસાર તમારા પીતા જીતશે અને શ્રી સીતારામરાયના વંશના ઉચ્છેદ માટે તેમણે લીધેલી પ્રતીજ્ઞા પુર્ણ કરવા તૈયાર થશે તો પણ મારી પ્રીય સખી આ ઉદર તારાથી પોષાયું છે તો તેનો બદલો હું મારો પ્રાણ આપી પુર્ણ કરીશ પણ દીલ્હી સમ્રાટના સાચા મીત્રના વંશને અમર રખાવીશ-બચાવીશ—તને સુખી કરીશ માટે ચાલ આવી બાબતોની ચીંતા તજી દે અને સ્નાન કરવા નદીતટે પ્રયાણ કરીએ."

વીશ્વાસુ દાસી કામલતાએ રાજકન્યાની દરેક ચીંતાઓનું નીરાકરણ કરતાં અને શ્રી સુર્યસીંહરાયની સુરક્ષતા વીશે તેમજ ભાવી આફતના નીવારણ માટે સર્વ ઉપાયો યથાર્થ રીતે બતાવી કીશોરીના અંતરમાં શાંતતા પ્રસરાવી એટલુંજ નહી પણ પોતે યુધ્ધમાં પ્રાણ ન્યોચ્છાવર કરવા તૈયાર છે અને દીલ્હી સમ્રાટ સુધી ન્યાય માટે શ્રી સીતારામરાયના વંશની રક્ષાને માટે પણ ઉપાય દર્શાવતાં રાજકન્યાના અંતરમાં કાંઇક શાંતીએ સ્થાન લીધું, અને થોડી ચીંતાઓને

ભુલી ગઇ પરંતુ જ્યારે તેણીએ જાણ્યું કે શ્રી સુર્યસીંહરાય તેમની વૃધ્ધ દાદીમા પાસે રહે છે. ત્યારે તો જરૂર એક વેળા રૂબરૂ મળી પોતાના અંતરની ઉર્મીઓ-વેદના-પવિત્ર વીશુધ્ધ પ્રેમ પ્રગટ કરવાની ઇચ્છા કરી અને તે માટે કામલતા આગળ પોતાનો વીચાર તેણીએ જાહેર કર્યો. આ બાબતમાં દાસીએ તત્કાળ અનુમતિ આપી અને પોતાના ભાવી પતીને અત્યારથીજ પોતાના હૃદયની સાચી સ્નેહ ભાવનાની ખાત્રી કરી આપવાં માટે આ સમયને સાધી લેવા પણ સલાહ આપી. આ વીચાર તે બંને જણાએ પોતાનાજ અંતરમાં ગુપ્ત રાખ્યો. કારણ નહી તોં કાંઇક અનીષ્ટ થવાનો સંભવ હતો પરંતુ રાજકન્યાના હૃદયમાં હજુયે એક શંકાનું સ્થાન બાકી હતું અને તે એ કે દુશ્મનની દીકરી ઉપર સુર્યસીંહરાય વીશ્વાસ મુકશે કે કેમ? છતાંએ દાસીએ જણાવ્યું:

"ગમે તેવા કઠોર હૃદયના મનુષ્યને પીગળાવવા વીશ્વાસ બંધાવવા અને આકર્ષણ કરવા સ્ત્રી શક્તીમાન છે. જો પોતાનું હૃદય તદ્દન સાફ છે, પોતે સાચા અંતઃકરણથી દુશ્મનનું પણ ભલું કરવાની તમન્ના રાખે છે તો ઇશ્વર જરૂર દુશ્મનના દીલમાં પણ સત્યતાની ખાત્રી માટે અદભુત કીરણો પ્રસરાવી દે છે" એટલાજ ખાતર સુર્યસીંહરાયને પોતાનો કરી લેવા રૂબરૂ મુલાકાત માટે દાસીએ આટલી શંકાનું સમાધાન કરી સંમતી દર્શાવી અને સહુ સખીઓ સાથે રાજકન્યા પ્રાતઃકાળના નીત્યકર્મમાં પરોવાઇ.

---

## પ્રકરણ ૭ મું.

## "સન્યાસીની"

હીંદુ શાસ્ત્ર ધર્મના નિયમને અનુસરી ક્ષત્રી ધર્માનુસાર, પુર્વજોની કિર્તી ગાથાઓ જોતાં સાંભળતાં વાચતાં નિર્ણય થયો છે, કે તે વખતે સતી થવાની પ્રથા હતી પોતાના પતિ પાછળ-સ્ત્રી સતી થતી હતી, પોતાના જીવનનો ભોગ આપતી, આત્મ વિસર્જન કરતી. એ પ્રથા કેટલાક વખત સુધી રહી હતી. પુરાણોમાં અને તેથી પણ આગળ વધીને મેવાડ મારવાડના ઇતિહાસોમાં સતી થયેલી કેટલીક વિર બાળાઓના ઇતિહાસો હજુ પણ વાંચીએ છીએ. અનાદી કાળથી ચાલ્યો આવતો એ રીવાજ અમુક સમય સુધી રહ્યો અને તે પછી સ્ત્રીઓએ વૈધવ્ય ધર્મનું પ્રતિપાલન કરવા માંડયું. શ્રી. સીતારામરાયના પિતાના અવસાન પછી તેમની માના માટે આવુંજ કાંઇક બન્યું હતું. તેમની માના વિધવા બનતાં ત્યાંના શિવાલયમાં સંસારથી વિરક્ત બની કોઇ પણ જાતની સંસારીક બાબતમાં ન પડતાં ઇશ્વર સ્તવનમાં પોતાનું જીવન વ્યતિત કરવા લાગ્યાં હતાં. અને જ્યારે પોતાના પુત્રે સારાયે બંગાળમાં નામના અમર કરી, કેટલાક નગરો કબ્જે કર્યાં ત્યારે તેમણે પોતાનું જીવન સાફલ્ય થયેલું માન્યું આ વીર પુત્ર અને પુત્રવધૂના યશોગાન ચોદીસ ગવાયેલાં હતાં અને તેથી માતા યશોધરા પોતાના જીવનને ધન્ય માનવા લાગી. સન્યાસીઓ અને સાધુઓનાં કઠીન ધર્મ માતા યશોધરાએ અંગીકાર કર્યો હતો. શિવાલયમાં ઇશ્વર સ્તવન ઉપરાંત ગૌશાળાની દેખરેખ અબોલા પ્રાણીઓના નિસ્વાર્થ સેવાભાવના પણ તેમના હૃદયમાં જાગૃત થઇ હતી. અને તેમની દરેક પ્રકારની સેવા તેઓ કરતા કેટલીક વાર પોતાનો વીર પુત્ર અને પુત્રવધુ માતા યશોધરાનો ચરણાવિંદનું પૂજન કરવા આવતાં અને શુભાશીષ મેળવતાં જ્યારે

મહમદપુર નગર ઉપર અણધારી આફત આવતાં અને રાજ્ય નષ્ટપ્રાયઃ થતાં શ્રી સીતારામરાયે પોતાના પુત્રની રક્ષાને માટે સુર્યસીંહરાયને યશોધરા પાસે સેવામાં રાખ્યો હતો. પુત્રનો પુત્ર પણ વીર ઉદાર અને સત્યવાદી હોવાથી માતા યશોધરા સુર્યસીંહરાય ઉપર અત્યંત સ્નેહ રાખતા.

હવે પછીનું આ છેલ્લુંજ યુદ્ધ હતું. આ યુદ્ધના પરીણામની ખબર બાજી એક પ્રભુના હાથમાં હતી. એટલે કે ભાવીમાં શું હતું તે પામર મનુષ્યો ક્યાંથી જાણી શકે? આમ હોવાથી માતા કમળાદેવી પોતાના પુત્રની કેટલીક વખત ચીંતા કરતી હતી. આજ ઘણા સમયથી તે પોતાના પુત્રને પોતાનાં સાસુ માતાના સુરક્ષીત નીચે મુકી આવી હતી. છતાં માતાનું હૃદય કોઇ નીરાળુંજ હોય છે—નવ માસ ગર્ભમાં રાખે, તેને માટે અનેક કષ્ટો સહન કરે, બાળક માટે મરી ફીટે, પોતાના આત્માના ભોગે પણ બાળકનું જતન—લાલન—પાલન કરે એ દયાળુ માતાનું દીલ પુત્ર વાત્સલ્ય માટે ઉછળી આવે. એમાં શું આશ્ચર્ય? કમળાદેવીના હૃદયમાં પુત્રદર્શનની અભીલાષા જાગૃત થઇ હતી. આ આખરી યુદ્ધનું પરીણામ, ભવીષ્યની ભયંકર આફતની આગાહીરૂપ તેણીને જણાતું હતું અને તેથી તેણીના હૃદયમાં છેલ્લી વાર પુત્ર દર્શન કરી આવવાની અને માતા યશોધરાની શુભાશીષ મેળવવા ઇચ્છા જાગૃત બની હતી. મા—તે પછી સંતાન ગમે તેવું હો સારૂં યા નરસું, શુદ્ધ કે અશુદ્ધ, પણ તેની તરફ સદાયે મીઠી નજરથી જોનારી હોય છે. પુત્ર કમાય તોયે શું ન કમાય તોયે શું! માના તરફ સંતાન કદાચ ધીક્કારથી જુવે. તરછોડે, તો પણ માતા તે તો માતાજ, તે તો શયતાન—મનુષ્ય હોય તો પણ તેનું દીલ જરૂર દુખમાં કે સુખમાં સંતાન ઉપર તેટલોજ એક બાળક ઉપર હોય એટલોજ સ્નેહ રાખનાર હોય છે, તેવી દયાળુ માતાઓનો પવિત્ર પ્રેમ મેળવવા કયો અભાગી મનુષ્ય દુર્ભાગી બને? આતો એક નૈસર્ગીક બાબત છે. સમય બહુ કટોકટીનો હતો, પોતાના ગુપ્ત સ્થાનની દુશ્મનોને માહીતી મળી ચુકી હતી. તેમનો વીનાશ કરવા દુશ્મનો તલસી રહ્યા હતા. જીવતાં યા મુવેલાં પણ પકડવા વ્યર્થ ફાંફાં મારી રહ્યા હતા. રાજ્ય ગુમાવ્યું હતું જંગલના આશ્રયમાં પડેલા હતાં. આફતનાં વાદળો ચોતરફ ઘેરાઇ ગયાં હતાં. પોતાના પતી પ્રત્યેની મહાન ફરજ બજાવવાની હતી, અને તેને એક ઘડી પણ છોડી શકાય એમ ન હતું. કયે ઘડીયે કયા વખતે શું બનશે તેની ખબર નહોતી અને ભાવી યુધ્ધના ભણકારા વાગી રહ્યા હતા. તેવા સમય ઉપર પણ કમળાદેવીનું દીલ માતાના વાત્સલ્ય સ્વભાવથી પુત્ર માટે ઉભરાઇ રહ્યું હતું, ઘલઘલતું હતું. પોતાના વ્હાલસોયા પુત્રના દર્શન માટે ઝંખતું, વીચાર સાગરમાં ઝોલા ખાતું હતું. તેની આવી અસ્વસ્થ પ્રકૃતી જોતાં ચાલાક બુદ્ધીમાન સીતારામરાય તત્કાળ સમજી શકયો કે રાણી-પુત્ર માટે ચીંતા કરી રહી છે. આજના પ્રભાતથીજ રાણીને આમ વીહવળ બનેલી જોતાં તેની શંકાનું સમાધાન કરવાની સીતારામરાયને ઇચ્છા જાગૃત થઇ અને તેથી પોતાની ધર્મપત્ની આદર્શ આર્ય લલના ઉપર અત્યંત પ્રેમ રાખનારે એ સુંદરીને હૃદય સરસી ચાંપી. ઉદ્વેગ કરવાનું કારણ પૂછયું. માતાનું હૃદય પુત્ર માટે કેટલું દીલાવર હોય છે તે આ પ્રકરણ ઉપરથી જોઇ શકાય છે. આવી વિષમ ઘડીયે પણ પુત્રનાં દર્શન માટે ગમે તેવું સાહસ ખેડવા કમળાદેવી તત્પર બની હતી. તેણી સીતારામરાયના પ્રશ્નથી અત્યંત શ્રાવણ ભાદરવો

બરસાવતી પોતાના પતિના ખભા ઉપર શીર ટેકવી સત્ય કારણ દર્શાવવા લાગી. આ તો એક સંસારનો મોહ–હતો મીથ્યા માયા હતી. માયાના બંધનજ એવાં હોય છે–માયાનાં આવરણોથી મનુષ્યો એક બીજા પ્રીતી આકર્ષાય છે. અને જો તેમ ન હોત તો દુનીયા કેમ ચાલત ? કમળાદેવીનું આવું દીલ જોઇ સીતારામરાય તેણીને આશ્વાસન દેવા લાગ્યો જરૂર માતાનું દીલ પુત્ર માટે પોતાના સંતાનના વિયોગે આટલું ઝુરે તે તે સ્હમજી શકતો હતો. એથીજ તેને પોતાની પત્નીના હૃદયની મનોવેદના જાણી લેતાં વિલંબ ન લાગ્યો પરંતુ આજુબાજુના સંજોગો એવા ઉપસ્થિત થયા હતા. કે હરિહરનગર જવા માટે રાણીને મોકલવાનો વિચાર આજ સીતારામરાયના દીલમાં ભયનો સંચાર કરતો હતો એટલા માટે કે, નાટોર પતિની નીચ વૃત્તિ તેનાથી અજ્ઞાન ન્હોતી. ખરેખર જ્યારે કમળાદેવીનાં નેત્રોમાંથી આંસુ પડતાં જોઇ મનુષ્ય હૃદયને ઓળખનાર સીતારામરાય પણ ઘડી બે ઘડીને માટે દીલગીર બની ગયો. પરંતુ એવી રીતે તદન હતાશ બની જવાથી રાણીના હૃદયમાં સખત આઘાત પહોંચશે એવી ગણત્રી કરતાં તે જરાક ગંભીર વદને બોલ્યો.

રાણી ? તમારા જેવી વીરાંગનાઓના નેત્રોમાં આંસુ કેવાં ? આવા કટોકટીના સમયે હીંમત હારવી એ તમારા જેવી વીર સન્નારીને ન શોભે, પુત્રની રક્ષાનો ભાર પ્રભુના હાથમાં છે. તેની કૃપા મેળવનાર સર્વદા સુખી રહે છે, જો તેની મહેરબાની છે તો ગમે તેવા પ્રચંડ દુશ્મનની પણ તાકાત નથી કે જીંદગીનો નાશ કરી શકે. તમારા પુત્રની ચીંતા ત્યજી દો. આપણા કરતાં પ્રભુને તેની વધુ ચીંતા છે. હું કબુલ કરૂં છું કે, તમારૂં હૃદય તેનીજ ચીંતામાં આખો દિવસ વ્યતીત કરે છે. પરંતુ તે તો સર્વથા નીષ્ફળ છે. છતાં માતા યશોધરા જેવાં ધડાયલા તમારાં સાસુમાતાની એકજ શુભાશીષ તેના જીવનની રક્ષા માટે પુરતી છે.”

રાણીના દીલનું સમાધાન કરવાના હેતુથી શ્રી સીતારામરાયે રાણીને અશ્વાસન આપ્યું રાણીનું દીલ કાંઇક શાંત થયું પરંતુ તે બોલી, “મારા વ્હાલા સ્વામી ? તમારૂં કહેવું સત્ય છે. પરંતુ અમો સ્ત્રીઓના હૃદયજ એવા પ્રકારના હોય છે કે પોતાના સંતાનોની કુદરતીજ ચીંતા હરદમ રહ્યા કરે છે. હું જાણું છું–સ્હમજું છું. છતાં પુત્રવાત્સલ્યની ભાવનાએ મારા દીલમાં ચીંતાનું સ્થાન લીધું. પરંતુ નાટોરપતીની ભીષણ પ્રતીજ્ઞા યાદ કરતાં ન જાણે શાથી હું દીવાની બની જાઉં છું. વ્હાલા નાથ એકવેળા મને પુત્રના સુખાવિંદનાં દર્શન કરવા જવાની આજ્ઞા આપો હું અલ્પ સમયમાં પાછી ફરીશ. પરંતુ મને થોડા સમયને ખાતર તમારી સેવામાંથી મુકત કરો. અને મારા પુત્રના દર્શન કરવા દયો.”

રાણીને નમ્રભાવે સીતારામરાય પાસે જવાની આજ્ઞા માંગી.

‘મારી પ્રીય સહચારણી ? સુખદુઃખની ભાગીદાર, જીવનની હૃદયેશ્વરી ? તું જાણે છે કે આપણા ગુપ્ત સ્થાનની દુશ્મનોને ખબર પડી ગઇ છે. એટલુંજ નહીં પણ ખુદ એક સબળ શત્રુને મેં મારા હાથે જીવતો જવા દીધો છે. હું જાણું છુ કે અત્રે બોલાયેલા અતી દીનતા ભર્યાં શબ્દો અને મેં આપેલું જીવનદાન અસ્થાને નીષ્ફળ અને મનેજ હાનીરૂપ છે. છતાં મેં ઝેરી નાગને જવા દીધો છે, તેમાંયે વળી તે વખતે તેં આપેલી સલાહથી નાટોરપતી ક્રૂર મારા ઉપર વેર લેવા તૈયાર થઇ ગયો હશે તું મારી સાથેજ યુધ્ધમાં સામેલ છે એ નજરે

જોતાં નીચ રાજાઓ જરૂર તારા ઉપર પણ વેર લેવા તલસી રહ્યા હશે આવા કદંગા સંજોગોમાં હરીદરનગર જવું યોગ્ય કેમ માની શકાય ? અને તારા જેવી મારા હૃદયની શાંતિ સ્વરૂપ મુર્તીને હું મારાથી અળગી કેવીજ રીતે કરી શકું ? તું કહે હું શું કરૂં ? અણુ ઉપર શ્રધ્ધા રાખનારો સત્ય ન્યાય, નીતી, અને પારકાનાં કષ્ટો દુર કરવાવાળો સીતારામરાય આજે ચોતરફથી ઘેરાઇ ગયો છે. એક બાજુથી નાટોર નૃપતી જેવા મારો વીનાશ કરવા પ્રયત્ન આદરી રહ્યા છે, બીજી તરફ મારી પ્રજાનો પોકાર મારા હૃદયને હચમચાવી રહ્યો છે ત્રીજી તરફ દેવો મારી કસોટી કરી રહ્યા છે. ચોથી તરફ ભુમાતા—પરદેશીઓના હાથમાંથી પોતાને છોડાવવા આજ્ઞા કરી રહી છે, એકલો સીતારામરાય શું કરે ? જ્યાં આજે દુનીયા મારા ઉપર રૂઠી હોય, ત્યાં તારા જેવી સ્નેહાળ પત્નીને મારા હૃદયની શાંતતાની મુર્તીને હું દુઃખના દરિયામાં જાણીજોઇને ધકેલી કેમ મુકું ? કેવી રીતે તને મારાથી અળગી કરી શકું ? છતાંયે તું એક સ્ત્રી છે."

શ્રી સીતારામરાયે સર્વ વાતનો ભયાનક આફતોનો અને યુદ્ધ ઇત્યાદીનો સવીસ્તર ખુલાસો કર્યો. પરંતુ જ્યાં તેણે એમ કહ્યું કે "તું એક સ્ત્રી છે. અબળા છે." ત્યાં તો એ સાંભળી એક સીંહણની માફક કમળાદેવી બોલી.

"નાથ ! હું સ્ત્રી છું, અબળા છું, પણ એક અબળા શું કરી શકે છે ? એ આપ કયાં નથી જાણતા ? સ્ત્રી શકિત એ મહાન શકિત છે,, એ આદ્યશકિતની સમક્ષ ભલભલા વિરોના ગાત્ર શિથીલ થઇ જાય છે. સ્ત્રી અબળા મટી પ્રબળા બને છે ત્યારે દેવો પણ ધ્રુજી ઉઠે છે. જેટલી સ્ત્રીઓમાં નમ્રતા—કોમળતા અને દયાના સાગર ભરેલા હોય છે તેટલીજ તે નીચ મનુષ્યો સમક્ષ સમરક્ષેત્રમાં રણચંડીકા બની દુશ્મનોને વિદારે છે. તો પછી નાટોર પતિ જેવા નીચ માનવો સ્ત્રી શકિત સમક્ષ લાચાર છે. એક અબળા જ્યારે આત્મત્યાગ કરવા તૈયાર થાય છે, ત્યારે જગતની સર્વ શકિતઓ તેણીના બાહુબળમાં આવી વસે છે. હું પણ આપની વીરપત્ની છું આપે મને ગમે તેવા ભયની સામે થવા શિક્ષણ આપ્યું છે. ગમે તેવા વીર મનુષ્યની સ્હામે પણ તલ્વારથી નમાવવા મારામાં આત્મબળ છે, રણ કૌશલ્યતા તો માતા પિતાને ત્યાંથીજ કેળવી છે. એ શું આપ ભુલી ગયા ? તો પછી નાટોરપતિઓના તો શા ભાર ? અને તેથીજ મારી આપને નમ્ર પ્રાર્થના છે કે જો મને આજ્ઞા આપો તો એક વેળા સુર્યસીંહના દર્શનની અભીલાષી રાણી સત્વર પ્રયાણ કરે. હું અલ્પ સમયમાં પાછી ફરીશ. હું માત્ર એકજ દાસીને સાથે લઇ જઇશ. આપ મારા માટે બેફીકર રહો. અને મને જવાની રજા આપો અને કદાચ આપ અન્ય સ્થળે પ્રયાણ કરી ગયા હશો યા સંગ્રામની શરૂઆત થઇ ચુકી હશે તો પણ હું તે સ્થળે આપની સેવામાં આવી હાજર થઇશ તેની ખાત્રી રાખો." રાણીએ એક લંબાણ સ્ત્રી શકિતનો મહીમા રહમજાવી પોતાના આત્મબળનું દીગ્દર્શન કરાવી જવાની આજ્ઞા માગી.

આ સાંભળી અત્યંત ઉલ્હાસમાં આવી જઇ ધન્યવાદ આપતો સીતારામરાય બોલ્યો. "રાણી ધન્ય છે તમારી અદ્દભુત શકતીને, હીંમતને, અને અડગ શ્રધ્ધા—વીશ્વાસ અને વીરતાને. તમો પણ તમારા પીતા જેટલાજ વીર છો. તમારા માતા પીતાની કુખને તમોએ ઉજ્વળ બનાવી છે, તમોને આપેલી કેળવણીનો ઉપયોગ—અને તમોએ કરેલાં કાર્યો માટે હું ધ

ખુશી થયો છું. જો મને પણ આનંદ થતો હોય તો તે પણ આજ કારણથી કે તમો લીધેલું યુદ્ધકળાનું શીક્ષણ તમારા પતીના ભલાને માટે પણ ઉપયોગમાં લો છો. તમારા આવા નીડરતાભર્યા શબ્દો સાંભળવાનીજ હું આશા રાખતો હતો. ભલે આપ ખુશીથી સંચરો. માતાજીને મારા પણ પ્રણામ કહેશો, અને સત્વર પાછાં પધારજો. પ્રભુ તમારૂં રક્ષણ કરો એવી આશીષ છે.

અંતે શ્રી સીતારામરાયે રાણી કમળાદેવીને જવાની રજા આપી અને તત્કાળ રાણી એક દાસી સાથે પુત્રદર્શન માટે હરીહરનગર પ્રતી પ્રયાણ કરી ગઇ. હરીહરનગર અહમદપુર નગરના કીલ્લાથી યા ગોપ પહાડથી બહુ દુર ન્હોતું એટલે કેટલુંક ભયંકર-વીશાળ જંગલ વીટાવી રાણી દાસી સાથે આગળ વધવા લાગી. રસ્તામાં થોડેકજ દુર દુશ્મનોની છાવણીનો પડાવ નજરે પડતો હતો છતાં ચાતુર્યતામાં પ્રવીણ કમળાદેવી બહુજ ગુપ્ત રીતે એ વીકટ સ્થાને સત્વર પુર ઝડપે અશ્વને દોડાવતી આગળ વધતી ચાલી.

જ્યારથી સુર્યસીંહરાય પોતાની વૃધ્ધ દાદીમા યશોધરા યોગીની પાસે આવી રહેલો હતો ત્યારથી ગૌરક્ષા અને શીવપુજા કરવાની ફર્જ દાદીમાએ તેના શીરે મુકેલી હતી. પ્રભાતનું નીત્ય કર્મ પરવારી શીવપુજાનું કાર્ય પુર્ણ કરી સુર્યસીંહરાય ગૌશાળામાં જતો હતો અને ત્યાં અબોલ પ્રાણીઓની સેવા કરતો ગાયો ઇત્યાદી પ્રાણીઓને ચરાવવા દુર દુર સુધી જંગલમાં જતો અને માતા યશોધરા પ્રભુ ભક્તિમાં તલ્લીન બનતી, જ્યારે રાણી કમળાદેવી સુરક્ષીત શીવાલયમાં આવી પહોંચી ત્યારે સુર્યસીંહરાય ગૌશાળામાં હતો. યશોધરા પુત્રવધુનાં વધામણાં લેવા લાગી અને શુભાશીષ દેવા લાગી. તત્કાળ મંદીરના પુજારીએ સુર્યસીંહરાયે કમળાદેવી માતાના આગમનના સમાચાર આપ્યા એ જાણતાંજ સુર્યસીંહ હર્ષભેર શીવાલયમાં આવ્યો અને માતાએ તેને વહાલથી ગોદમાં દબાવ્યો. કેટલીક બાબતોનું સ્પષ્ટીકરણ કરી સાસુમાતાના શુભાશીષ મેળવી પુત્રદર્શન કરી પુત્રને આશીર્વાદ આપી રાણી કમળાદેવી પોતાના પતીના કાર્યમાં ભાગ લેવા જવા તૈયાર થઇ. પુનઃ એક વેળા સુર્યસીંહને કમળાદેવીએ હૃદય સરસો ચાંપી પ્રભુની આશીષ ઉતરો, ઇશ્વર રક્ષણ કરો એવાં સદવચનો ઉચ્ચારી સાસુમાતા પાસેથી વીદાય થઇ ગોપ પહાડ તરફ દાસી સહ રવાના થઇ...

---

## પ્રકરણ ૯ મું.

### પ્રણયી યુગલ કે દુશ્મનની દીકરી.

"સાહેલી ભરીને હેત્ય માર્ગ મળશે રે  
આંખડીઓ થાતાં એક હૈયાં હસશે રે  
ધડકાની ઉંડી ગોઠ કંઇ-કંઇ-કરશું રે  
અમૃતના ઝીલી ઓઘ અંતર ઠરશું રે"

(બોટાદકર)

"જો ઇશ્ક ના તો શું ખુદા? આલમ કરી તોયે ભલે
જો ઇશ્કના તો શું જુદા? એને ખુદાયે શું કરે?
ક્યાંયે હશે જો કો ખુદા તો ઇશ્કનો બંદો હશે
જો ઇશ્કથી જુદો થશે, તો ઇશ્કથી હારી જશે."

(કલાપી)

વન છાયાની ઘોર ભયંકર ઘટા-પરંતુ ચિત્તને શાંત કરનાર સુમધુર-કુદરતી ઝાડી-ઝાડીવાળી ભૂમી. લીલા વૃક્ષપલ્લવોથી આચ્છાદીત થયેલો એ વનપ્રદેશનો માર્ગ કાપતી એક ચમકતી અશ્વારોહી સ્વાર, અને તેની પાછળ એક સાધારણ પોષાક ધારણ કરેલો એક સેવક પુરઝડપે પોતાના નીશ્ચીત સ્થળે જવા માટે સત્વર રવાના થતા હતા પ્રથમ અશ્વારોહી સ્વારે, ઝગમગતા જરીના અલંકારો શરીર પર ધારણ કરેલા હતા, કમરે એક તીક્ષ્ણ તલવાર લટકતી હતી તેના મુખારવીંદ ઉપર કોઈને મળવા જવાની આતુરતા સ્પષ્ટ નજરે પડતી હતી તેનો ગુલાબી વદનનો ખીલતો ચહેરો ખરેખર અત્યંત મોહક હતો.

ઇશ્કના સાચા પુજારીઓને દુનીયાની પરવા નથી. ઇશ્કનાં ઉપાસક-દુશ્મન કે દોસ્તને જોતાં નથી: ઇશ્ક નથી તો કાંઇ નથી એ સુત્રને માનનારા સાચા સ્નેહનાં પ્રેમી પંખીડાં-આલમને ઓવારે, સ્વતંત્રતાથી, છુટથી, ઇશ્કમાં ગાઢ માણે છે. ત્યાં દુનીયાના દુઃખોની પરવા ગમે તેટલી શીર ઉપર આવી પડે તો પણ તેને અપનાવી લેવામાંજ પોતાની શુરવીરતા સમજે છે. સાચા પ્રેમીઓ આફતનાં આવરણોને કદીએ ગણકારતાં નથી. દુઃખોના પહાડો વટાવી તેઓ અંતરનાં સ્નેહની સત્ય સાબીતી પ્રગટ કરી શકે છે. નાટોરપતીની રાજકન્યા કીશોરી પણ સાચા સ્નેહનાં આકર્ષણોમાં ખેંચાઇ દુશ્મનના દીકરા સાથે પ્રેમમાં પડેલી આપણે જોઇ ગયા છીએ. તેણીના હૃદયની મનોવ્યથા પ્રગટ કરવા તે પોતાના પ્રેમીને કોઇપણ પ્રકારે મળી, અંતરની પ્રેમની જવાળાઓ પ્રગટ કરી શ્રી સુર્યસીંહરાય ઉપર પોતાના શુદ્ધ પ્રેમનાં કીરણો ફેલાવી આંતરવેદના પ્રગટ કરવા તે ઇચ્છતી હતી. પોતાના પીતાની કુવર્તણુંક-પીતા પ્રયોજને શ્રી સીતારામરાયને દુશ્મન તરીકે માની લેવાથી તેમની સમોભાવના માટે ખરેખર તેણીને તીરસ્કાર છુટતો હતો. તે જાણતી હતી કે કોઇ કાળે પણ પોતાનાં લગ્ન કરવા શ્રી સુર્યસીંહરાય સાથે પરણવા પીતા સંમતી બતાવેજ નહીં અને જ્યારથી એ બહાદુર બંગાળીનું રાજ્ય પીતાના હાથમાં આવ્યા પછી અને તેના વંશનું નીકંદન કાઢવાની કરેલી પ્રતીજ્ઞા પછી રાજા રઘુનંદન કોઇ કાળે પણ પોતાના વીચાર માટે સંમતી દર્શાવે યાતો યુદ્ધ બંધ પાડી સલાહ કરે એ અસંભવીત હતું. કારણકે સત્તાનો મદ જુલ્મ નીતીનો પોષક સંધી-સુલેહ યાતો શાંતીનો કદાપી ઉપયોગ કરે તેવો ન્હોતો તેની આવી વર્તણુક-નીતી સામે અને તેની ઇચ્છા વિરૂદ્ધ પણ રાજકન્યાએ પોતાનું શીર ઉંચું કર્યું હતું. પોતાના જીવનના ભોગે તેણી પીતાની પ્રતીજ્ઞાને સદાને માટે અપુર્ણ રાખી શ્રી સીતારામ-રાયના વંશનું રક્ષણ કરી પોતાના પ્યારા આશક વ્હાલા ભાવી પ્રીતમને બચાવવા ગુપ્ત રીતે પ્રયત્ન કરવા લાગી. તેની આવી ચાલબાજી દુશ્મન પક્ષ તરફની શુભ મનોવાંછનાઓ ગુપ્ત રીતે અપાતી મદદ ખુલ્લી કરી નાંખવામાં તેણીને મહાન ભય હતો. અને એ રાક્ષસી પ્રકૃતીનો પોતાનો પીતા કાંતો તેને બંદીવાન બનાવે યાતો જાનથી બેજાન કરી નાંખવા ચુકે તેવો ન્હોતો. અને તેમ થાય તો તેણીના હૃદયમાં અને સુર્ય સાક્ષીએ અંતરમાં કરેલી સીતારામરાયના

વંશનું રક્ષણ કરવાની પોતાની પ્રતીજ્ઞા સ્હામે પુત્રીએ કરેલી પ્રતીજ્ઞાનો ભંગ થાય. અપુર્ણ રહે, પોતાની શ્રી સુર્યસીંહની સાથે લગ્ન કરી તેને પુનઃ રાજ્ય આપવાની ઇચ્છાઓ મનમાંજ સમાઇ જવાનો પણ મોટો ડર હતો અને તેથી તેણીએ પોતાના દુશ્મન પરંતુ ભાવી પતીને હૃદયની શુધ્ધ ભાવનાઓ માટે ખાત્રી આપવાની ઇચ્છાએ મુલાકાત-મેળાપ કરવાનું યોગ્ય ધાર્યું પોતાના પીતાની આવી યુધ્ધનીતી સ્હામે તેણીએ તલ્વાર ધારણ કરી. કળથી પણ કાર્યની પુર્ણાહુતી કરવાનો નીશ્ચય કર્યો. તેણીના એ વીકટ કાર્યમાં પ્રભુની મદદ માંગી અને કુદરતી પ્રેરણાથી તેનામાં અજબ પ્રકારનું બળ આવ્યું.

દાસી કામલતાએ જ્યારે કીશોરનાં હૃદયની મનોવ્યથા જાણ્યા પછી તેનું નીરાકરણ કરવા મુજબ રાજકન્યા શ્રી સુર્યસીહરાયને મળવા માટે ઉત્સુક બની, રાત્રી વીતી ચુકી હતી. અને પ્રભાતનો સુર્યોદય પોતાના કીરણો ભુમંડળમાં પ્રસરાવે તે પહેલાં તો રાજકન્યા કીશોરીની તંબુમાં અવનવા ફેરફાર થઇ ગયા હતા. ત્યાં કીશોરી યા કામલત્તાને બદલે કોઇ બે સ્વાર સરદારો નજરે પડતા હતા. અને તે બન્ને સ્વારોએ કાંઇકં ગુપ્ત મસલત કરી સર્વ વસ્તુઓને જે જે યોગ્ય જણાતી તે ચીજોને પોતાની પાસે રાખી, પ્રભાત પહેલાં તંબુમાંથી તેઓ બન્ને બહાર નીકળ્યા. પ્રીયપાઠકો તે સ્વારો કોઇ નહીં પણ રાજકન્યા કીશોરી અને દાસી કામલતા પુરૂષ વેષધારીણીજ હતાં.

હરીહરનગર એ છાવણીથી બહું દુર ન હતું. છતાં ભયંકર વનવગડાનો માર્ગ કેવાં વીકટ પશુઓનું નીવાસસ્થાન તો હતુંજ અને એ માર્ગે પણ રાજકન્યાઓ જવામાં હીંમત ભીડી અને કોઇ પણ પ્રકારે આ ગુપ્ત મુલાકાત માટે સંચરી. તેણી અશ્વ ઉપર સ્વાર થવામાં ઘણીજ કાબેલ હતી. તેવીજ તેની દાસી પણ હતી. કામલતાએ આ સમયે એક સગી બેનની ગરજ સારી હતી. અને ગમે તેટલી નાટોરપતીની હાક વાગતી હોવા છતાં તેણીએ પોતાની અધીષ્ઠાત્રીના આવા વીરત્વભર્યા કાર્યમાં સંપુર્ણ ભાગ આપી મદદ સ્હાય આપવા તૈયાર થઇ હતી. ઉચ્ચ સંસ્કૃતીના આદર્શને વળગી રહેનારી શુધ્ધ સ્નેહની દીવ્યપ્રભાથી ઘેરાયેલી રાજબાળાએ હવે તો જાતેજ પોતાનો માર્ગ શોધી લીધો હતો. અને તે આપણે ઉપરોકત બાબતો વાંચી ગયા પછી ખુલ્લું સમજાય છે કે રાજકન્યાના હૃદયમાં શ્રી સીતારામરાયના વીરપુત્રનું સ્થાન નકકી થયું હતું. અસ્તુ. આ બન્ને અશ્વારોહી સ્વાર પુરઝડપે પોતાનો માર્ગ કાપતા જતા હતા. પરંતુ કમભાગ્યે હરીહરનગરની હદમાં પ્રવેશ કરતાંજ રાજબાળા કીશોરીનો અશ્વ અત્યંત તોફાન ઉપર જતાં તેણી ગભરાઇ ગઇ. કેમ કરી તે કાબુમાં ન આવ્યો અશ્વનો સ્વાર પણ કોઇ જેવો તેવો તો ન્હોતો છતાં તે તો અબળા હતી તોફાને ચઢેલો અશ્વ નીહાળતાં અવશ્ય દેખાતું હતું કે રાજકન્યાને લઇ અશ્વ કયાંઇ અદ્રસ્ય થઇ જશે યાતો તેને નીચે નાંખી દઇ તેણીના શરીરને નુકશાન કરશે. સાથેની દાસી પણ કંઇજ ઉપાય ન કરી શકી. રાજકન્યાની મહેનત નીષ્ફળ નીવડી. અને અશ્વની ગતી રોકવા જેટલું સામર્થ્ય રાજકન્યાસાં ન રહ્યું.

આજ વખતે એક ગાયોનો ગોવાળ દુર દુર ગામોનાં અબોલાં પ્રાણીઓને ચારો ચરાવતો, પોતાની મજબુત ડાંગ વડે નીર્દોષ પરંતુ લડાયક લાઠીના દાવ ખેલી રહ્યો હતો. અચાનક તેની દ્રષ્ટી સામેથી આવતા અશ્વ ઉપર જતાં અને ચીંતામગ્ન બનેલા સ્વારને જોતાં ગોવાળ સ્વારની મદદે દોડયો. એક ક્ષણમાં તો લાંબી ફાળ ભરતો તોફાને ચઢેલા અશ્વ પાસે આવી પહોંચતાં એ કાબેલ ગોવાળે તેને વશ કરવા

પ્રયત્ન કર્યો, પરંતુ રાજકુન્યાને સહીસલામત તેના જાન બચાવી શકે તેમ ન્હોતો. અશ્વ ભડકી ગયો હતો કે તેની એકજ ફાળે રાજકન્યા જમીન ઉપર ઢળી પડી મરણ પામશે એમ લાગતું હતું અને તે એ કે ગોવાળ રાજકન્યા નજીક પહોંચે તે પહેલાં અશ્વ ઉપર સ્વાર બની ગયો અને અશ્વને કાબુમાં લીધો રાજકન્યા ક્યાં હજી જમીન ઉપર ઢળી પડી. તેની દાસી તો હજુ દુર હતી, નહીંતો સૂશ્રુષામાં જરૂર હાજર હોત અશ્વને એક વૃક્ષની છાયા નીચે બાંધી ગોવાળ અશ્વના સ્વાર તરફ તેની હાલત જોવા અને કંઈક સેવા કરવાના હેતુથી ગયો તેને ખબર પડી કે એ સ્વચ્છ કપડું લઈ મુખારવીંદ ઉપર પવન નાંખવા લાગ્યો પણ એ અશ્વરોહી સ્વાર અર્થાત કે રાજકન્યાનો ભેદ તરત જ ખુલ્લો પડી ગયો હતો. ગોવાળ ચમક્યો આતો રાજકન્યા કીશોરી. અલ્પ સમય પછી જાગૃત થઈ. તેણે ગોવાળના ખોળામાં પોતાને સુતેલી જોઈ શરમથી શીર નીચું ઢળી ગયું. એક રમીન હાસ્ય ફરકી રહ્યું. અંતરની વેદના પ્રગટ કરવાની અભીલાષા ધરાવનારી સ્ત્રી લજ્જાયુકત વદને જમીન પ્રતી દ્રષ્ટી રાખી ઉભી રહી શું બોલવું તે ન સમજાયું.. કારણ ગોવાળ એ કોઈ ગોવાળ ન્હોતો એતો હરીહર નગરના શીવાલયમાં ગોવાળીયું બજાવનારો શ્રી સૂર્યસીંહ હતો. એ રાજસી તેજની પ્રતીભા છાની રહે તેમ ન્હોતું. શરૂઆતમાંજ ઉપકાર કરવા જતાં ઉપકારમાં સપડાઈ ગયેલી રાજબાળા આ વીચારે વધુ શરમાળ બની જીંદગીની શરૂઆતમાંજ ભાવી પતીના પહેલા ઉપકારે દબાઈ ગઈ. ગોવાળ ઉર્ફે શ્રી સૂર્યસીંહરાય એક મીઠું હાસ્ય કરી રાજકન્યા પ્રતી એકીટસે જોઈજ રહ્યા. પરંતુ વધુ વાર તે મૌન ધારણ કરી શકે તેમ ન્હોતું કારણ પુરૂષ માત્ર એવીજ વૃતીના હોય છે. સ્ત્રી પોતાના સ્વાભીમાન માન કદી ન મુકે.

"કોણ રાજકન્યા કીશોર બાળાનું ?" આ પ્રશ્નથી હવે રાજકુમારીમાં બોલવાની હીંમત આવી. હૈયે, હીંમત, ધીરજ અને મીઠું હાસ્ય વેરતી જેણે પોતાના શબ્દનો પ્રભાવ પ્રસરાવી કુમારને આંજી નાંખવા મોહવશ બનાવવાની તાલાવેલીએ બોલી.

"હા. કુમાર. મારી જીંદગી તમે બચાવી. હવે આ શરીરના-દેહના-દીલના અધીકારી તમે થયા. ઉપકાર કરવા જતાં ઉપકારમાંજ પહેલેથીજ દબાઈ ગઈ."

"એમાં ઉપકાર જેવું કાંઈજ છે નહીં. એ તો મારી ફરજ હતી. તમો હો કે પાળી ગમે તે હો. પણ મારો ધર્મ કદી ન ભુલું."

"સુર્યસીંહે પોતાની યોગ્ય વાણી સુચન કરી રાજકન્યાના અંતરના ભેદ જાણવા આતુર બન્યો."

"વ્હાલા પ્રીયતમ આ દાસી તમનેજ મળવા આવતી હતી. આપના દર્શનની અભીલાષી અને મનથી વરી ચુકેલી રાજકન્યા જો કે તમારા દુશ્મનની દીકરી છે છતાં સત્ય, ધર્મ, નીતીને વધુ ચાહનારી છે. એ મારી જીંદગીના પાયા છે અને તેથીજ આપસમા શુરવીર કુમારની દાસી થવા તૈયાર બની છે. આંગણે આવેલી કીંકરીને કાંતો શરણ આપો અગર આ તલ્વારથી......"

છેલ્લા શબ્દો પુર્ણ થાય તે પહેલાં તેણીએ પોતાની પાસે છુપાવી રાખેલી સમશેર બહાર કાઢી અને કુમારની સ્હામે ધરી.

'રાજકન્યા ! આટલાં વીહવળ ન બનો. હું સ્હમજી શકું છું કે આપને આપના પીતા તરફ ધીક્કાર છુટે છે, તેમની વૃતી તરફ તીરસ્કાર ભરી વર્તણુક આપે બાંદર ધરી છે. આપના શુધ્ધ દીલની હું કદર કરું છું. પરંતુ આ દુનીયા પ્રપંચી છે. કોનો વિશ્વાસ કરવો

તેજ સ્હમજી શકાતું નથી. દુનીયાના દાવપેચજ એવા હોય છે. છતાં હું તમો ઉપર કોઇ પણ જાતનો આક્ષેપ મુકવા ઇચ્છતો નથી."

કુમારીને દુનીયાદારીનું રહસ્ય સ્હમજાવતાં કહ્યું. "કુમાર! પ્રપંચી મનુષ્ય એ ઘડીને માટે દુશ્મનને દાવમાં સપડાવી શકશે, પણ તે ક્ષણવાર માટે. તેમાં તેનો જય કદાપી નહીં થાય. કીશોરી તમારા દુશ્મનની દીકરી છે છતાં હું ખાત્રી કરી આપીશ કે તે તમારી છે. તમારી રહેશે. અને તે છતાંય જો તમો તેની અવગણના કરશો તોપણ કીશોરી જીંદગી લગી કૌમાર્યવ્રત ધારણ કરશે. રાજકુમાર સુર્યસીંહરાય પાછળ દીવાની બની પોતાની ફરજ અદા કરી સદાને માટે સમાધી લેશે. પરંતુ અન્ય સાથે પાણી ગ્રહણ તો નહીંજ કરે. હું તો હવે મારા પીતાની સ્હામે શમશેર લઇ બહાર પડી છું. સત્યનો માર્ગ ધરતાં કદાચ આ જીંદગીનો અંત આવી જાય તો પણ મને જરાયે ડર નથી. કુમાર મારી મહત્વાકાંક્ષા પુર્ણ થઇ. હવે હું જાઉં છું. પણ જતાં જતાંએ કહેતી જાઉં છું. કે જીંદગીના અંત લગી એકજ પતીવ્રત પત્નીવ્રત પાળનાર નરનારીઓનાં દ્રષ્ટાંતો ઇતીહાસનાં પાનાં ઉપર મારી અને તમારી જીંદગીના અંત પછી આલેખાઇ જશે. મારા પીતાએ કરેલી તમારા નાશની પ્રતીજ્ઞા સ્હામે રાજકુમારીએ પણ એજ પ્રતીજ્ઞા કરી છે, કે જ્યારે સુર્યસીંહને બંગાળનો સાર્વભૌમત્વ રાજવી તરીકે નીહાળું ત્યારેજ મારૂં જીવન હું સાર્થક થયલું માનીશ. અને ત્યારેજ તમારી સાથે લગ્ન કરીશ."

રાજકુમાર સ્તબ્ધ બની ગયો. કીશોરીના હૃદયની પરીક્ષા કરવા હવે વધું કાંઇજ જોઇતું નહોતું તેણે કુમારીનો ઉપકાર માન્યો અને એ પ્રણયી યુગલ અંતે સ્મીત હાસ્ય ફરકાવતું છુટું પડ્યું. ગોપાળ ઘર ભણી વીદાય થયો.

---

# પ્રકરણ ૯ મું.

## સન્યાસીની.

વસન્તે સ્થાપેલું પ્રબલ, નીજ સામ્રાજય સઘળે;<br>
નવા લીલાં વસ્ત્રો, તરૂવર ધરે છે સહુ સ્થળે;<br>
બધી સામગ્રી એ, મદનરસથી સૃષ્ટી ભરતી;<br>
જનોના જુસ્સાને, અતીચપલ ઉદ્દીપ્ત કરતી.

(કૌમુદી. ગ. લ. મ્હેતા.)

વસંતની પ્રતીક્ષા વીયોગી પ્રણયી યુગલ—અજબ સ્નેહ—નૈસર્ગીક પ્રેમ પંથે ચઢી ગયેલા મહોબ્બતનાં રમકડાંઓ ઉપર જાદુઇ નીવડે છે. રાજ્ય છોડી વનેવન રખડતો થવા છતાં દુશ્મનોના ભયાનક હલ્લાઓ અને તેમનો ગજબનાક જુલ્મ વરસવા છતાં પહાડો ગુફાઓ અને ખીણોમાં ભટકતો હોયુ છતાં જે સ્નેહના શરથી વીંધાયો તે વગર શસ્ત્રે તાબે થાય છે. એક મહાન સુપતાન શત્રુની પુત્રીનો પ્યાર નીઃસ્વાર્થ સ્નેહનો જાદુ પાષાણ હ્રદયને પણ પીગળાવી શકે તો પછી વ્યવહારીક દુનીયાથી અજ્ઞાત સુયંસીંહરાયની શું ગણુતરી? પીતા પુત્રીની રાજ સંસ્કૃતી અનોખીજ હતી. એક રાજ્ય સંસ્કૃતીથી વશ થઇ ધર્મ સંસ્કૃતીને ધ્યાનમાં લઇ ઇશ્વર પ્રેરીત આજ્ઞા સારા વીચાર, સારી વાણી અને સત્કર્મના દ્રષ્ટીબીંદુને ધ્યાનમાં રાખી મનુષ્ય પ્રકૃતીનો સનાતન ધર્મ બજાવતી હતી. જ્યારે બીજી રાજ્યસંસ્કૃતીના પ્રબળ પ્રતાપે ધર્મ સીદ્ધાંતોને બાજુએ રાખી, ઇશ્વરી સીદ્ધાંતોને તેની આજ્ઞાનું ઉલંઘન કરી દુનીયાનું ઐશ્વર્ય પ્રાપ્ત કરવા પ્રપંચ દગો કપટ અને નીચતાનો આશ્રય સેવન કરતી હતી છતાં કુદરતનો ન્યાય કોઇ જુદાજ પ્રકારનો છે. એકજ ઇશ્વરને ત્યાંથી મેળવેલું સંતાન પણ જન્મ આપનારનેજ દુઃખદાયક થઇ પડે છે. તેનીજ વીરૂદ્ધ તલ્વાર લઇ બહાર પડે છે. વીચારોમાં સમાનતામાં, ભાવનામાં કે પછી કર્તવ્યમાં એ વ્યક્તી અનોખીજ નીવડે છે. ક્ષત્રી સંતાનમાં માબાપોએ ઉતારેલા સંસ્કારો બાલ્યવયથીજ પોતાનો પ્રતાપ જાહેર કરી દે છે. તેને કોઇ શીખવવું પડતું નથી. એ સમય એવો હતો કે સત્તાધારીઓ પોતાનો પ્રતાપ બેસાડવા સંગ્રામ ખેલતા પરંતુ દગાનો આશ્રય લેતા. જ્યારે ઉચ્ચ સંસ્કારોને જીવનમાં ઉતારનારા ખુલ્લી છાતીએ કોઇ પણ જાતની પરવાહ વગર બળીદાન દેવા હસ્તે મ્હોંડે રણક્ષેત્રમાં જતા જનની કુખને દીપાવતા છતાંએ ધર્મને વળગી રહી ઇશ્વરથી ડરીને ચાલનારા બીજા પણ ઓછાં નહોતાં સમય આવે પોતાના પ્રાણુના ભોગે પણ પોતાના કર્તવ્ય કર્મને ભુલતા ન્હોતા આ થઇ પુરૂષ વર્ગની વાત અને આર્ય લલનાઓ પણ જેવી તેવી તો ન્હોતીજ. પોતાનો પતી એજ પરમેશ્વર માનનારી આર્ય લલના ઘણું કરીને સદાને માટે ઇતીહાસનાં પાના ઉપર પોતાનું નામ સુવર્ણાક્ષરેજ લખાવી જનારી નીવડતી એ દીવ્ય દેવાંશી દેવી પછી પતી ભલે કુટીલ હો દગાબાજ વ્યભીચારી અનીતી સેવન કરનાર કે પ્રજાનું રક્ત ચુસનાર હો તો પણ તે "પતિઘાતિની સતિ" તરીકે પણ દુનીયામાં નામ અમર કરનારી નીવડતી એ આપણે કમળાદેવીના દ્રષ્ટાંત ઉપરથી જોશું. પતિ આજ્ઞા એ પ્રભુ આજ્ઞાજ માનનારી રમણીનું માત્ર અંતઃપુરમાંજ નહી પણ સારીએ પ્રજામાં અત્યંત માન રહેતું આવુંજ કંઇજ શ્રી

સીતારામરાયની માના યશોધરા માટે બન્યું હતું. પુત્ર સંરક્ષણ માટે પોતાના પતિના મૃત્યુ સમયે ખાસ તેનીજ આજ્ઞાથી તેણી જીવંત રહી હતી. પરંતુ એક રીતે તેણીએ હરીહરનગરમાં આવેલું શીવાલયનું દેવળ રહેવા માટે યોગ્ય ગણ્યું એટલા ખાતર કે દુનીયા સંસારની મોહ જાળ ઉપર આસકતી રહી નહોતી. અને પ્રભુ સેવામાં માતૃત્વપદની પણ ફરજ બજાવી શકાય તેમ હતું. એટલે મહાદેવી–યોગીની શીવાલયમાંજ નીવાસ કરવા લાગી. અને તે પછી કેટલાક વખત બાદ કે જયારે શ્રી સીતારામરાયના રાજ્યની સત્તા નાટોરપતિની છાયા નીચે આવતાં અને આ ભીષણ સંગ્રામ ઉપસ્થિત થતાં પોતાના પુત્રની રક્ષા ખાતર સુર્યસીંહરાયને પોતાની યોગીની બનેલી માતા પાસે રાખવામાં આવ્યો આટલા અરસામાં જયાં સુધી પીતાની સાથેજ પુત્ર હતો ત્યાં લગી ઘણીએ લડાઇઓમાં શ્રી સુર્યસીંહરાયે ન્હાનું પણ નાગનું બચ્ચુ કેવું હોય છે. સીંહનો સંતાન સીંહજ હોય છે. તેની ખાત્રી કરી આપી હતી. એટલુંજ નહી પણ જયારે બંગાળપતીની ઉશ્કેરીણીથી નાટોરપતી બંગાળ સૈન્ય સાથે શ્રી સીતારામરાય સાથે જંગલમાં ઉતર્યો હતો. અને જે સમયે આપ ઇચ્છાથી પુત્રીની ઇચ્છાને માન આપી તે વેળાના સંગ્રામમાં નીર્દોષ ગમ્મત મેળવવા સંગ્રામ નીહાળવા અને યુધ્ધકળા કેળવવા નાટોરપતી પોતાની પુત્રી કીશોરીને પણ લઇ આવ્યો હતો. અને તે સમયે શ્રી સીતારામરાયના વીર પુત્રની અજબ હીંમત ચાતુર્યતા યુધ્ધ કુશળતા જોઇ દુશ્મનની દીકરી ખરેખર અજબ પ્રકારના આકર્ષણથી ખેંચાઇ ગઇ હતી. અને એ પ્રેમનાં બીજે તેજ સમયથી હૃદયમાં પ્રવેશ કર્યો હતો. આ પ્રેમનો પ્રભાવ મંદ ગતીએ સુર્યસીંહરાયના હૃદય પટપર છવાતો ગયો અને તે એકજ મનુષ્ય પાછળ ગમે તેવા સંજોગોમાં. ગમે તેવા સમયમાં અને ગમે તેવી સ્થીતીમાં દીવાની બનેલી રાજબાળા અંતે પણ પોતાના પ્રબળ પ્રેમની ખાત્રી કરાવી આપવા પીતાના ભયંકર ક્રોધને પણ શીરે વ્હોરી લેવા તેની સ્હામે તલવાર ધારણ કરી મૃત્યુને આલીંગન આપવા તૈયાર થઇ હતી. અને જયારે પોતાના અંતઃકરણની ખાત્રી કરી આપવાનો સમય આવતાં અને સાચા સ્નેહની કસોટીએ ચઢવા સોનું તે સાચું સોનુંજ છે. એ તાદ્રસ્ય બતાવવા તેણી મરદાને જંગમાં બહાર પડતી હતી. જયારથી પોતાની માંગણીનો શ્રી સીતારામરાયે ભવ્ય દરબારમાં અસ્વીકાર કર્યો અને નીરાશાની ઘોર ગર્તામાં ડુબી ગઇ હતી તો પણ આશાની બેલડી અમર આશા–નીરાશાના ભરદરીએ ઝોલાં ખાતી હતી અને તે એટલો દ્રઢ નીશ્ચય કરી ને કે પરણું તો સુર્યસીંહ સાથે નહી તો જીંદગી કૌમાર્ય વ્રત પાળી ગુજારીશ. આ તેની પ્રતીજ્ઞા તેણીનું નીખાલસ શુધ્ધ દીલ સાચી સ્નેહભાવના પીતાની સ્હામેજ લીધેલી પ્રતીજ્ઞા તેના કર્તવ્યો અને અજબ સૌંદર્યતાની મોહક છાયાએ સુર્યસીંહ પણ પીગળી ગયો તેનું સ્વતંત્રતાનું અભીમાન ક્ષણમાં ઉતરી ગયું છતાં સત્ય, અસત્ય, શુધ્ધ સાચું કે પાપથી પરીપુર્ણ દગો કે દોસ્તીનો આ હાથ કે કેમ? તેના ગહન વીચારમાં ગોથાં ખાનો એ ગોવાળ રાજકન્યને અઘોર વન પ્રદેશમાંથી વીદાય આપી સ્વસ્થાને પાછો કરતો વીચારનાં તરંગો કરનો હતો. આજ હેતું દીલ અનેક પ્રકારની બાબતોની ચીંતાથી અત્યંત વીહવળ બની ગયું હતું. આજની આ મુલાકાતનું ભવીષ્યમાં શું પરિણામ આવશે. તેની કલ્પનાઓ કરતાં તે એક પણ નિશ્ચય ઉપર આવી શકયો નહિ આજની મુલાકાતનો ભેદ તો જરૂર માતાજીને વીદીત કરવોજ જોઇએ અને અંદરનો હેતુ વૃધ્ધ દાદીમા પાસેથીજ જાણવો જોઇએ એવો તેણે મનસુબો કર્યો. જો તે સાચી ક્ષત્રાણી હશે અને તેની વાણીમાં નયુ સત્યજ હશે તો જરૂર દેખાશેજ પણ આ મુલાકાત છુપી રાખવામાં આવે અને પાછળથી દગો દેખાય તો શું થાય? પીતાજી મારા

માટે શું વીચારશે ? એ પ્રકારની કલ્પનાઓ કર્યા બાદ થોડા સમય બાદ તે ગૌશાળામાં આવી પહોંચ્યો. ગાયોને ચરાવવા જવાના આજના વિલંબે યોગીની માતા યશોધરા ચીંતામગ્ન બની પુત્રની માર્ગપ્રતીક્ષા કરતી આતુર નયનોએ રાહ જોતી ઉભી હતી, જનેતાના સ્નેહ આગળ જગતના કોઇ પણ મનુષ્યનો સ્નેહ તુચ્છ છે. એ પ્રેમનો અપરીચીત પ્રવાહ પુત્રના સુખમાં કે દુઃખમાં એકજ સરખો સમાનજ રહે છે. ત્યાં નથી સ્વાર્થ, દંભ કે દુનીયાની ક્ષુદ્ર લાલસાઓ ત્યાં તો માત્ર શુદ્ધ પ્રેમનાંજ ઝરણાં વહે છે. પુત્રમાતાના અનંત સુખ, મીઠી છાયા, દીવ્ય આકર્ષણે લોહચુંબક માફક ખેંચાઇ તેની શુભાશીષ મેળવે છે. એ પુત્રના ગમે તેવાં વર્તનને નીભાવી લેનાર સાગર સમા ઉદરમાં ખાટાં મીઠાં વચનો પણ સમાવી દેનાર અને આખરે પણ ગમે તેવાં નીચમાં નીચ કુટીલ પુત્ર હો. તો પણ તેને માટે આખરે જે પોતાના વ્હાલા પ્રાણનો પણ ભોગ દેનાર દુનીયામાં કોઇ હસ્તી ધરાવતું હોય તો તે દયાળુ માતાજ છે. નવ માસ ગર્ભમાં રાખે. જન્મ દીધા પછી તેનું લાલન પાલન કરે. અનેક મુસીબતનો કષ્ટ ઉઠાવે તેનું આણુથી પણ વધુ જતન કરે તો તે દયાળુ માતાના દીવ્ય પ્રેમને કયા નામનું સંબોધન કરવું એ પ્રશ્ન થઇ પડે છે. અને એ એકજ લાડકવાયા પુત્ર માટે યશોધરા દેવી આતુર નયનોએ ચીંતામગ્ન બની રાહ જોતી હોય તો તેમાં શું આશ્ચર્ય ? અને એટલામાંજ વીચારોમાં મગ્ન બનેલો ગોવાળ ત્યાં આવી પહોંચ્યો અને માતા યશોધરાના મુખારવીંદ ઉપર આનંદની છાયા છવાઇ ગઇ. પરંતુ તે એકજ ક્ષણમાં નષ્ટ બની ગઇ. શ્રી સુર્યસીંહરાયનાં મુખ દર્શન થતાં માતા યશોધરા કાંઇક વીચારમાં પડી. આજે સુર્યસીંહનું વદન મ્લાન ચીંતાથી ઘેરાએલું જણાયું. ગૌશાળામાં પુત્રની પાછળ પાછળ ગઇ. ગોવાળ ગાયોને બાંધી માતાનાં ચરણમાં નમન કરી ઉભો રહ્યો. આજની આ પ્રકૃતી માટે યશોધરાએ કારણ પુછ્યું અને સુર્યસીંહે કીશોરીની મુલાકાતનો ભેદ ખુલ્લો કર્યો. બસ આટલું જાણતાંજ એ અનુભવી અને દોરંગી દુનીયાના મનુષ્યોની પ્રવૃત્તીને પીછાણનારી માતા, તત્કાળ સાવધ બની, આખરે નાટોરપતીએ પણ શીવાલય સુધી પોતાનો પ્રપંચનો પાસો પુત્રી મારફત બીછાવવાનો પ્રયત્ન કરેલો જાણ્યો. સુર્યસીંહરાયના નાશ માટે કોઇપણ પ્રકારનો માર્ગ ન દેખાયો ત્યારે કીશોરીની સૌંદર્યતાની મોહજાળમાં ફસાવી શયતાનીયત જાળમાં સપડાવવાની તરકીબ શોધી કાઢી. આ બીના જાણતા તેના વદન પર જે ક્રોધની રતાશ છવાએલી જોતાં સુર્યસીંહ પણ ક્ષણભર માટે તો વ્યાકુળ બની ગયો. અણધાર્યા પ્રસંગમાં—દુશ્મનની દીકરી સાથેનો મેળાપ થવાથી માતાના ઠપકાનો ભોગ થવાશે એજ તેના હૃદયને વ્યાકુળ બનાવી દેતું હતું. જો કે તેની તો ભુલ ન્હોતી છતાં માતા આ કાર્યને માટે શું કહેશે ? ક્ષમા નહી આપે ? પણ તેની આ વીચારમાળા તુટી અને માતાના શબ્દો પ્રતી ધ્યાન ગયું.

"કુમાર ? એ સુંદરીના શબ્દોની મોહજાળ તારા જીવનને ઘાતકરૂપ નીવડે નહી તે ધ્યાન રાખજે. નાટોરપતી સમા એક શયતાનનો આ પ્રપંચનો પાસો છે. તારા પીતાએ રાજ્ય દરબારમાં તેણે કરેલી માંગણીનો શું જવાબ આપ્યો છે તે તને અત્યારે યાદ તો હશેજ. એટલુંજ નહી પણ રાજા રઘુનંદને પોતાની પુત્રીનો વીવાહ તારી સાથે કરવામાં શો હેતુ ધાર્યો છે એ પણ તારી જાણ બહાર તો નહીંજ હોય જેણે તારા પીતાના આખાયે સમસ્ત જેસોર જીલ્લા સમૃધ્ધી સહ સદપુર નગરના રાજવંશના નાશની પ્રતીજ્ઞા કરી છે જે સંગ્રામમાં તેનીજ પુત્રીએ સંપુર્ણ વીજયી થવા સાથ આપ્યો છે તે સૌંદર્યતાનું પુતળું, તારા ભલા માટે પ્રયત્ન કરે એ

ઘડીકમાં તો હું નજ માની લઉં અને તું પણ ભુલેચુકે એ દ્રઢ માન્યતા ગ્રહણ કરી લઈશ નહીં એવી મારી તને આજ્ઞા છે.

તેણીના અંતરમાં ભડકી ઉઠેલી પુત્ર વાત્સલ્ય માટે ઉભરાતી તેના ઉપરના પ્રેમથી છલકાતી અને ભલાના ખાતર ઉપસ્થીત થએલી ઉર્મીઓ પ્રગટ કરતાં ઉપરોક્ત પ્રમાણે યશોધરાએ એક દિર્ઘદ્રશી વીચારપુર્વક આજ્ઞા કરી અને સુર્યસીંહના ચ્હેરા ઉપર કેવા ભાવ પ્રગટ થયા છે, પોતાના શબ્દોની શું અસર થઈ છે એનું બારીક નીરીક્ષણ કરવા લાગી.

"માતાની આજ્ઞા શીરોધાર્ય કરૂં છું. અને કોઈ પણ પ્રકારના મીઠા શબ્દોમાં લલચાઈ જવાની ભુલ માતા તેના ઉપર વીશ્વાસ કદાપી પણ નહીં કરૂં પરંતુ માતાજી! એક શંકાનું સમાધાન કરવાની ઈચ્છા રાખું છું."

આજ્ઞાપાલક સુર્યસિંહરાયે માતાજી સાથેના વાર્તાલાપમાં–વિવાદ કરી કંઈક અનુભવ વધુ માહીતી મેળવવાના ઈરાદાથી નહીં કે રાજકન્યાના શુધ્ધ અંતઃકરણના આવેશમાં ખેંચાઈ પણ સત્ય તારવી જોવા ખાતર પ્રશ્ન કરવાનું યોગ્ય ધાર્યું અને તે બોલ્યો.

માતાજી! શું ક્ષમીકાંતા તો એવાં નથી હોતાં કે ભલે વડીલ અનીતી દગો પ્રપંચનો આશ્રય લેતા હોય દુનિયાના દગાબાજ ફંદામાં ફસાવવાની પેરવી કરતા હોય પણ તેનાજ સંતાનો સત્યનો આશ્રય લઈ ઈશ્વરમાં સંપુર્ણ શ્રધ્ધા રાખી તેનો વીરોધ કરનારા નીવડે છે અને તે એટલે સુધી કે જીંદગીના અંત લગી અનેક કષ્ટ મુસીબતો પણ ઉઠાવી–દુશ્મનનું પણ ભલું કરવા સત્યને ખાતર ઝઝુમવા બળીદાન દેવા તૈયાર થાય છે શું એવાં સંતાનો સાચા શુધ્ધ ક્ષત્રીકુળમાં નથી નીપજ્યા ?"

રાજકન્યાના નીખાલસ દીલને તેના અંતરની વેદનાઓથી પરીચીત કુમાર કાંઈક અંતરની લાગણી દર્શાવતો બોલ્યો.

"કુમાર! મારૂં એમ કહેવું નથી કે રાજકન્યા પોતેજ પાપી દીલની છે યાતો તે પોતાના દીલથીજ તને ભોળવવા યાતો બનાવવા આવી હતી પણ તેના પીતાના હથીયારરૂપ બની શકે છે. હું જાણું છું કે રાજકન્યા તને ચાહે છે. આ તારા વીવાહ માટે પણ તેની સંમતી લેવામાં આવી હતી તે વાતની પણ મને ખબર છે. પણ આ કટોકટીના પ્રસંગે દુશ્મન પક્ષની કોઈ પણ વ્યક્તિ ઉપર વીશ્વાસ મુકી દેવો એ મનુષ્યની ચોખ્ખી મુર્ખાઈ છે. રાજકન્યાનો જો તારા ઉપર વીશુદ્ધ પ્રેમ હશે તો તેનું બોલવું સત્ય કરી બતાવવા તેની પાસે સમય છે છતાં આપણે બીજા ઉપર આધાર રાખી જીવવું, દુશ્મનની મદદ લઈ જીત મેળવવી એ મર્દાઈને શોભતું નથી. આપમેળે તેની મદદ ભલે આપે અને પોતાના સાફ દીલની ખાત્રી કરી આપે. પરંતુ ક્ષત્રીઓની સાચી સહચારીણી ધર્મરક્ષક માત્ર એક શમશેર છે. તેમાં બીજાનો આધાર રાખવો આશ્રય શોધવો એ પોતાની નિર્બળતા જાહેર કરી આપે છે. આથી રાજકન્યા માટે મને માન નથી એમ નહીં. મને તે પ્રભુના બાળક ઉપર સંપુર્ણ પ્રેમ છે. સન્માન છે. સાચી હૃદયની ભાવના છે. પરંતુ એકદમ તેના ઉપર વીશ્વાસ મુકવામાં પણ ભયંકર હાની છે. બાકી સત્ય તો અંતે જણાશે. માટે બહુજ સંભાળ પુર્વક સાવધાનીથી ચાલવામાંજ આપણું શ્રેય છે.

રાજકન્યાના હૃદયની સાચી ભાવના માટે સંપુર્ણ સન્માન ધરાવતી માતા યશોધરાએ સુર્યસીંહના મનનું સમાધાન કર્યું ખરૂં પરંતુ પ્રેમનો પ્રભાવજ એવો હોય છે, શુદ્ધ સ્નેહનો જાદુજ એવા પ્રકારનો હોય છે કે મનુષ્ય જરૂર તેના તરફ આકર્ષાય છે. કીશોરીના શુદ્ધ દીલની ખાત્રી માટે હવે કોઇપણ વસ્તુની સુર્યસીંહરાયને આવશ્યકતાજ ન્હોતી તેનો અંતરાત્મા સાક્ષી પુરતો હતો, કે રાજબાળા સર્વ ગુણસંપન્ન બાળા છે. સાહસ સ્વભાવ અને પ્રેમથી પરીપુર્ણ છે. તેણીના માટે આશંકા કરવા જતાં પણ ખરેખર ઇશ્વરના અને તેના ગુન્હેગાર થવા બરોબર છે. એક સ્ત્રી ! કે જે પોતાનો જાન પણ જોખમમાં નાંખી આટલે સુધી ગુપ્ત રીતે મુલાકાત માટે ચાલી તેના હૃદયની મનોવેદના પ્રગટ કરી દીલનું સમાધાન કરવા ન્હાસી આવી તેણીના પ્રેમની કસોટી માટે ખાત્રી માટે શું ઓછું છે ? એજ વીચારો સુર્યસીંહરાયને રાજબાળાની ખાત્રી માટે પુરતા હતા. સાંતાનું કહેવું પણ કાંઇ છેકજ ખોટું ન્હોતું. કે દુશ્મનો પોતાના વીજય માટે ગમે તેવો પ્રપંચ રમી જાણે છે. ધર્મ યુદ્ધની સંસ્કૃતિને વિસરી ગયેલા ભુપાળો ભુતકાળના ધર્મ નીયમનને યુધ્ધના કાનુનોને ઇશ્વરવાદને ભુલી ગયેલા તે દગાનો આશ્રય શોધે. વીજય વાંછના પુર્ણ કરવા ગમે તેવા દાવ ખેલે એમાં તો શંકાજ ન્હોતી. છતાં સત્યનો તો આખરે જય છેજ. એમ મનમાં નીશ્ચય કરી કુમાર સ્વસ્થ બન્યો અને પોતાના કાર્યમાં પ્રવૃત થયો. આ દુનીયાના રમકડાં, ઇશ્વરનાં ભોળાં બાળકોની આ નીર્દોષ રમત પ્રણયની મોહક લાલસા-સ્નેહનાં બીંદુઓથી છવાઇ જતાં મસ્ત બની જાય છે. પ્રેમ જેવા મીઠા શબ્દોનો અર્થ તેને સ્હમજનારાજ જાણનારાજ જોઇ શકે-સમજી શકે. પ્રેમના મહારાજ્યમાં પ્રણયક્રીડા ખેલનારાં પ્રેમપંખીડાંજ પ્રેમની વ્યાખ્યા કરી શકે. એક કવીએ કહ્યું છે કે:-

"પ્રેમી તણાં સંગી બની, જે પ્રેમના પ્યાલા પીએ
જીરવી શકે રસ સ્નેહનાં, તે વીર છે જુદા ખરે."

("વજ્રાઘાત"માંથી)

કોયલીયાનો મધુર ટહુકાર-પ્રેમી જનોજ પારખી શકે. જે એ મધુરવ કલરવ સુ સ્નેહને સ્હમજે તે પ્રેમની વ્યાખ્યા કરી શકે. આ પ્રેમના સાગરમાં રાજકન્યા અને સુર્યસીંહ સમાં બાળકો તણાતાં હોય તેમાં શું આશ્ચર્ય ?

---

## પ્રકરણ ૧૦ મું.

### સિંહની સિંહણ શત્રુના સકંજામાં.

જન્મને જીવનાં કૃત્યો છે, આકસ્મીક સૌ અરે.
પાસા ફેંકે જનો સર્વે, દા' દેવો હરી હાથ છે.
કરૂં છું ને કર્યું છે મેં, જુઠું એ અભીમાન હા.
કરી તે શું શકે પ્રાણી, આ અનંત અગાધમાં ?

(કૌમુદી.)

બ્રાહ્મણના બાળકને બાલ્યવયથી વિદ્યાભ્યાસ કરાવવાનો–આશ્રમમાં ગુરૂ પાસે રાખી શીક્ષણ પ્રાપ્ત કરવાનો–નીયમ હતો. આદી અનાદી કાળની એ પ્રથા પ્રચલીત હતી કે ક્ષત્રી વિદ્યાપઠન કરે તે સાથે શસ્ત્ર કળા પણ ગુરૂ પાસેથીજં શીખતા. યુધ્ધકળા વીશારદ બની ધર્મ રક્ષણ કરવાનું સામર્થ મેળવતા. આ પુરૂષ વર્ગની વાત પણ સ્ત્રીઓ ગૃહઆંગણે અભ્યાસ કરી ક્ષત્રી સંતાનો મુળથીજ તીરકામઠાં કે તલવારબાજી ખેલવામાં ઔર મઝા માનતા અને તેમાંએ વળી પોતાના સાથીદારોમાં તો સહીયરોનું આધીપત્ય મેળવવાને ઉત્સુક થઇ જતાં. ક્ષત્રી બાળકોમાં એ નૈસર્ગીક ગુણ હોય છે. આ માત્ર બાલ્યવયની વાત જયારે આ નાનપણથીજ આધીપત્ય–ઉમરાવપણું ભોગવવાની જાગેલી મહત્વાકાંક્ષા મોટપણે વધુ ઉત્સુક–ઉત્તેજીત બન્યા વગર રહેજ નહીં. પુત્રને બદલે પુત્રી સંતાન હોય તો પણ શસ્ત્રકળાનું શીક્ષણ ખાસ ફરજીઆત શીખવવામાં આવતું અને બાળકો ઉલ્લાસ પુર્વક તેનો અભ્યાસ કરતાં. શ્રીસીતારામરાયની ધર્મપત્ની કમળાદેવી પોતાના પીતાને એકની એક કન્યા જેની ચાતુર્યતાજ દર્શન કરતી હતી કે એક સાચી વીરાંગના તરીકે ભવીષ્યે તેણી પોતાનું નામાભીમાન અમર કરશે. બાલ્યવયમાંજ જાગ્રત બનેલી ભવ્ય ભાવના લાયક પતી મળતાં કમળાદેવીના હૃદયમાં વધુ ઉત્તેજીત બની. યુદ્ધકળાનું અધુરું લીધેલું શીક્ષણ શ્રી સીતારામરાય સમા વીર શીરોમણી પતી પાસે પુર્ણ કર્યું અને એક આદર્શ વીર નારી તરીકેની મહત્વાકાંક્ષા પુર્ણ થતાં પોતાના વીર પતીને સંગ્રામમાં અસાધારણરૂપ મદદકર્તા નીવડી. એક વીર નારીને છાજે એવી તેની બહાદુરી શ્રી સીતારામરાયના કાર્યને યશસ્વીરૂપ નીવડી હતી. શત્રુઓનું મદમર્દન કરવા ચંડીકા સ્વરૂપ ધારણ કરી યુદ્ધક્ષેત્રમાં ઉતરતાં રાણી કમળાદેવી હર્ષોન્મત બની જતી. તો પછી શ્રી સીતારામરાય સમો બળવાન મનુષ્ય પોતાની સ્વતંત્રતાનો ધ્વજ અખંડીત ફરકાવી શકે એમાં શું આશ્ચર્ય? સાસુ માતાને વંદન કરી પોતાના લાડીલા પુત્રને સુભાશીષ દઇ કમળાદેવી દાસી સાથે પુનર્પી પોતાના પ્રીય પતી પાસે ચાલી પરંતું દૈવની ગતી વીચીત્ર છે. મનુષ્યની ધારણા ફળીભુત થવી દૈવાધીન વાત છે છતાં વીર પુરૂષો અને વીર રમણીઓ એવી ડરપોક વાતને દીલમાં ધારણ કરતાંજ નથી. એ એમનું ઉચ્ચ લક્ષ્યબિંદુ છે. કમળાદેવી અને તેની દાસીને દુશ્મનોની છાવણીના વચલા માર્ગે થઇનેજ પસાર થવાનું હતું. તે એ પણ જાણતી હતી કે દુશ્મનો છુપી રીતે પણ આસપાસમાં ફરતા હશે છતાં તેણીની અજબ હીંમત અને પતીની છાયા નીચે મદદ માટે જવા તેણીનું હૃદય તલસી રહ્યું હતું. અને તેથીજ કોઇપણ પ્રકારનો લેશ માત્ર ભય રાખ્યા વીના તે ગોપના પહાડ પ્રતી પુર ઝડપે જતી હતી.

...અને લગભગ દુશ્મનોની છાવણીથી થોડે દુર આવેલા એક પાણીના તળાવ ઉપર અશ્વોને પાણી પીવડાવવાની ઇચ્છાથી થોભાવ્યા ત્યાં તો અશ્વોના હણહણાટ સંભળાયા. અચાનક છાવણીમાંથી પંદરથી વીસ સરદારો ધસી આવ્યા અને તે બન્ને સ્ત્રીઓને ઘેરી લેવામાં આવી. પરંતુ એમ કાંઇ આ સુરી ક્ષત્રાણીઓ ડરે તેવી ન્હોતી. કમળાદેવીનાં નેત્રો એક ક્ષણમાં બધાંને જોવા ફેરવી આવનાર સરદારોને પીછાણી શકયા હતા. એ સરદારો નો સરદાર એક વખતનો તેનાજ પતી પાસેથી ક્ષમા માંગી જીવતદાન મેળવી નાશી છુટેલો રાજા રઘુનંદન હતો. તેને જોતાંજ ક્રોધથી રકતવર્ણું નેત્રો કરી તે બોલી–કોણ? નાટોરનો ગુલામ રાજવી ? એક વખતે મારા પતી પાસેથી જીવતદાન મેળવી જીવ બચાવી ન્હાસી

જનારો નાલાયક નીર્માલ્ય ક્ષત્રી ? તે આજે અબળા ઉપર અત્યાચાર કરવા તલસી રહ્યો છે કેમ ?

"અરે મુર્ખા એટલું ન સમજ્યો કે ક્ષત્રાણી ડરનો વીચાર સ્વપ્નાં સ્વપ્ને પણ નથી કરતી. જીવતદાન મેળવી ન્હાસી છુટેલા નીર્માલ્ય ક્યાં ગઇ તારી તે વખતની સાચી મારા પતી પ્રત્યેની પ્રેમનિષ્ટા ? અત્યારે ક્યાં છે તારા અંતરમાં છુપાએલો સત્ય પ્રેમ ? પરંતુ કજાત તે જાત ક્યાંથી થઇ શકે ?"

ઉપરોકત શબ્દો પુરું કરતાં અંતે તેણીએ એક અટહાસ્ય કર્યું પરંતુ તેના એ હાસ્યમાં છુપી ભયંકરતા સમાઇ હતી અને જો તે ધારતે તો નાટોરપતીને પોતાની તલવારથી યમદ્વાર પહોંચાડી દેતે. પણ નાટોરપતી અત્યારે સબળ હતો. તોપણ કમળાદેવીથી તો દૂરજ ઉભો રહ્યો હતો. રખેને ક્ષત્રાણી અસીની ધારે ગરદન જુદી કરી નાંખે તો ? પણ જો નાટોરપતી કમળાદેવી પાસે ઉભો હોત તો જરૂર તેની જીંદગીનો અંત આવી જાત પણ દાવપેચ ખેલનારા ખેલાડીઓ–શીયાળવાં સીંહથી સો ગાઉ દુર રહે છે. એટલે સૈનીકોને આગળ ધરી પોતે પાછળ ઉભો રહી બોલ્યો "મને એક સ્ત્રીના શબ્દોની કાંઇ કીંમત નથી. તે યાદ છે કે તુંજ મારૂં હડહડતું અપમાન કરનારી અને મારી જીંદગીનો અંત લાવવા તારા પતીને પ્રોત્સાહન આપનારી હતી કેમ ? આજે બોલ તારો જીવ બચાવનાર કોણ છે ? હું ધારૂં તો અત્યારે મારા અંતરમાં છુપાવેલી વાસના તૃપ્ત કરી શકુ છું અને તે હવે કરીશ. તું મહાન સતી છે. તે તારૂં સતીત્વ નષ્ટ કરીશ. અને ખુલ્લખુલે ચમનનો ઉપભોગ કરી દીલ્હી સમ્રાટને તારૂં નજરાણું ધરીશ."

નાટોરપતી રાજા રઘુનંદને પોતાની નીચ વૃતી જાહેર કરી. અને વેર વસુલ કરવાની વૃતી ખુલ્લી કરી પોતાના નીચ વીચારો પ્રગટ કર્યા.

"તારા જેવા શયતાનોને સ્ત્રીના શબ્દોની કીંમત ક્યાંથીજ હોય ? બગલો હંસીનો પ્યાર માંગે તે ક્યાંથી મળે. સતીનું શીયળ ભ્રષ્ટ કરવાની મનુષ્ય કલ્પના કરે પણ ધાર્યું ધરણીધરનુંજ થાય તેની તને સ્વપ્ને પણ ખબર ક્યાંથીજ હોય ? અરે મુઢ ? વ્યર્થ વાર્તાલાપ છોડી દે. મને મારો માર્ગ આપી જવા દે, વૃથા મૃત્યુને આલીંગન આપવાનો પ્રયાસ ન કર."

કમળાદેવીએ છેલ્લી સુચના આપી પણ એ શયતાન સ્હમજે તેવો ન્હોતો. તે તો કમળાદેવીના સૌંદર્ય ઉપર મુગ્ધ બન્યો હતો અને એ લાલસા સેવી હતી કે તેના શીયળને ભ્રષ્ટ કરી ગુલાબની સુગંધ લઇ પછી દીલ્હી સમ્રાટને જેસોર જીલ્લાના એક નામાંકિત નમુના તરીકે–ઝવાહીર તરીકે ભેટ ધરવા ઇચ્છા રાખી હતી અને તેથી આવા અમુલ્ય સમયને ગુમાવવા કરતાં મૃત્યુને તેણે વધુ પસંદ કર્યું હતું તે બોલ્યો "હું ગાંડો નથી કે તને જવા દઉં બસ હમણાંજ તને બંદીવાન બનાવું. સીપાઇઓ પકડો તે બંન્ને સ્ત્રીઓને" આ આજ્ઞાનો અમલ સૈનીકો બજાવવા આગળ ધસ્યા અને કમળાદેવીએ પોતાની ચળકતી સમશેર દુશ્મનોને પોતાનું પાણી બતાવવા ખેંચી કાઢી, સરદારોની વચમાં ચાલી ગઇ અને દાસી પણ ચતુર હતી. કમળાદેવીએ દાસીને પણ પસંદ કરવામાં–સાથે રાખવામાં બુધ્ધીનો ઉપયોગ કર્યો હતો એ દાસી હતી છતાં દાસી કમળાદેવીની હતી એટલે તલવારબાજીમાં હારે તેમ ન્હોતું. ચોવીસ સરદારોની વચમાં આ બે વીરાંગનાઓ જગદંબા સાક્ષાત પ્રતીમા રણચંડીકા

ણી દુશ્મનોનો સંહાર કરવા પૃથ્વી ઉપર આવી હોય તેવી રીતે યુધ્ધ કરવા લાગી અને જોત જોતામાં એ બે વીરાંગનાઓ એક તલ્વારનો ઘા સહન કર્યા વીનાજ દશ સરદારોને યમદ્વાર પહોંચાડી દઇ અન્ય સાથે લડવા લાગી. પણ દગાખોર નાટોરપતી એ દગાનો આશ્રય લઇને તે બંન્નેને પકડી લીધી અને અંતે મુછોના વાળ ઉપર જાણે પોતાની નીર્માલ્ય વીરતા પ્રગટ કરતો હોય તેમ તે બંન્ને અબળાઓને પકડી પોતાની છાવણી તરફ ચાલ્યો જાણે સમર્થ વીજયશાળી બની મહાન ભીષણ સંગ્રામમાં વીજયપતાકા ફરકાવી ડંકાનીશાન બજાવતો હોય તે પ્રમાણે પણ પચીસ સરદારોના એકત્ર બળથી એક બે અબળાઓ પર બળાત્કાર ગુજારી વીજયપીતાકા ફરકાવી હોય તેમ નીર્માલ્ય બહાદુરીનું દર્શન કરાવતો છાવણીમાં આવ્યો. આજ વખતે પુરૂષવેષી અને પીતાની સ્હામે તલ્વાર ખેંચી બહાર પડનારી રાજકન્યા કીશોરી પ્રીયતમને મળી દાસી સાથે પોતાના તંબુમાં આવી પહોંચી હતી અને મુળ પોષાકમાં સજ્જ થઇ ગઇ હતી પણ ત્યાં તો પોતાના પીતાને સરદારો સાથે ધસમસતો ચાલ્યો આવતો દુરથી જોયો અને તેમાં તે બંન્ને વીરાંગનાઓ ઉપર તેની દ્રષ્ટિ પડતાં હૃદયમાં ઘા પડી ગયો એક નીશ્વાસ નીકળી ગયો આ દેવાંશી દેવીને જુલ્મગાર પીતાના પંજામાં સપડાયેલી જોતાં તેના હૃદયમાં અગ્નિ પ્રજ્વળીત થયો પણ ખેર ? તે અલ્પ સમય માટે શું કરવું તેના વીચારમાં પડી કુદરત કયો રંગ જમાવે છે સુર્યસીંહરાય અને તેની વૃધ્ધ માતા યશોધરા જેની ખાત્રી માટે કસોટી માટે સત્ય માટે શંકા રાખતાં હતાં અને રાજકન્યા પણ પોતાનાં હૃદયની શુધ્ધ સત્ય લાગણી જાહેર કરવા ઇચ્છતી હતી તે કીંમતી સમય તેણીને મળી ગયો પોતાની ભાવી સાસુને પીતાના બળાત્કારમાંથી બચાવવા તેને સુરક્ષીત છોડાવવા અને નસાડવા માટે તેણીએ ઉપાય યોજી વીચાર કરવા પ્રયત્ન શું થાય છે એ જોવા ખાતર એ સર્વ સરદારોની પાછળ પાછળ મંદ ગતીએ તંબુના પાછલા ભાગમાં જઇ ઉભી રહી અને તેનો પિતા એ વીર રમણી તથા દાસીને લઇ નવાબના તંબુમાં દાખલ થયો આ સમયે નવાબ અને રાજા રામજીવન પણ રાજા રઘુનંદનની માર્ગપ્રતીક્ષા કરતાજ વાર્તાલાપ કરતા બેઠા હતા. વિજયથી ગર્વોન્મત બની રાજા રઘુનંદને તંબુમાં પ્રવેશ કરી બંગાળપતિને નમન કર્યું અને તે બન્ને રમણીઓને ચાર સરદારોની વચમાંજ ખુલ્લી સમશેરોની વચમાં ઉભી રાખી આ બે પુરૂષ વેશધારી વિરનારીઓ નવાબના તંબુમાં દાખલ થઇ ત્યારે લેશમાત્ર સંકોચ કે દીલમાં ડર રાખ્યા વિના એક બાજુએ મુખ ફેરવી ઉભી રહી, પણ તેમની ચારે બાજુએ ખુલ્લી ચળકતી સમશેરો હતી. અને સમશેરો ધરી ઉભા રહેનારા સરદારો પ્રતિ નિક્ષણ દ્રષ્ટી નાખી રક્તવર્ણ નેત્ર એ જોતી નીચું મુખ રાખી નીઃશબ્દ સ્થીર ઉભી રહી. અને ગર્વોન્મત્ત રઘુનંદન બોલ્યા.

"અય સુંદર સ્ત્રીઓ ! બંગાળપતિને નમન કરવા જેટલો વિવેક પણ તમો ભુલી ગયાં લાગો છો. તમો જાણો છો કે અહીં એક સમર્થ શક્તિશાળી, સત્તાધીશ બિરાજેલા છે તેને નમન કરો."

પણ તેના આ સત્તાસુચક આજ્ઞાદર્શક સુર પવનના સુસવાટામાં કયાંય અદ્રશ્ય થઇ ગયા હોય અને એ શબ્દો જાણી સાંભળ્યાજ ન હોય તેમ એ બંન્ને રમણીઓ જરાએ હલનચલન વગરજ ઉભી રહી અને આ જોતાંજ રાજા રઘુનંદન જરાક ભોંઠો પડી ગયો, તેનું વદન મ્લાન બની ગયું અને ઉશ્કેરાઇ જઇને તે બોલ્યો.

# કલકત્તા નિવાસી મારા પરમ શુભેચ્છકો

બંગ સંગીતના પ્રેમી-અને-મારા
ખાસ આશ્રયદાતા
બડાબાબુ ઉર્ફે



શ્રીયુત પ્રભાશંકર લાલજી

જેમના ઉત્તેજનથી, આશ્વાસનથી, સ્હાયતાથી બંગાળી સંગીતને કાંઇક અંશે પણ પ્રાપ્ત કરવા હું ફળીભુત થયો. તે સગા ભ્રાતાઓ.



ડાબી બાજુએ આત્મબંધુ નટવરલાલ સી. જાની
જમણી બાજુએ શ્રી ભાનુશંકર જાની.

મારી આજ્ઞાનો અનાદર કરવાથી ઘણું સહન કરવું પડશે. સીધી રીતે નહીં માનો તો સત્તાથી શીર નમાવવામાં આવશે. બળાત્કારથી બંગાળપતિના ચરણમાં શીર ઝુકાવવું પડશે." અને એટલું બોલી પોતાના શબ્દોની શું અસર થાય છે તે જોવા રાજા રઘુનંદન જરા થોભ્યો. પણ તે ન્હોતો જાણતો કે આતો સીંહની સીંહણ હતી. એ માત્ર શબ્દપ્રહારોથી ડરી જનારી રમણી નહીં. એક વીરની વીરાંગના હતી. આજ્ઞાનું પણ ઉલ્લંઘન થએલું જોતાં નવાબ અને રાજા રામજીવન પણ સ્તબ્ધ બની ગયા અને એ વીર રમણીઓ પણ અડગ નીશ્ચય કરી અબોલજ ઉભી રહી. એટલે મોરારપતીનું નુર ઓછું થયું. તેણે તત્કાળ સરદારોને આજ્ઞા કરી કે તેમના બળાત્કારથી શીર બંગાળ પતીના કદમોમાં નમાવો અને એ આજ્ઞાનો અમલ થાય ત્યાંતો સીંહણની ગર્જના થઈ "ખબરદાર! ત્યાંજ રહેજો. મોતને ભેટવું હોય તો અમારા શરીરને હાથ લગાડજો" આ શબ્દો બોલતા તો તેણીએ ખુલ્લી શમસેરો લઈ ઉભેલા ચાર સરદારોમાંથી બે જણાની ગરદન બન્ને મજબુત હાથોએ દબાવી નીચે ફેંકી દીધા અને તેમની તલ્વારો પોતાના બંને હાથોમાં લઈ ત્રાડ પાડી બોલી.

"સીંહણના શીરને નમાવવાની ઇચ્છા રાખનારા મગતરા! બોલ! શું કહે છે?" તેની આ વીરતા જોતાંજ નવાબ અને રામજીવન પોતાના આસનેથીજ ઉભા થઈ ગયા અને તે બંને નાગી તલ્વારો લઈ ઉભેલાં બીજા સરદારો તો દુરજ હઠી ગયા; પણ નવાબ નાટોરપતી રામજીવન અને બીજા અંદર ધસી આવેલા સરદારોના એકત્ર બળથી તે રમણી પાસેથી હથીઆરો ઝુટવી લેવામાં આવ્યા અને નવાબ ફાટી આંખે જોઈ રહ્યો.

અને આ સમયે તંબુ પાછળ છુપાઈ સર્વ બનતા પ્રકારો નીહાળતી કીશોરી અંતરમાં હર્ષથી ફુલાઈ ગઈ હતી. કમળાદેવીનું સાહસ, અજબ હીંમત જોતાં ખરેખર તેના હૃદયમાં પણ આનંદ છવાયો, પણ શું બને છે તે આતુર નયનોએ જોવા લાગી. એટલામાંજ રાજા રઘુનંદન બોલ્યો, "બંગાળ પતી! આ તેજ સ્ત્રી છે કે જે શયતાન સીતારામરાયની ધર્મપત્ની કમળાદેવી કહેવાય છે. જેણે મારી જીંદગીનો અંત લાવવા પ્રોત્સાહન આપ્યું હતું.

"ચુપ બદમાશ. અપમાન કરતાં પહેલાં સંભાળજે. તું એક વખતનો મુખમાં તૃણ લઈ તારા ઘોર અપરાધની ક્ષમા માંગી, મારા પતીની ઔદાર્યતાથી જીવ બચાવી ન્હાસી આવેલો નાલાયક મનુષ્ય છે એ ભુલી ન જા. નહીં તો અત્યારે તારી હયાતી ન હોત." પરંતુ ચાલાક નવાબે હવે આ બન્ને રમણીઓને અત્રે રાખવામાં કાંઈજ સાર ન જોયો અને તેથી છાવણીમાંજ તે બન્ને રમણીઓને મજબુત પહેરા નીચે કેદ કરવા અને સખત રીતે બાંધી રાખવા. (અલગ અલગ તંબુમાં રાખવા) આજ્ઞા કરી અને તત્કાળ તે આજ્ઞાનો અમલ થયો. કીશોરી તત્કાળ પોતાના તંબુમાં આ પ્રકાર નીહાળી પલાયન કરી ગઈ.

## પ્રકરણ ૧૧ મું.

## દુશ્મનની દિકરી.

કયાં ચાહવું તે દીલમાય જાણે, તેમાં ન કાંઇ બનતું પરાણે
ત્યાં બુધ્ધિના જોરથી કંઇ ન ફાવે, બુધ્ધિતણો માર્ગ જુદોજ કાંઇ.

(કલાપી.)

પ્રેમરસનો હારણ એ પધાર્યો, અંતરનો એ અમર જુવાનડો.

(કવી ન્હાનાલાલ)

પ્રેમ તરસ્યાં પ્રભુનાં પ્રેમી બાળકો આશાના કુંજમાં-પ્રેમી જનોના વીચાર તરંગો કરતાં, મધુર મુર્તીનાજ દર્શન કરતાં હોય છે. ચાહનારાજ, એ ચમત્કાર જાણી શકે. અન્યની શકિતની એ બહારની વાત છે. એ સ્નેહની જંજીરોથી પ્રેમીઓને કોણે જકડયાં ? જગતની દોરંગી દુનીયાના મહાન બગીચામાં શરીરથી અલગ પણ આત્માથી એક દીલનાં દાન દેનારાં પંખીડાઓને તેમના આત્માઓને કયાંક પ્રેમસરથી વીંધી નાખ્યા ? કોણે વીંધ્યા એ કલ્પના બહારની વાત છે. વીરનાં સંતાનો વીરજ નીપજે. પોતાની ભવીષ્યની સાસુમાતાને પિતાના જાલીમ બંધનમાં જોતાં એક વખતને ખાતર તો રાજકન્યા કિશોરી ભયથી ધ્રુજી ઉઠી. એ માટે કે તેનો પિતા અને કંસ કાકો શયતાનની સાક્ષાત પ્રતીમાઓ હતી પરંતુ પિતાના બંધનમાંથી તેણીને મુકત કરવાનો માર્ગ કીશોરીએ એકજ ક્ષણમાં શોધી લીધો અને કોઇ પણ પ્રકારે કમળાદેવીને પિતાના બંધનમાંથી છોડાવી સહીસલામત શ્રી સીતારામરાય પાસે મોકલાવી આપવાની યુકિત રચી. પણ તે વીશે અનેક કલ્પનાઓ કરી છતાં તે સફળતા ન મેળવી શકી. કારણ કે ત્યાં સૈનીકોનો મજબુત પહેરો હતો. એટલુંજ નહીં પણ પોતાના પિતાનીજ છાવણીના એક ભાગમાં તેણીને કેદ કરવામાં આવી હતી. આમ હોવાથી તેણીએ આ બાબત સુયંસીંહરાયને જઇ જણાવવા વીચાર્યું કે પુત્ર પોતાના માતાના કેદ થવાના સમાચાર જરૂર પોતાના પિતાને પહોંચાડશે અને એથી કમળાદેવી મુકત થશે. પરંતુ ત્યાં સુધીયે કમળાદેવીનું પાપાત્માઓના હાથમાંથી રક્ષણ કરવાનું કર્તવ્ય તો કીશોરીના શીરેજ હતું. રાજકન્યા કીશોરી માટે તેના પિતાને કે કાકાને જરાયે આ શંકાજ ન્હોતી. કારણકે હજુ સુધી તેણીનું એક પણ કાર્ય એવું પ્રગટ થયેલું તો ન્હોતુંજ કે જેથી પિતાને તેણીના ઉપર કોઇપણ જાતની દેખરેખ કે પહેરો મુકવાની જરૂર પડી ન્હોતી. અને કીશોરી પણ પોતાના પિતાને સમય સાધી વારંવાર દર્શન આપતી. દર્શન કરતી અને સારોયે સમય જાણે પોતાની સખીઓ સાથેજ નીર્દોષ રમત ગમતમાંજ વીતાવતી હોય તેમજ બધો પ્રકાર દર્શનમાં મુકતી. પરંતુ "ઘર ફુટે ઘર જાય" રાજકન્યા કીશોરી સમાન એક નાની બ્હેનનો પણ વિચારોમાં મતફેર તેનાજ પીતાના કાર્યોમાં કેટલો અંતરગત રીતે વાંધો નાંખતો હતો તેનાં કાર્યોની સફળતામાં કંટકરૂપ થતો હતો. એ પ્રીયપાઠકો અંદરખાનેથી જોઇ શકશે. પોતાના ઘરની એક ન્હાંનામાં ન્હાની સરખી ફુટ પણ સમસ્ત જીવનને આખાયે કુટુંબને વીનાશકરૂપ બને છે. એ આ દ્રષ્ટાંત ઉપરથી જોઇ શકાય છે.

રાજા રઘુનંદન અને રામજીવન કીશોરી ઉપર જરાયે આવી કોઇપણ બાબતમાં શંકા લાવતોજ નહીં પરંતુ કીશોરી કોઇપણ પ્રકારે પિતાની બાજીને ઉંધી વાળવા ઇચ્છતી હતી.

એટલા માટે કે તે સત્યને ચાહનાર, નીતિ, ન્યાય અને ઇશ્વરમાં શ્રધ્ધા રાખનારી આદર્શ બાળીકા હતી. શ્રી સીતારામરાય સમા ભલા નેક ધીર વીર સમ્રાટ દેશભકતને અને તેના રાજ્યને છિન્નભિન્ન કરી નાખવાની તેના પિતાની નીચ મહત્વાકાંક્ષાઓ જોતાં—સાંભળતાંજ તેના હૃદયમાં સખ્ત દુઃખ થતું હતું અને જ્યારે પોતાનેજ આ મહાન દુર્ઘટ પ્રસંગોમાં પણ ફસાએલી જોઇ ત્યારે તો તેણે એકજ બસ સત્યનો માર્ગ અખત્યાર કર્યો. અને પિતાની સ્હામે થઇ. આટલા માટેજ તે કમળાદેવીના કેદ થવાના સમાચાર, શ્રી સુર્યસિંહરાયને પહોંચાડવા તૈયાર બની અને છુપી રીતે હરીહરનગર પ્રતી પ્રયાણ કરી ગઇ.

રાજા રઘુનંદન સમા ઝેરી જંતુઓનો જ્યાં વારા હોય ત્યાં આ શિવાય બીજું શું સંભવે ! હિંદુ ધર્મનાં ઉચ્ચ સુત્રોને વિસરી જઇ ભુતકાળના ભુપાળો જ્યાં પોતાનાજ જાતિ રાજકર્તાઓના ઐશ્વર્યને ઝુંટવી લેવાના પ્રયત્નો આદરે ત્યાં ઉન્નતિ કયાંથી સંભવે ? એટલુંજ નહિ પણ ત્યાં ત્રાહિત વ્યક્તિ આવા ઘરભેદી કલેશનો લાભ લઇ જાય તેમાં શું આશ્ચર્ય ! પરંતુ કુદરતનો નિયમજ એવા પ્રકારનો છે કે અતિ થાય તે થોડાજ માટે અને તેવા શેર ઉપર સવાશેરનાં સર્જન ન હોત તો દુનિયાના—જગતના અનેક ન્હાનાં મોટાં રાજ્યો ઉપર શાસન કરનારા નૃપત્તિઓના ઇતિહાસો કેઇ જુદીજ શ્રેણી ઉપર રચાયા હોત. એક વિકાળ વરૂસમા નાટોરપતિનીજ પુત્રી કેટલી શાંત, સ્નેહાળ પ્રકૃત્તિની છતાં વિરાંગનાને છાજે તેવીજ બહાદુર હતી. અને કુદરતે પણ એવા નીચ પ્રકૃત્તિના નાટોરપતિઓનો નાશ કરવા ખુદ કિશોરી સમી એકજ કન્યા તેને સંતાન રૂપે અર્પણ કરી હતી. પાપીઓનો વિધ્વંસ કરવા કુદરતે કયું પુતળું નિર્માણ કર્યું છે અને તે કેવા સંજોગોમાં, કેવા સ્થળે અને કેવા સમય ઉપર કર્યા થાય છે એ તો ભવિષ્યમાં બનનારી ઘટનાઓ ઉપરથી સ્હમજાશે છતાં એ વાત નિર્વિવાદ છે કે અંતે પણ સત્ય તરી આવે છે. એ સત્યને ચાહનારા મનુષ્યો જો કે અથાગ મુશીબતો સહન કરે છે પરંતુ એ ધીરજ—શાંતિને સહી લેવામાં વીરો અને વિરાંગનાઓ અનેરી મોજ માણે છે. હરિહરનગર છાવણીથી કાંઇ બહુ દૂર ન્હોતું છતાંયે ત્યાં જવાનો માર્ગ વિકટ હતો એ આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા છીએ. આ સમય કિશોરી એકલીજ માત્ર દાસીને યોગ્ય સુચના કરી પોતાના પવનવેગી અશ્વ ઉપર સ્વાર થઇ ભાવિ પ્રિયતમને આફતથી વાકેફ કરવા અને સમયસર ચેતવણી આપી પોતાની ફરજ, પોતાનો ધર્મ, અંતરની સાચી શુધ્ધ ભાવના અને કર્તવ્ય બજાવવા પુરવેગે જતી હતી. અને તેજ વખતે હરિહરનગરમાં શું બનતું હતું તે તરફ આપણે દ્રષ્ટિપાત કરશું.

ભગવાન સુર્ય નારાયણનો દિવ્ય પ્રકાશ ભુમંડળમાં પ્રસરતાં જગતના મનુષ્યો નિત્યકર્મમાં પ્રવૃત થયા હતા. પક્ષીઓનો મધુર કિલકિલાટ કર્ણગોચર થતાં અદ્દભુત આનંદ ઉદ્દભવતો હતો. દેવમંદીરોમાં મંગળ આરતી ઉતરાતાં મધુર ધ્વનિ શ્રવણ થતો, અને ભાવિક ભકતો, અનંત—અચ્યુત પરમાત્માના ધ્યાનમાં મગ્ન હતા. તે આરતીની સમાપ્તી થતાં નિત્ય નિયમ મુજબ રાજકુમાર શ્રી સુર્યસિંહરાય શિવશંભોને ચઢાવવાના બીલીપત્રો અને ગુલાબના પુષ્પો વીણવા ઉદ્યાનમાં ગયો, પરંતુ જુવાનીનું જોશજ એવા પ્રકારનું છે કે તે પ્રેમશરથી વિંધાયા વિના રહેજ નહિ ! એ તો મહાન તપસ્વી કે કુમાર સમાજ તેમાંથી બચી શકે ! પરંતુ જ્યાં વિશ્વમિત્ર તપસ્વી અને

સાક્ષાત શંકરસમાં દેવ (એ જોકે કામને જીતનારા ગણાય છે) પણ એ કામદેવના અજબ પ્રભાવથી મુકત નથી તો પછી બીચારા એક સાધારણ મનુષ્યની શું ગણત્રી?

પોતાના દિલને ચોરી જનાર-અખંડ પ્રેમની ધારાઓ વહાવી દુશ્મનના પુત્રનું દિલ આબાદ ખેંચી જનાર એ રમણી હૃદય અદ્યાપિ ભુલી શકયો ન્હોતો. તેની વાકચાતુર્ય આશાક્ષય શુધ્ધ સ્નેહાળ હૃદય અને પ્રેમભરી માયાળુ લાગણીએ સુર્યસીંહરાયના અંતરમાં અદ્ભુત અસર કરી હતી તે એટલે સુધી કે કિશોરી પુરૂષોમાં પણ પોતાની પ્રતિમાને કેમ જાણે છુપાવી ન ગઇ હોય, એ ઉદ્યાનમાં પણ જાણે પોતાની મુર્તિને એક એક વસ્તુમાં ન મુકી આવી હોય સુર્યસિંહરાયએ દિવ્ય દેવાંશી શુધ્ધ આદર્શ બાળીકાની મુર્તિ ગુલાબના પુષ્પોમાં નીહાળી રહેતો જરાક વિચારમાં પડી જતો. આ શું? શું રાજબાળા આ પુષ્પમાં છુપાઇ હશે? એવી કાલ્પનીક ભ્રમણા સાધારણ રીતેજ તેના મગજમાં ઉપસ્થીત થતી. અને ક્ષણવાર માટે તો મંત્રમુગ્ધ બની એ પુષ્પો પ્રતીજ દ્રષ્ટી રાખી પોતાનાં નેત્રો થોભાવી દેતો અને પછી કેટલીક વારે જ્યારે તેના એ દિવાનાપણાનાં વિચારને માત્ર ખાલી ભ્રમણાજ તરીકે પીછાણતો ત્યારેજ બીજાં પુષ્પો ચુંટવા સમયના અભાવે મંડી જતો પરંતુ બન્યું એમ કે ફુલની છાબ લગભગ અધીં ભરાઇ ગઇ અને એક છોડ ઉપરથી બાકી રહેલા ઉતાવળના પુષ્પો લેવા તે આગળ ચાલ્યો, ત્યાં તો તે સ્થંભી ગયો સ્હામેજ સાક્ષાત રાજબાળાની મુર્તી જોતાં તે અત્યંત વિચારમાં ગરકાવ બની ગયો. તટસ્થ-ગંભીર થઇ વિચારમાં-ભ્રમણા સ્વપ્ન કે તરંગમાં મુખારવિંદ ઉપર હાસ્યની છાયા પથરાવતો એ મુર્તી સ્હામે તેણીને બોલાવવા આગળ ધરયો. આથી જાણે તેને વધુ ખાત્રી થઇ હોય તેમ તે પ્રતિમા પાસે આવ્યો અને બોલ્યો:

"કોણ રાજબાળા? મારા હૃદયની આરાધ્યદેવી? મારી ભવિષ્યની અર્ધાંગના-મારા સુખ દુઃખની ભાગીદારણ-જીવનની સહચરી? કોણ! દુશ્મનની દીકરી? આવો આવો બાળા તમારી મનોમુગ્ધ મુર્તી મારા હૃદયમાં છે. જુઓ ખાત્રી કરો. આ હૃદયને ચીરી જુઓ. તેમાં તમો વસ્યાં છો. જ્યાં પ્રભુનો વાસ છે. ત્યાં તમારી મુર્તિને પણ મેં સ્થાન આપ્યું છે. તમારી વાણી, તમારૂં વર્તન તમારા પિતાથી નિરાળુંજ છે. સત્યને ચાહનાર દિવ્ય નારી તમારી ભલી લાગણી માટે મારા ઉપરના તમારા અગાધ સ્નેહે મને દિવાનો બનાવ્યો છે. જ્યારથી મેં તમોને જોયા છે, જ્યારથી તમારા અપ્રતીમ સ્નેહનો જાદુ તમોએ મારા ઉપર અજમાવ્યા છે. ત્યારથી મેં મારૂં હૃદય મારા મગજનું સમતોલપણું ગુમાવ્યુ છે. દિવાનાપણું આવ્યું છે! હું બોલું છું. તમે સાંભળો છો, (વિચારમાં જરાક ક્રોધની મુખારવિંદ ઉપર છાયા પ્રગટાવી) હસો છો! મને બનાવો છો? દગો દો છો? જુવો જુવો જેમ તમો તમારી ખાત્રી કરવા આપવા માટે મારી સમક્ષ સત્ય વચન કહ્યાં હતાં ખાત્રી આપી હતી. તેવીજ રીતે આજે મારા અંતરમાં સળગતી સ્નેહની ઉમીંઓ પ્રગટ કરી આપવા હું તૈયાર છું. તમારા પ્રેમમાં અંધ બનેલો હવે માત્ર તમનેજ જુવે છે. આવો ન તલસાવો દેવી. આજથી તમે મારાં અને હું તમારો (ભેટવા દોડે છે. એક છોડ સાથે અથડાઇ નીચે પડે છે. ફુલ વેરાઇ જાય છે. જરાક આસપાસમાં નજર ફેરવી ઉભો થઇ પોતાની મંદ બુધ્ધી માટે તીરસ્કાર બતાવી પુષ્પો છાબમાં ભરવા લાગે છે. વળી મનોગત તે કાંઇક બોલ્યો.)

"મારી મશ્કરી કરી એ રમણી અદ્રશ્ય થઇ ગઇ, મને ખોટા મોહના પ્રલોભનમાં સપડાવી મારું દિલ ચોરી ગઇ. કેવા નિષ્ઠુર હૃદયની ! કહેતી હતી કે સદાયે તમારા ભલાને માટે હું તૈયાર રહીશ. મારા પિતાની સ્હામે મેં પણ પ્રતિજ્ઞા કરી છે. જુઠું તદ્દન જુઠું. એ બનેજ કેમ ? ઓહ ! રમણી હૃદય કોણ પારખી શક્યું છે ? સ્ત્રીચરીત્રને કોણ પીછાણી શક્યું છે ?" અને આટલા મનોગત વીચારો પુર્ણ કરતાં તેની છાબ પણ ભરાઇ ગઇ, અને બહુજ મોડું—વીલંબ થઇ જવાના કારણે તે ઉતાવળો ઉતાવળો શીવાલયના દ્વાર ઉપર આવ્યો ત્યાં તો એક રાજસી અશ્વ થંભ સાથે બાંધેલો જોતાં વીચારમાં પડી ગયો. "આ અશ્વ કોનો ? શું દુશ્મનો આવ્યા હશે ? યા કોઇ છુપો જાસુસ હશે ? પણ નહીં. એ અશ્વ કોઇ માસુલી સરદારનો નહીં કીન્તુ કોઇ પ્રતીભાશાળી વ્યક્તીનો હોવો જોઇએ. ત્યારે શું ઉદ્યાનમાં દ્રષ્ટીએ પડેલી રાજબાળા તો ન હોય ? પરંતુ તે આટલી વહેલી સવારે અહીં કયાંથી હોય ? તેના આગમનનો સંભવજ ઓછો. ચાલ તપાસ કરૂં." શીવાલયના દ્વાર ઉપરજ આટલા મનોગત વીચારોની કલ્પના એકજ ક્ષણમાં તેણે પસાર કરી અને આતુર નયને કઇ વ્યક્તીનું આગમન થયું છે તે જોવા જાણવા જીજ્ઞાતુર બની સત્વર અંદર ગયો. ત્યાં તો વૃદ્ધ માતા યશોધરા દેવની મુર્તી ધ્યાનાવસ્તામાં હતી. અને તેની બાજુમાં જેને તે ચાહતાં શીખ્યો હતો, જે રમણીની દીવ્ય પ્રભાએ પોતાના હ્રદય ઉંડી પ્રતીભા બેસાડી હતી, અત્યાર સુધી જેનાં વીચારો કરતાં—સમય ઉપર સમય વ્યતીત કર્યો હતો, તેજ—તેજ એ મહા દીવ્યધારી પોતાની સ્નેહાળ સહચરીને જોઇ શકયો. રાજકન્યા કુમારને હાથમાં પુલની છાબ લઇ આવતો જોતાંજ ઉભી થઇ ગઇ અને નમન કરી ઉભી રહી. એક બાજુ મંદીરનો પુજારી અદબ વાળી ઉભો હતો અને બીજી તરફ આ પ્રેમી યુગલનું મીલન થયું, કુમાર સુયંસીંહ આ તે સ્વપ્ન કે સત્યની ઝંખના કરતો આતુર નયનોએ જોવા લાગ્યો તે ત્વરીત ગતીએ બોલ્યો.

"કોણ રાજબાળા ?"

"હા. આપની સેવીકા. રાજકન્યા કીશોરબાળા." અને આટલું બોલતાંજ કુમાર તો ગ્લાનીયુક્ત ચહેરો કોઇ અજબ ખીલી ઉઠયો. દીવ્ય રશ્મીની છાયા તેના ચહેરા ઉપર છવાઇ ગઇ અને હર્ષોન્મદ બની ગયો. કેવું મહદ્ ભાગ્ય ! અત્યાર સુધી સ્વપ્નાવસ્થામાંજ જેનાં તે દર્શન કરી રહ્યો, જેનાં કાલ્પનીક પ્રસંગો યાદ કરીને મન મનાવ્યું હતુ તે મુર્તી સાક્ષાત સમક્ષમાં જોતાંજ કુમારના હર્ષની પરિસીમાજ ન રહી. તત્કાળ કુમારે રાજકન્યાને અતિથી સત્કાર્યલયમા પધારવાનું જણાવ્યું અને બહુજ વિનયપુર્વક રાજબાળાને તે અતિથીભુવનમાં લઇ આવ્યો. મંદીરના પુજારીને ફુલો આપી સેવા કરવાની આજ્ઞા આપી રાજકન્યાની ત્હેનાતમાં આવી ઉભો. પર્ણકુટી સમુ એ અતિથીભુવન સ્વચ્છ પવીત્રતાથી છવાયેલું જોતાં રાજબાળાના હૃદયમાં ધર્મભાવના જાગ્રત બની અને અલ્પ સમયમાં એ સત્કાર્યાલયનું નીરિક્ષણ કરી સ્હામે બીરાજેલા કુમાર સમક્ષ દ્રષ્ટી કરી તે બોલી.

"વ્હાલા કુમાર ! આ આપની સેવીકા એક ખાસ અગત્યના કાર્ય પ્રસંગે આપની પાસે આવી છે. હું એક બહુજ માઠા સમાચાર આપવા આપની પાસે આવી છું તે સાથે આપને ચેતવવાનો સમયસર વખત જોતાં મારી ફરજ અદા કરવા હું છુપી રીતે ન્હાસી આવી છું" આટલું સાંભળતાં કુમારનો ચ્હેરો ચીંતાના આવરણોથી છવાઇ ગયો. એવી તે શું દુર્ઘટના ઉદ્ભવી હશે તેનો ખ્યાલ પણ નકરી શકયો. આ તેની ચીંતા છવાયલી

રાજકન્યા ધીરજથી આશ્વાસન આપતી બોલી "કુમાર ! ચીંતા ન કરો. ધીરજ અને હીંમતથી કાર્ય કરવાનો સમય આવ્યો છે. આ સમયે આપના કરતાં અત્યારે મને ચીંતા વધુ છે. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો, તે આપનો મદદગાર થાય. જુઓ આપનાં માતુશ્રી મારા પિતાના દગાભોગ બન્યાં છે. કર્મસંજોગે તેઓના પરિચયમાં અને તેમને નજરે જોનાર રાજા રઘુનંદનની જાળમાં સપડાઇ ગયાં છે. તેઓ કોણ છે અને ક્યાંથી તેમનું આગમન થયું છે એ અમારા છુપા જાસુસોની ખબરથી નાટોરપતિ અને તેમના શરદારો તેમનો માર્ગ રોકીનેજ ઉભા હતા અને તેથી આપનાં માતુશ્રીની ગમે તેટલી વીરતા હોવા છતાં મારા પિતાના સૈન્ય પાસે પરાજય પામ્યાં છતાં તેમની તલવારે મારા પિતાના દસ સરદારો તો યમદ્વાર પહોંચી ગયા છે. એ તેમની યુદ્ધકળા જોઇ હું ઘણીજ પ્રસન્ન બની ગઇ છું, એટલુંજ નહી પણ જ્યારે તેઓને અને તેમની દાસીને બંગાળપતિ સમક્ષ શીર નમાવવા આજ્ઞા કરી તે વખતની તેમની બુદ્ધી ચાતુર્યતા, હીંમત અને શસ્ત્રકળા જોઇ હું હર્ષોન્મત બની ગઇ હતી. છતાંએ તેઓ અત્યારે અમારી છાંવણીમાં કેદ બન્યાં છે, હું જાણું છું કે તેઓને બંધનમુકત કરવાની ફરજ હવે મારે શીરે છે અને તે ફરજ બજાવવા જતાં જો મારા પ્રાણની કુરબાની કરવી પડશે તો પણ તે હું કરીશ છતાં આપને હું એ સુચના આપી આ બાબતથી આજ્ઞા કરી આપના પિતાને પણ આ વાતના સમાચાર આપવાનું પહોંચાડવાનું યોગ્ય ધારી તમારી સેવામાં ઉપસ્થીત થઇ છું." અને અચાનક તેણી બોલતાં અટકી.

"શું ? મારી પુત્રવધુ કેદ થઇ છે ?" આ શબ્દો બોલનાર વૃદ્ધ માતા યશોધરા યોગીની હતી. જે અત્યાર સુધી આતીથ્યભુવનના દ્વાર ઉપર ઉભી રહી રાજકન્યાના શબ્દો સાંભળતા હતા. તે અચાનક અંદર પ્રવેશ કરી અને બોલી રાજકન્યા તરતજ તે યોગીનીના ચરણમાં નમન કરી ઉભી રહી બોલી હા માતાજી ! તેઓ મારા પિતાની પ્રપંચજાળમાં ફસાઇ ગયા. છતાંયે માતા કમળાદેવીની પ્રતીભાએ એવી તો મજબુત પ્રતીભા પ્રસરાવી છે કે તેમને ઉની આંચ પણ નહી આવે એટલુંજ નહી પણ મારૂં આપને વચન છે કે જ્યાં સુધી આપના પુત્રના પુત્રની આ ભવિષ્યની પુત્રવધુ પણ હયાત છે ત્યાં લગી તેઓ નીર્ભય છે. તેમ છતાં તેઓને સુરક્ષીત રીતે મારા શ્વસુરની પાસે હું પહોંચાડી દઇશ તે પણ ખાત્રી રાખજો. (રાજબાળા કેમ જાણે શ્રી સુર્યસિંહરાયનીજ પત્ની હોય તેમજ માની લઇ શ્રી સીતારામરાયને પણ શ્વસુર શબ્દનું સંબોધન કરતી) આ સાંભળી માતા યશોધરા ઘણીજ ખુશી થઇ. તેણીની આવી એકનીષ્ઠા જોઇ અંતરમાં આનંદ છવાયો અને આશીરવચનો આપતાં બોલી "બેટા તારૂં કલ્યાણ થાવ. તારી સાચી ભાવના તને યશસ્વીરૂપ બનો એ મારો આશીર્વાદ છે."

"માતાજી ! આપની શુભાશીષ મસ્તકે ચડાવું છું અને હવે હું જવાની આજ્ઞા ઇચ્છું છું કારણ કે જો કદાચ તમારી ગેરહાજરી મારા પીતાના જાણવામાં આવશે તો વીપરીત થશે અને મારા હૃદયમાં છુપાયલી છુપી ભાવનાઓ પુર્ણ કરવા હું ભાગ્યશાળી નહી બનું એટલુંજ નહી પણ માતા કમળાદેવી પણ મુસીબતમાં આવી પડવાનો સંભવ છે એ ચીંતા મને મુંજવે છે અને તેથી હું જાઉં છું પરંતુ કુમારને પીતાશ્રી પાસે આ સમાચાર આપવા તેમને વીદીત કરવા જરૂર મોકલો કે જેથી ત્યાંથી સ્હાયતા મળી રહે અને માતા કમળાદેવી સહીસલામત છુટી શકે."

રાજકન્યાએ સર્વ બાબતોનું સ્પષ્ટીકરણ કર્યું".

" તારું કહેવું સત્ય છે અને કુમારને હું તેના પીતા પાસે મોકલાવું છું અને તારી મદદમાં પણ સરદારો આવી પહોંચશે."

એજ સમયે વૃધ્ધ માતાએ સુર્યસિંહરાવને પણ સત્વર ગોપના પહાડ તરફ પ્રયાણ કરવાની આજ્ઞા આપી અને એ પ્રણયી યુગલ એકજ અશ્વ ઉપર સ્વાર થઇ માતા કમળાદેવીની સ્હાયતા માટે પ્રયાણ કરી ગયું. એજ છાવણીના માર્ગેથી ગોપના પહાડ પ્રતી સુર્યસિંહરાવને જવાનું હોવાથી એકજ અશ્વ ઉપર તે પ્રણયી યુગલ શસ્ત્રો સજ્જ થઇ રવાના થયા. અને યુધ્ધનો વાર્તાવીનોદ કરતાં લગભગ છાવણી નજદીક આવતાં રાજબાળા અશ્વ ઉપરથી નીચે ઉતરી ગઇ અને સુર્યસિંહ તેજ અશ્વ ઉપર ગોપના પહાડ પ્રતી પ્રયાણ કરી ગયો.

યોગીની માતા યશોધરાએ એ વીર બાળકને જતાં જતાં આશીર્વાદ દીધાં કે;—

કર્યો ન કટ જાય બોટી બોટી પર યાદ રહે
કાયર સરખી મેરે દુધકો લજાના ના
છાલ પડ જાવે ચાહે સારે શરીર પર
વીરતામેં અપની પર કાલીમા લગાના ના
સહના સહર્ષ વાર છાતીયોં પે છુરીયોંકા
રકતકે પનાલે દેખ હીમ્મત હટાના ના
હાથલે પતાકા નાકા રોકન તું વઇરીઓંકા
શાન, અભિમાન, દેશ કુલકો ભુલના ના.

(શ્રી કામેશ્વર શર્મા–વીશ્વામીત્રમાંથી)

આ આશીર્વચન શીરોધાર્ય કરી સુર્યસીંહ હવે અંત લગી સંગ્રામમાં સાથ દેવા વીજયપતાકા લઇ પ્રયાણ કરી ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### દુશ્મનના દાવમાં દેવાંશીદેવી.

"જીવનકી છોડી આસ હાથી લઇ રહયો ઉસાસ
ગ્રાહ પાંવ ધરિ ધરિ જાએ ઝુકોરે દેત
કૌન સહાયક ન બલ બુદ્ધિ દેત કામ
પતિકી વિપત્તિ બાંધ ધીરડી કોનોરે દેત
દીસે પાસમેં ન કોઇ ને પ્યાકો ખેપેયા હયા
"વિષ્ણુ" મોરી નૈયા હાય દુખી જાત સૈતમેત
દિનાનાથ આવો જન્મ સાથીકો બચાવો નાતઉ
પાપી ગ્રાહ હાથીકો સમુદ્ર માંહી બોરે દેત

શ્રી ગંગાવિષ્ણુ પાંડય.) (વિશ્વામિત્રમાંથી)

સતિ પંચાળીના સહસ્ત્ર ચીર પુરનાર સતિ સીતાના શિયળનું અગમ્ય પ્રકારે સંરક્ષણ કરનાર સત્યના સહાયક અને અનાથના નાથ ગરીબનો બેલી સુભદ્રાવીર જગતપાલક પરમાત્મા પોતાના ભક્તોની લાજનું સદાસર્વદા સંરક્ષણ કરેજ છે. એક બાજુએ પોતાના પતિ ઉપર આવી પડેલી આફતોની અગાધ ચિંતા, બીજી તરફ પુત્ર વાત્સલ્ય માટે ઉદ્દભવતી લાગણી અને તેના ગહન વિચારો, ત્રીજી તરફ પોતાનાજ ઉપર આવી પડેલો મહા ભયાનક વિકટ પ્રસંગ અને ચોથી તરફ નાટોરપતિની ભિષ્મ પ્રતિજ્ઞાનો વિચાર કમળાદેવી સમી સતિને મુઝવી રહ્યો હતો. આવા શયતાનના સાગ્રીતોના સકંજામાંથી છુટવાના ઉપાય વ્યર્થ હતા. અને જીંદગીની આશા પણ એણે મુકી દીધી હતી. એટલા માટે કે નાટોરપતિની પ્રતિજ્ઞા જીંદગીના અંતનું કારણ બનશે. પ્રાણ જાય તેની તો પરવાજ ન્હોતી. મૃત્યુને તો હથેલીમાંજ લઇને રણયુદ્ધમાં યાહોમ કરી કુદી પડનાર વીરાંગના મૃત્યુથી ડરતી ન્હોતી, છતાં રમણી હૃદય નાનાવિધ ચીંતાઓના કારણે કાંઇક વિચારમાં પડી ગઇ હતી. અને તેથી તે આદર્શ લલના મહાન પરમકૃપાળુને ઉપરોક્ત લિખિત પ્રાર્થના કરતી હતી કે "હે દયાળુ દેવ ! તમે સત્યના બેલી છો. અમારી લજ્જા આપને હાથ છે. અમારૂં, રક્ષણ અમારી ટેક અને મારા સ્વામીનું મારા પુત્રનું કલ્યાણ કરજો. એમને સુરક્ષિત, એમને સહાય થજો એવી આ કિંકરીની પ્રાર્થના છે" એ ભગવત ભક્તિનો પ્રભાવ કોઇ અલૌકિકજ છે. સદાયે સત્યના સાથીઓને સાથ દેનાર સર્વેશ્વર જો કે તેની સંપુર્ણ કસોટી તો કરેજ છે. પરંતુ આખરે તે મહાન પ્રભુના હાથે દુશ્મનોનો નાશ થઇ અનાથને બચાવે છે.

જ્યારે રાજકન્યા કિશોરી કમળાદેવીના બંધન થયાના સમાચાર આપવા હરિહરનગર તરફ પ્રયાણ કરી ગઇ અને જે સમયે રાણી કમળાદેવી તથા તેની દાસીને જુદા જુદા તંબુમાં કેદ કરવામાં આવી હતી તે સમયે બંદીવાન બનેલી કમળાદેવી મહાન વીભુને આ અંતરથી પ્રાર્થના કરતી હતી. જ્યારે શયતાનો પોતાના પ્રપંચમાં મશગુલ હતા. આ જેસોર જીલ્લાનું અત્યંત નામાંકિત જવાહીરરૂપી રાણી દીલ્હીના સમ્રાટને ભેટ આપવાનો પ્રપંચ મસલત કરી રહ્યા હતા. પણ તે પહેલાં આ ત્રણે શયતાનોની નીચ મનોવૃતી તેણીને ભ્રષ્ટ કરી બળાત્કારથી

નમાવી તેના સતિત્વને નષ્ટ કરી દરેક જણા છુપી રીતે પ્રબળ વાસનાને સેવી રહ્યા હતા. બંગાળપતિ દીલ્હી સમ્રાટને આ જવાહીર અર્પણ કરી દેવાની વાતને વધાવી લઇ અનુમોદન આપતાં બોલ્યાં.

"નાટોરપતિ તમારી વિચારણામાં હું જરૂર સંમત થાઉં છું. અને રાણીને સમ્રાટના ચરણમાં શાહના જનાનાની શોભામાં વધારો કરાવી આપી દીલ્હી શાહનું દિલ જીતી લેવાની તમારી તર્ક બુદ્ધિને પણ ધન્યવાદ આપું છું."

અને બંગાળપતિનું આ કથન સાંભળી નાટોર રાજપતિઓ ખરેખર ખોટા હર્ષના ઉન્માદમાં આવી ગયા જાણે કે મહાન વિજયશાળી બન્યા હોય તેમ અર્ધ ગાંડાતુર બની જઇ અટ્ટહાસ્ય કરવા લાગ્યા. તેમના અંતરમાં છુપાએલી પાપી વાસના જો કે બંગાળ પતિથી અજ્ઞાત તો ન્હોતીજ, પણ એકજ કોઠીનાં એ જંતુઓ પોત પોતાનાજ વિચારોમાંજ તલ્લીન હતા. અને સમય સાધવા તક જોતા હતા. આ મસલહતનું પરિણામ એ આવ્યું કે આવતી કાલની મધ્ય રાત્રી પછી કમળાદેવીને દીલ્હી સમ્રાટને ત્યાં ગુપ્ત રીતે લઇ જવી અને તે એવા પ્રકારે કે, તેણીને ખુદ જરાયે શક ન આવે અને એમજ જણાવીને કે તારા પતિ પાસે સહીસલામત પહોંચાડી દેવાનું બંગાળ પતિનું ફરમાન થયું છે. પણ ખોટી ભ્રમણામાં ભાન ભુલેલા આ ભુપાલો કમળાદેવી સમી ચતુર કળાબાજ રાણીને ભોળી જાણી લેવામાં ભુલ ખાતા હતા. દીલ્હીનો માર્ગ કમળાદેવીથી અજાણ્યો ન્હોતો, એટલુંજ નહીં પરંતુ તે પોતેજ પોતાના પતિ પાસે એકલીજ જવા માટે શક્તિમાન હતી. અને તેથી તે જો બંગાળ પતિની મુરાદ શ્રી સીતારામરાય પાસેજ મોકલાવવાની સાચી દાનત રાખતા હોય તો તેને અન્ય કોઇપણ સંરક્ષકની જરૂર ન્હોતી, પરંતુ આટલું એ સહયજવાની કે દિર્ઘદ્રષ્ટિએ વિચાર કરવાની બુધ્ધને ગુમાવી બેઠેલી એ ત્રીપુટી પોતાનાજ વિચારોને વળગી રહી અને મધ્યાન્હ સમયે મંત્રણાગૃહમાંથી ભોજનાદિ કાર્ય માટે છુટા પડયા.

આટલા અરસામાં હરિહરનગર પ્રયાણ કરી ગયેલી રાજકન્યા પુનરપિ પોતાના તંબુમાં આવી પહોંચી હતી. અને તેણે દાસી કામલત્તાને સર્વે હકીકતથી વાકેફ કરી દીધી. સુર્યસિંહરાયની સ્વપ્નવત ઘટનાઓ સાંભળી પોતાના ભાવી પતિનું દિલ જીતી લેવામાં ભાગ્યશાળી રમણીના મુખારવિંન્દ ઉપર આજે કોઇ અલૌકિક તેજની છાયા છવાઇ ગઇ અને તેનામાં નવું ચૈતન્ય આવ્યું. સત્ય માર્ગે ચાલનાર વ્યક્તિ અને સદાયે સત્યનાંજ કર્તવ્યો કરનાર મનુષ્યોમાં કોઇ ગજબ શક્તિ આવા સમયે પ્રવેશ કરે છે તેમ સુર્યસિંહરાયનો પણ પોતાના ઉપર ઉદભવેલાં પ્રેમ જોતાં ખરેખર રાજબાળા પણ પોતાને ભાગ્યશાળી માનવા લાગી અને તેની દાસી કામલતા રાજકન્યાના આ સાહસને ધન્યવાદ દેવા લાગી. આખરે પણ સુર્યસિંહરાયને જીતી લેવામાં મેળવેલી પોતાની અધીષ્ટાત્રીની સફળતા માટે તેણીના હર્ષની પરીસીમાજ ન રહી. કિબહુના પોતાની સખીનું જીવન આજે ઉલ્હાસમય જોઇ તે પણ મશ્કરી કરવા લાગી પણ હવે આ મશ્કરી કરવાનો સમય ન્હોતો, ચાણાક્ય બુદ્ધિવાળી કિશોરીએ પોતાની ગેરહાજરીમાં શું શું પ્રકાર બન્યો તે જાણવાના હેતુથી અને દાસીએ પોતાની ફર્જ કેવી રીતે બજાવી હતી તેનાથી જ્ઞાતા થવા માટે પુછ્યું અને તેના જવાબમાં કામલતા બોલી..

"પ્રિય સખી ! તારા જવા પછી અત્રે તારા પિતાનું આગમન થયુંજ નહોતું એટલે હું નિશ્ચંય રહી હતી. અને કદાચ જો આવ્યા પણ હોત તો હું જરૂર એવી બાબત જણાવત કે કાંઇ પણ શંકા લાવવાનું કારણ ઉપસ્થિત ન થાત. આ પછી રાણી કમળાદેવી સંબંધમાં મેં તપાસ કરી અને ભોજનાદિ તેમની સંપુર્ણ સામગ્રીને પુરી પાડવાનું કાર્ય પણ મારેજ શીરે આવેલું હોવાથી એ ફર્જ મેંજ અદા કરી હતી પ્રિય સખી ! હું તને શું કહું ? તે વખતે મહાદેવી પ્રભુ શક્તિમાં તલ્લીન હતાં. તે વિર રમણીનાં નેત્રોમાંથી ઇશ્વર સ્તવન કરતાં કરતાં શ્રાવણ ભાદરવો વરસી રહયો હતો તેમનાં એ મધુર વચનોને શ્રવણ કરતી હું પણ કોઇ દિવ્ય દેહ ધારી તપસ્વીનાં અદ્દભુત તપોબળથી ખેંચાઇ અગમ્ય વચનોને મારા હૃદયમાં ઉતારી શાંત ચીતે મૌન ધારણ કરી ઉભી રહી તેઓ એટલાં તો ઇશ્વરનાં ગુણોનું ગાન ગાવામાં તલ્લીન હતાં કે મારા આગૃમનની પણ તેમને ખબર ન પડી આટલી મારીજ આવી સ્થિતીનું મેં બ્યાન કર્યું પરંતુ બહાર પહેરેદારો પણ તે કરૂણામયીનાં ગદ્દગદીત મુક્તકંઠે ગવાતા વચનને સાંભળતા. અને આવી મહાદેવીના ઉપર સખત પહેરો મુકવાની નાટોર પતિની આ તેઓની કર્તવ્યનિષ્ઠાને. તિરસ્કારથી જોતા હતા પરંતુ મહાદેવીનાં વચનોની અસર વધુ તો એ થઇ કે જગન્તીયંતાના ગુણાનુવાદમાં આવતી મહાસતીઓની કર્મ કથની અને પ્રભુની અકાળ મદદ મળતાં તેમનાં શ્રિયળનું થએલું સંરક્ષણ સાંભળી દુઃખીના આધાર તે મહા પ્રભુની સ્તુતિ સાંભળી સરદારો પણ પ્રભુને આ મહાદેવી ઉપર આવી પડેલી આફત દુર કરવા પ્રાર્થના કરવા લાગ્યા હતા. માત્ર આ સમયે એકજ પહેરેદાર અંદર શું બની રહ્યું છે તે ઉન્માદ પુર્વક જોવા દાખલ થયો હું શાંત ચીત્ત ઉભી હતી અને દેવીના વચનોની ધારા એક સરખી નદીનાં નીર્મળ નીર માફક વહી રહી હતી એ જોતાં એ ઉન્માદી મનુષ્ય પણ એક ક્ષણવારને માટે સ્થંભી ગયો અને આર્થનામાં ભાગ લેવા ત્યાંજ ઉભો રહયો મહાદેવીની પ્રાર્થના પુર્ણ થઇ અશ્રુ પાલવ વતી લુછી નાખી તેમણે નેત્રો ખુલ્લાં કર્યાં. સરદાર ચાલ્યો અને તેમની દ્રષ્ટિ મારા ઉપર પડી. હું નમન કરી ઉભી રહી. મને પુછ્યું "તું કોણ છે ?" વચ્ચેજ રાજકન્યા આ પ્રશ્નનો જવાબ સાંભળવા અચાનકજ ઉત્સુક બની કારણ કે તેની દાસી પણ બોલવામાં ચતુર હતી અને તેથીજ તેનો જવાબ પણ કાંઇક બુદ્ધિ પુર્વકનો અને નવીનતા ભર્યો હશે એમ જાણી બોલી.

"હા તેનો જવાબ તેં શું આપ્યો ?" એજ કે "હું આપના પુત્રની ભવિષ્યની ધર્મ પત્નિની નાટોર રાજ પતિની રાજકન્યા કિશોર બાળાની વિશ્વાસુ દાસી કામલતા." આ શબ્દો સાંભળી તેઓ આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં અને આતુર નયનોએ મને પુછ્યું.

"આ તું શું કહે છે ? મારા પુત્રવધુની દાસી ! આવું બોલતાં તને કોણે શીખવ્યું ?" મહાદેવી બોલ્યાં.

"મારી અધિષ્ઠાત્રીએ શીખવ્યું. તેમના શુધ્ધ પ્રેમે આપના પતિની દિવ્ય પ્રભા આપના પુત્રની શુરવીરતાનાં આકર્ષણે શીખવ્યું કે કિશોરબાળા આપના પુત્રનેજ ભવિષ્યે વરશે અને એ શબ્દો અત્યારથીજ સાચા કરી લેવાના ઉચ્ચ આશયથીજ મારી અધિષ્ઠાત્રીની આજ્ઞાનું

સારજ હું એ શબ્દોચ્ચાર કરૂં છું અને તે પ્રેમી પંખીડાઓની આશા પુર્ણ થાય તે માટે આપનાં શુભ આશીર્વચનની વાણીનો ઉચ્ચાર કરશો એવી પ્રાર્થના છે." મેં ઘણાજ વિનય પુર્વક જણાવ્યું.

"પ્રભુ તમારી શુભ નિષ્ઠા સાચી પાડે એવા મારા શુભાશિષ છે. પણ તું જાણે છે કે તારાજ રાજવીએ નાટોરપતિએ કેવી ભીષણ પ્રતિજ્ઞા કરી છે ? આજે એ સમય આવી પહોંચ્યો છે કે જે વખતે તેની પ્રતિજ્ઞાનો થોડો ઘણો અંશ પણ તે વિજયમાં ખેંચી જશે."

આ એમનાં કાંઇ વચનો સાંભળી કાંઇક નવો હેતુ જાણવાના ઉદેશથી વચ્ચેજ હું બોલી.

એટલે શું કાંઇ એવું બનવાનું છે કે નાટોર રાજેશ્વરનો કાંઇ આજે પ્રપંચ છે કે જેથી આપને અણધારી આફતમાં સપડાઇ જવાનો ભય રહે છે."

દાસીએ બહુજ વીચારપુર્વક આ વાતનું સ્પસ્ટીકરણ કર્યું અને રાણી બોલી "હા આજે નાટોરપતિ મારો વધ કરી નાખશે. કદાચ મને એ પણ ભય લાગે છે કે મારા ઉપર બળાત્કાર પણ કરશે. છતાં હું મૃત્યુથી તો ડરતીજ નથી. કિંવા મારી જીંદગીનો મને મોહ પણ નથી. સાચી ક્ષત્રાણી વિર રમણી પોતાના શિયળનું સંરક્ષણ કરવા સંપુર્ણ શક્તિમાન છે. એકજ સ્ત્રી પણ તે અબળા ગણાય છે ખરી પણ તે અબળા મટી પ્રબળા બને છે ત્યારે ભલભલા વીરોનાં ગાત્રો પણ શિથિલ કરી નાંખે છે તો પછી નાટોરપતિ સમા નિર્માલ્ય મનુષ્યની લેશમાત્ર તાકાત નથી કે તે મારા ઉપર બળાત્કાર કરી વિજય પ્રાપ્ત કરી જાય. હું તો તલ્વારબાજી ખેલનારી છું. નાટોરપતિ સમા દશ મનુષ્યોનો સામનો કરવાની પ્રભુએ મારામાં શક્તિ બક્ષી છે. પરંતુ મને જે ચીંતા થાય છે તે મારા પતિ માટે. મારા વ્હાલા પુત્રને માટે."

મહાદેવીની આ ચીંતાને નિર્મુળ કરવાના હેતુથી હું બોલી. "મનુષ્ય ગમે તે ધારે-વિચારે પરંતુ તેની સફળતા યા નિષ્ફળતાનો સંપુર્ણ આધાર એકજ મહાન પ્રભુ ઉપર અવલંબી રહ્યો છે. આપ નિરર્થક ચીંતાનો સર્વથા ત્યાગ કરી દો. આપના પુત્ર માટે અત્યારથી જે બાળા પોતાના અંતરથી વરી ચુકી છે જે રાજકન્યા પોતાના પિતાની વિરૂધ્ધ થઇ આપના પુત્રને પોતાના હૃદયેશ્વર બનાવવા આત્મા ભોગ આપવા તૈયાર થઇ છે. જેણે પોતાના જાનને પણ જોખમમાં નાખ્યો છે. જે સ્ત્રીએ મૃત્યુનો લેશ પણ ડર કિંવા વડીલના ક્રોધને શીરે વ્હોરી લેવા હિંમત કરી છે અને જે તમારા પ્રતિ અસીમ પુજ્યભાવની લાગણીથી જુવે છે તેજ આપના બંધનને તોડી ભયમુક્ત કરશે, એટલુંજ નહિ પણ તેના સાથીદાર તરીકે પણ આજ લગી આ સેવીકાએ તેમાં સંપુર્ણ સાથ આપ્યો છે. આ દાસી પર આપના ઉપર આવી પડનારી આફતને નીર્મુળ કરી સહીસલામત આપના પતિ પાસે પહોંચાડી આપવાનું વચન છે માટે ભયનું સર્વથા ચીંતન તજી દો અને તે મહાન કૃપાળુ પરમાત્મા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખો.

દાસીએ કમળાદેવીના તંબુમાં જે હકીકત બની હતી તે સત્ય રજુ કરી અને રાજકન્યાનો ચ્હેરો ખીલી ઉઠ્યો તે દાસીને ધન્યવાદ દેતી બોલી "ધન્ય છે કામલત્તા તારી કળાને, તારી જબાને જે અત્યંત મહાદેવીના હૃદયમાં અસર કરી છે તે મારા જીવનમાં એક નવોજ પ્રકાશ

પડવા માટે પુરતુ છે એટલુંજ નહિ પણ મારે જે કાંઇ પણ એ મહાદેવીની સમક્ષમાં ઉલ્લેખ કરવાની ઇચ્છા હતી તેનો તેજ પરિસ્ફોટ કરી નાખી મારી એક ચીંતાને સર્વથા નિર્મુળ કરી છે માટે ખરેખર હું તારી આભારી છું વારૂ પછી શું થયું ?

કિશોરીએ દાસીના કર્તવ્યને વધાવી લઇ ધન્યવાદ આપી તે પછી બનેલી હકીકત જાણવાની જીજ્ઞાસાથી પુછ્યું.

"પ્રિય સખી! આ દાસીનું જીવન સદાએ તારાજ માટે સરજાયલું છે! અને જીવીશ ત્યાં લગી હું તારા નેક કામો બજાવવા હંમેશને માટે તૈયાર રહીશ. મહાદેવીના મનનું સમાધાન કર્યા છતાં તેઓએ અન્ન જળનો તો સર્વથા ત્યાગજ કર્યો અને મારી વિનંતિનો પણ સ્વીકાર ન થયો. હું દુઃખી દિલે પાછી ફરી પરંતુ તે પછી મેં બહુજ બારીકીથી નિરીક્ષણ કરી જોયું હતું કે ત્યાં અગારો આ વાર્તાલાપ કોઇનાયે જાણવામાં ન્હોતો આવ્યો અને હું નિર્ભય રીતે આપણા તંબુમાં પાછી ફરી. પરંતુ તારા એક વિશ્વાસુ સરદારના કથનથી જાણી શકી છું કે મહાદેવી ઉપર બળાત્કાર કરવા અને શિયળ ભ્રષ્ટ કરી પાપી વાસના તૃપ્ત કરવા ખાતર રાજા રામજીવન રાત્રીનો સમય સાધી તેમના તંબુમાં જનાર છે અને તે સમયે ત્યાં કોઇ પણ ન આવી શકે યા તેમના કાર્યમાં વિક્ષેપ ન નાખી શકે એવા હેતુથી તેમનાજ ખાસ ચાર વિશ્વાસુ સરદારોનો એ તંબુની આસપાસમાં પહેરો રહેનાર છે તેજ તેમનો મુખ્ય સરદાર આ બાબતથી તેને વાકેફ કરવા લગભગ એક કલાક પહેલાંજ આવ્યો હતો પરંતુ મેં રાજબાળા આરામ કરે છે એમ કહી પતાવ્યું માટે આપણે પણ આપણી સંપુર્ણ તૈયારીમાં રહેવુંજ જોઇએ."

દાસીએ બીજી એક પણ ઘટનાનો ઉલ્લેખ કરી નવી આવનારી વિપત્તિને ટાળવા સજ્જ થવા સુચના કરી અને તે પછી થોડી વારે તે મૌનનો ભંગ કરી બોલી "વારૂ મહાદેવીની દાસીનું શું થયું ?" "સમયના અભાવે હું તેની સંભાળ લઇ શકી નથી. આપ કહો તો અત્યારે તેની તપાસ કરી આવું. !" દાસીએ તે કાર્યને પણ બજાવવા ઇન્તેજારી બતાવી. પરંતુ ક્ષણીક વિચારને અંતે રાજકન્યા બોલી "નહિ હવે તેને માટે મેં એક યુક્તિ રચી રાખી છે તે પ્રમાણે હુંજ સાંજના સમયે વ્યવસ્થા કરી નાંખીશ, પરંતુ કામલત્તા આજે તારા માટે મેં એક વિકટ કાર્ય બજાવવાની જવાબદારી સોંપવાનો નિશ્ચય કર્યો છે. આજેજ તારી અને મારી વીરતા, હિંમત અને ચાણાક્ય બુધ્ધિની કસોટી થવાનો સમય છે. તેમાં જો ઉત્તિર્ણ થવાય તો ખરેખર આપણાં જેવા ભાગ્યશાળી કોઇજ નહિ. તે શું છે તે તને આપોઆપ સમય ઉપર જણાશે, પણ અત્યારે તું ભોજનાદિ કાર્યથી પરવારી આરામ કર અને હું પણ અત્યંત શ્રમીત થઇ ગયેલી હોવાથી શાંતીનો આસ્વાદ લઉં છું, પણ એટલું યાદ રાખજે કે કયા સમય ઉપર શું બનશે અને કેવું વાતાવરણ ઉપસ્થિત થશે તે કહી શકવું અશક્ય છે અર્થાત કે મારી તને એટલીજ આજ્ઞા છે કે બહુજ સંભાળપુર્વક ચાલવાનું વિસ્મરણ કરીશ નહિ. હવે તું જા.

આજ્ઞાંકિત દાસી નમન કરી અન્યત્ર પ્રયાણ કરી ગઇ અને રાજકન્યા વિશ્રાંતિ લેવા લાગી.

સંધ્યાના સોનેરી કિરણો જ્યારે ભુમંડળમાં પ્રસરવતાં હતાં જ્યારે પ્રભાકર પોતાના પ્રભાવનો પરિતાપ પૃથ્વી તળમાં છવરાવી અદ્રશ્ય થવાની તૈયારીમાં હતા

તે સમયે એક બાજુએ રાજકન્યા કોઇ અગમ્ય વિચાર સૃષ્ટિમાં વિહરતી હતી. બીજી બાજુએ પાપીઓ પોતાના પ્રપંચમાં મશગુલ હતા. નાટોર પતિઓની અંતરમાં છુપાએલી પાપ વાસનાઓથી ગ્રાતા બંગાળપતિ કોઇ ત્રીજીજ વેતરણમાં ગોથાં ખાઇ રહયો હતો. સઉ સઉ પોત પોતાનું ધાર્યું પાર ઉતારવા પ્રબળ લાલસા સેવી રહયા હતા. આ બધાંનો સ્હામનો કરવા માત્ર એકજ બાળીકા વ્યુહરચના ગોઠવી રહી હતી. અને ઘડીયાળના ટકોરા સમય કોઇનીયે કયાં શરમ રાખેજ છે? મધ્ય રાત્રીના સમયે કે જયારે છાવણીમાં તદન શાંતિનું સામ્રાજ્ય છવાયું હતું ત્યારે બંગાળપતિ આવતી કાલને માટે કેવા પ્રકારે કામ કરવું? અને 'આ બંગાળનું ખુલ ખુલ સહેનશાહની તહેનાતમાં કેવી રીતે રજુ કરી તેના પ્રેમને જીતવો તેની કલ્પનાઓ કરતો હતો. બીજી તરફ રાણી કમળાદેવી ભયથી ચીંતામગ્ન બની અર્ધ મીંચાએલા નેત્રે કોઇ આગન્તુક આફતના ભયાનક ધ્વનિને સાંભળતી વિચારમાં તલ્લીન બની હતી, સાયંકાળે પહેરેદારો બદલાયા હતા. ખાસ કરીને આજે રાજા રઘુનંદનના સરદારોનો પહેરો કમળાદેવીના તંબુ ઉપર ન હોવા છતાંએ તેઓને ફર્જ ઉપર આવી ઉભા રહેવાનું હતું. અને તેઓ બહુજ સાવધાની પુર્વક જાગૃત રહેતા હતા. છાવણીમાં સર્વ કોઇ જાણતું હતું કે આજે કાંઇક નવા જુની થશેજ અને પુર્ણિમાનો ચંદ્ર પુર્ણ રીતે પ્રકાશીત થતાં એ સુમધુર વાતાવરણમાં કોઇ ગહન ઉલ્હાસથી રાચતો રાજા રઘુનંદન અદભુત પોષાકથી સજ્જીત થઇ દેવી કમળા કુમારીકાના તંબુ ઉપર આવ્યો અને સર્વ સરદારોએ તેને નમન કર્યું. એકજ ક્ષણમાં ચોતરફ દ્રષ્ટિ નાંખી રાજા રઘુનંદન તંબુમાં પ્રવેશ કરી અંદરના ભાગમાં ચાલ્યો ગયો કે જ્યાં મહાદેવી કમળાકુમારી અર્ધ મીચાએલા નેત્રે વિચારો કરતી સુલાયમ બીછાવેલા બીછાનામાં વિશ્રાંતી લેતી હતી.

અચાનકજ આટલી મધ્ય રાત્રીએ આવેલા નાટોરપતિને જોતાં કમળાદેવી એકજ પળમાં સ્વસ્થ થઇ ઉભી રહી અને ક્રોધથી રકતવર્ણ નેત્ર કરી ત્રાડ પાડી બોલી.

"નાટોર નરેશ! કહો અત્યારે આ વખતે શા કારણથી આપનું આવાગમન થયું છે?" નાટોરપતિએ નફ્ટ બની જવાબ આપવા માંડયો.

"મહાદેવી! આપ સમાન દિવ્ય સુંદરીની મહોબ્બત કયો અભાગી મનુષ્ય ન ઇચ્છે? ગમે તેવા સમય અને સંજોગમાં આપ સમાન સૌંદર્ય સંપન્ન લલનાનો સંગ ખરેખર અનેરો આનંદ આપે છે. અને તેથીજ આપનાં સૌંદર્યની સુમધુર સુગંધનો આસ્વાદ લેવા આ આપનો એક યતકીંચીત ક્ષુદ્ર સેવક-પ્રેમનો ભુખ્યો સેવક આપના ચરણોમાં હાજર થયો છે."

પોતાની નફ્ટાઇનું સંપુર્ણ દિગ્દર્શન કરાવતો રાજા રઘુનંદન બોલ્યો

"નાટોર નરેશ! તમે ભુલ્યા તમારી ગણત્રીમાં ખોટા પડયા. એક વિવાહિતા સ્ત્રીનો પ્રેમ તેના સ્વામિને ચર્ણેજ સમર્પણ થઇ ગયો હોય છે. એ સ્હમજવાની શકિતને તમે ગુમાવી બેઠા લાગો છો અને એ વિવાહિતા સ્ત્રીના પ્રેમની માંગણી કરનાર મનુષ્યજ ખરેખર પોતાની બહેર મારી ગયેલી બુદ્ધિનું નફ્ટાઇનું બેવકુફાઇનુંજ પ્રદર્શન કરાવે છે. એ તમે એક રાજ સત્તાધારી કેમ ભુલી જાવ છો? એટલુંજ નહિં પણ હું એક સાધારણ સ્ત્રી નથી. સાધારણ સ્ત્રી પણ પોતાના પતિનેજ પોતાનો પ્રેમ અર્પણ કરી દે છે અને તે પછી અન્ય પુરૂષો પીતા અને ભ્રાતા સમાનજ હોય છે."

શરૂઆતમાં કમળાદેવીએ નમ્રતાપુર્વક નાટોર નરેશની અક્કલ ઠેકાણે લાવવાના હેતુથી ઉપદેશનું સમર્થન કર્યું જ્યારે તેના જવાબમાં રાજા રઘુનંદને તેના મનનું ખંડન કરતાં જણાવ્યું.

"ઓહ ! એ બધાં ધર્મના ધતીંગો છે. ઇશ્વરે સર્જન કરેલી વસ્તુનો ઉપભોગ કરવા સર્વ કોઇ સરજાયેલ છે. બાકી શાસ્ત્રધર્મ એ તો મનુષ્યની સુખવૈભવ વિલાસને સંકુચીત બનાવી દેવાનું એક હથીઆર છે. આપ સમાન સુંદર લલનાનો ઉપભોગ કરવામાંજ મહત્તા અને જીવનનું સુખ સમાયું છે. આવો પ્રિયે વધુ ન તલસાવો."

"જાવ. જાવ. જરા શરમાવ. નિર્લજ બની તમો તમારા ઉંચ્ચ આસનને ભુલી ન જાવ. કામાંધ બની તમારી નીર્લજતાનું પ્રદર્શન ન કરતા જાવ. યાદ રાખો, તમારી સંભાવિતનું સંરક્ષણ થવું અશકય છે. તમો જાણો છો સ્હામે કોણ છે ?" એક વીરની વિરાંગના બંગાળની સારાયે જેસોર જીલ્લાની સામ્રાજ્ઞી મહાન ધર્મ ધુરંધર રાજ રાજેશ્વરી બંગાળના મહારથીની રાજેશ્વરી."

પોતાના પરિચયનો આછો ખ્યાલ આપતાં કમળાદેવીએ જણાવ્યું.

"આપની અસાધારણ મહત્તા નાટોરપતિ રઘુનંદનની જાણ બહાર નથીજ અને તેથીજ તેમાં વધુ પ્રબળ તે એજ અત્યુત્તમ બાબત જે સમાઇ છે કે તેનો તમે ઉલ્લેખ કરતાજ ભુલી ગયા અને તે હુંજ જણાવું કે તમારી સૌંદર્યતાએ ઔર ખીલતી રોશની પ્રગટાવી તમારા આધિપત્યને વધુ ઉત્તમ ઉંચ્ચ કક્ષાનું બનાવી દીધું છે. જ્યારથી આપના દીદારનાં દર્શન ગોપની ગુફામાં થયાં ત્યારથીજ આપની મનોહર મુર્તિ મારા હૃદયમાં મેં છુપાવી રાખી છે. અને તેથીજ આ પુર્ણિમાના ખીલતા ચંદ્રના પ્રકાશમાં નૈસર્ગિક સુંદરતાથી સરજાયેલા આ ઉપવનમાં આપને સાથે લઇ જીંદગીનું અનેરૂં સુખ મેળવવાની ઇચ્છાથીજ હું અહીં આવ્યો છું."

"ખબરદાર નાટોરનરેશ યાદ રાખો તમારી જબાં મારૂં વધુ અપમાન કરે છે. સંભાળજો નહિ તો જાન પણ જોખમમાં આવશે. હું તમારો એક પણ શબ્દ સાંભળવા ઇચ્છતી નથી. આજ ક્ષણે તમો આ તંબુ છોડી ચાલ્યા જાવ અને નહિ તો..."

"નહિ તો શું ? આ મર્દ શેરેજંગ પાસે સાતુનીની મહત્તા ક્યાં સુધી ટકશે ? ડર બતાવવાની જરૂર નથી. અહીં અત્યારે તમારૂં કોઇ નથી. મારી કરેલી પ્રતિજ્ઞા હું સંપુર્ણ પુર્ણ કરનાર છું. તમારો વધ પણ કરી નખાવીશ, પણ તે કયારે કે તમારી સાથે વિલાસ વિષય તૃપ્તીને સંતોષ મારા દિલમાં થશે ત્યારેજ અને તે આવતી થોડીક પળમાં તમે જોશો. માટે મારૂં માનો. જો નાટોરપતિની ઇચ્છાને માન આપશો તો જરૂર જે દિવસે તમે મને જીવતદાન દીધું હતું તેજ પ્રમાણે આજે હું પણ આપનો ગુલામ બની જઇ મારી પ્રતિજ્ઞાને અપુર્ણજ જીંદગી લગી રાખીશ. મારા હૃદયની આધષ્ટાત્રી બનાવીશ માટે આવો. સમય જાય છે વધુ ન તલસાવો. આટલા શબ્દો બોલી તે જરાક આગળ વધવા પ્રયત્ન કરવા લાગ્યો અને કમળાદેવી પણ અનેરા આનંદથી ગર્જી ઉઠી.

"આવો, આવો, નાટોરનરેશ વિના સંકોચે આજે આપની ઇચ્છા પુર્ણ..." અને કામાંધ મનુષ્ય તેના છેલ્લા શબ્દોનો અર્થ જાણ્યા કે સ્હમજ્યા વિના આ ચરિત્રમાં આકર્ષાઇ કમ-

ળાદેવીને બાહુપાશમાં લેવા ધસ્યો, તેણીના ગળા ઉપર હાથ મુકયો અને તત્કાળ એ મહાદેવીના ચમકતા દિવ્ય હસ્તમાં. અચાનક તેણે મહાન પ્રાણીનાશક એક ભયંકર શસ્ત્ર જોયું અને તેનો ઘા જે હાથ તેના ગળા ઉપર પડયો હતો તેજ હાથમાં એવી રીતે તો હુલાવી દીધું કે નાટોરપતિ રઘુનંદનના હાથમાંથી રકતની ધારા વહી. મહાદેવી ખડખડાટ ભયાનક હાસ્ય અને રણચંડીકા સમી એક મહા વિકરાળ મુર્તિ સમક્ષ ફાટી આંખે જોતી ઉભી. આ ખુની ખંજર લાવી આપનાર કોણ હતું તે કહેવાની જરૂરજ નથી. તે ખંજર સાયંકાળના ભોજન આપવા જવાના સમયે રાજકન્યા કિશોરીએ દાસી સાથે આત્મરક્ષણ ખાતરજ મોકલ્યું હતું પણ નાટોરપતિ રઘુનંદન તો તેણીને નીઃશસ્ત્રજ માનતો હતો. હાથમાં પડેલો ખુની ઘા જો કે અત્યંત દર્દ કરતો હતો અને લોહી દડ દડ પડતુ ત્યાં બીછાવેલા ગાલીચા ઉપર પડતું હતું અને થોડી વારમાં તો નીક વહેવા લાગી છતાંએ નાટોરપતિ સમો બળવાન મનુષ્ય પોતાના બીજા એક લોખંડી પંજાથી પણ પોતાનું સર્વસ્વ બળ અજમાવવા તૈયાર થયો. તેની અજબ યુકિતથી મહાદેવી કમળા પૃથ્વી ઉપર બીછાનામાં પડી ગઇ અને એ ખુની ખંજર લઇ રાજા રઘુનંદન કમળાદેવી તેના પાશમાંથી છુટવા પ્રયત્ન કરે તે પહેલાં તો વિકરાળ મુર્તિ બની જોવા લાગ્યો, આવા જબરદસ્ત મર્દ પાસે અબળા નીચે પડતાં બેહોશ બની ગઇ. ભયથી ધ્રુજી ઉઠી. નાટોરપતિની ચાતુર્યતાએ દગાએ તેનો પરાજય થયો તેનું સતિત્વ ભયમાં આવી પડયું અને પોતાનો દાવ જીતમાં આવેલો જોતાં, નાટોરપતિ નીચ મહત્વાકાંક્ષા પુર્ણ કરવા ઉત્સુક બન્યો, મહાદેવી મુર્છાવશ થઇ અને તે અબળાના આર્તનાદ જરૂર અંત સમયે ઇશ્વર તો સાંભળે છેજ. પરંતુ રાજા રઘુનંદનની નીચ વાસના તૃપ્ત કરવાનો પ્રયત્ન શરૂ થતાં તો અચાનકજ તંબુના પાછલા ભાગને ચીરી ખુલ્લી સમશેરો લઇ દશ સરદારો અંદર કુદી પડયા. નાટોરપતિ અત્યંત ભયગ્રસ્ત બની દુર હઠી ગયો. સતિના શિયળની રક્ષા થઇ. નીઃશબ્દ, સ્તબ્ધતાનું વાતાવરણ છવાયું, આગન્તુક સરદારોમાંના કોઇપણ એક શબ્દનો ઉચ્ચાર કર્યા વિના પોતાના મુખ્ય સરદારની આજ્ઞા સાંભળવા ઉભા અને તેનો મુખ્ય સરદાર બે હાથમાં ખુલ્લી તલવારો લઇ રાજા રઘુનંદનની છાતી સ્હામે ધરી ફાટી આંખે જોઇ રહયો હતો. આ સર્વ જણાએ પોતાના મુખ ઉપર કાળો બુરખો શીરથી પગ સુધી ઢાંકી દીધેલો હોઇ રઘુનંદન પીછાની શકયો નહી...એટલુંજ નહિં પણ આશ્ચર્યની બીના તો એ હતી કે તેઓમાંના કોઇપણ મનુષ્ય એક શબ્દનો પણ મુખેથી ઉચ્ચાર કરતા ન્હોતા. અને તત્કાળ તેના મુખ્ય સરદારની એક નેત્રસુચક સંજ્ઞા થઇ અને સરદારો—પોતાને હવે શું કરવાનું છે તે સ્હમજી ગયા. એ આવેલા સરદારોમાંના ચાર જણા—ખુલ્લી આઠ તલવારો લઇને સહીસલામત ત્યાંથી પલાયન કરી ગયા અને બીજો રહેલો એક સરદાર જે પોતાની સાથે એક મજબુત દોરડું લઇને આવેલો હતો તેણે રસી છોડી મુખ્ય નાયક પાસે આવી ઉભો રહયો. તેજ વખતે નાટોરપતિને તંબુના મધ્ય ભાગમાં એક ઉચાં ઉભેલા સ્થંભ પાસે લાવી ઉભો રાખવામાં આવ્યો, અને ત્રણ સરદારોએ તેને એવો તો સુસ્કેટાટ બાંધી દીધો કે તેનાથી એક તસુ પણ ખસી શકાય તેમ ન્હોતું. આ કાર્ય પુર્ણ કરતાં એ મુખ્ય વ્યકિત પોતાના અવાજને ગાઢ બનાવી એટલુંજ બોલી—

"ધિક્કાર છે, શરમ છે. લ્યાનત છે, તમારા કર્તવ્ય ઉપર તમારી જીંદગી ઉપર" આ શબ્દો સાંભળી રઘુનંદનના શીર ઉપર વજ્રપાત થયો હોય તેમ લાગ્યું. ભુમાત જગા આપે

તો તેમાં સમાઇ જવાની ઇચ્છા થઇ. આ વખતે મહાદેવીને લઇ ચાલ્યા ગએલા સરદારોનું થોડુંક નિરીક્ષણ કરીશું અને તેના ચાર સાથીઓ નાટોરપતિની તહેનાતમાંજ ઉભા રહ્યા જેથી કોઇ પણ વિક્ષેપ ન નાંખી શકે. નાટોરપતિ પોતાની એટલી પણ કીંમતને ગુમાવી બેઠેલો હતો કે તે એક અવાજ પણ કરી પોતાની મદદે અન્ય સૈનિકોને બોલાવી શકે તેમ ન્હોતું.

જ્યારે મહાદેવીને લઇ ગએલા સરદારો લગભગ સરિતા તટ ઉપર આવી પહોંચ્યા અને ત્યાં તેમના મુખાવીંદ ઉપર નદિનું પાણી છાંટી મુર્છા ટાળી જાગ્રત કર્યા. અને તેમણે શું જોયું. પુર્ણીમાના ચન્દ્રના પ્રકાશમાં કાળા બુરખામાં સજ્જ થએલા એ સરદારોને તેણે નાટોરપતિના સાગ્રીતો ધારી લીધા પણ એકજ ક્ષણમાં એ ભુલ હતી એમ તેમને જણાયું. એ સાગ્રીતો તેમને નમન કરી ઉભા રહ્યા અને એટલું કહ્યું કે "આપની દાસી પણ થોડાજ સમયમાં અત્રે આવી પહોંચશે, અને તેના આવ્યા પછી આપ જરા દુર નજર નાંખો. ત્યાં આગળ બે અશ્વો તૈયાર છે. ત્યાં રાજબાળાના ખાસ વિશ્વાસુ સરદારો ઉભા છે તે અશ્વ ઉપર સ્વાર થઇ આપના પતિ પાસે પલાયન કરી જાવ, ત્યાં સુધીમાં આપ એ અશ્વ પાસેજ રહો, કારણ કે હજુ પણ આપ ભયમુક્ત તો સર્વથા નથીજ હજુ તમારે એક કાર્ય કરવાનું બાકી છે આ સાથે આપના રક્ષણ માટે બે સમર્થ બંલાઢ્ય સરદારો અત્રે આપની તહેનાતમાં રહેશે"

તેમાંના એક મુખ્ય સરદારે આ હકીકત જણાવી અને કમળાદેવી પોતાને સુરક્ષિત જોતા અને પોતાના સતીત્વનું રક્ષણ થયેલું જોતાં પ્રભુનો પાડ માનવા લાગી. અશ્વો પાસે જઇ ઉભી અને આ બધો પ્રકાર લગભગ અડધા કલાકમાંજ ખતમ થઇ ગયો, અને તે પછી ત્યાંથી ત્રણ સરદારો જોત જોતામાં અદ્રશ્ય થયા અને નાટોરપતિને જે સ્થળે કયદ કર્યો હતો તે તંબુમાં પાછલા ભાગમાંથી અંદર પ્રવેશ કરી મુખ્ય સરદાર સમક્ષ આવી ઉભા. તે સાથે સર્વ કાર્યની સફળતા પુર્વક સમાપ્તી થઇ છે એ સંજ્ઞાથીજ જાહેર કરી દીધું આ પછી એ ત્રણે સરદારોને નાટોરપતિ ઉપર દેખરેખ રાખવાની આજ્ઞા આપી અને તે સાથ જો તે જરાપણ અવાજ કરે તો તેની જીંદગીનો પણ નાશ કરી નાંખવાની સખ્ત આજ્ઞા કરી બાકીના સર્વ સરદારો ત્યાંથી અન્યત્ર પલાયન કરી ગયા હતા. રાજા રઘુનંદન આવી કુટિલતા ઉપર પડદો નાંખી આપણે હવે તેનાજ સગા બંધુ રાજા રામજીવન પ્રતી દ્રષ્ટિપાત કરીશું. બંગાળપતિ નવાબ તો જાણે કમળાદેવીના પ્રેમરસનું પાન કરી ચુકયો હોય અને તે તો પોતાનેજ માટે તેણી સર્જન થઇ હોય તેમ દીલ્હી જતાં રસ્તામાં શું શું કરવું અને કમળાદેવીનો પ્રેમ જીતી લેવા કેવો દાવ અજમાવવો તેનીજ ગણત્રી કરી રહયો હતો.

રાજા રઘુનંદને મુશ્કેટાટ બાંધી પેલી ન્હાસી ગયેલી ટોળી અત્યંત ગુપ્ત રીતે છાવણીનો પાછલો ભાગ કાપતી છેક રાજા રામજીવનના તંબુની પાછળ આવી ઉભી રહી. રાજા રઘુનંદન અને રામજીવન એકજ માતાના બંન્ને સંતાનો, એકજ વૃક્ષની બે ડાળીઓ હતી. માતા પિતાના સંસ્કાર કહો કે પછી તેમના ભાગ્યનો દોષ, પણ તેઓ બંન્ને જણા કુટિલ નિતિનેજ ગ્રાહ્ય કરનારજ નીવડયા હતા. દયા ધર્મ કે નિતિ શું છે તે જાણવા તેનો મહિમા સ્હમજવાને લેશ માત્ર પ્રયત્ન પણ સ્વપ્નમાંએ તેમણે કદિયે ન્હોતો કર્યો અને જ્યાં કુટિલ મનુષ્યોનો સંગ પ્રાપ્ત થાય ત્યાં પછી ઉન્નતિની કે સદ્‌વિચારોની ભાવના જાગ્રત-પણ

ક્યાંથીજ થાય ? એક જ્યારે કમળાદેવી સમાન પતિવ્રતા નારીને ભ્રષ્ટ કરવા પ્રયત્ન આદરી રહ્યો હતો ત્યારે બીજે એક સાધારણ દાસીના સૌંદર્ય ઉપર મુગ્ધ બની ગયો હતો. અંતઃપુરમાં રહેનારી રાજવંશીય, દાસીયોનું સૌંદર્ય કાંઈ ઓછું હોતું નથી અને તેથી કમળાદેવીની પ્રિય સહચરીના અનુપમ સૌંદર્યે હવસી વિષયી રાજા રઘુનંદન મોહમુગ્ધ બની વિષય વાસના તૃપ્ત કરવા તૈયાર થઈ જાય તેમાં શું આશ્ચર્ય ? કારણ કે તેમની વૃત્તિ એક ભ્રમરના જેવી હતી. ભ્રમર આજ એક પુષ્પની સુગંધ લીધા પછી બીજે દિવસે જરૂર બીજા પુષ્પ ઉપરજ જઈ બેસે તેમ કામાંધ રાજા રામજીવન દાસી ઉપર મોહ પામે તેમાં શું નવાઈ. તે એમ જાણતો હતો કે દાસી એટલે શું ? અને તેની કીંમત શું ? તેની ધીરજ અને હૃદય પણ કેટલું ? તે સાથે તેની શકિત પણ કેટલી ? પરંતુ આવા હવસી મનુષ્યો આ સાથે બીજા પ્રકારના વિચારો કરે કે દાસી એટલે શું ? અને તે વ્યકિત શું શું કરી શકે ? પોતે રાજવંશી પુરૂષ હોવા છતાં એ કલ્પના કરવાની તેની બુધ્ધી બહેર મારી ગઈ હતી અને ઉપરોકત પ્રમાણેનાજ વિચાર કરતો દાસી સાથેનો સંગ એક રાત માટે પણ સ્વર્ગીય સુખ આપનારો નીવડશે એમ ધારી તે બીચારી અબળાના તંબુમાં આવ્યો હતો. વાહરે દુનિયા એક સાધારણ દાસી અને તેના દેહની લાલીમાં ઉપર મુગ્ધ બની પોતાની વિકાર વાસના જાગૃત કરવાની ધૃષ્ટતા બતાવનારને માટે શું કહેવું ! એવી નીચ મનુષ્યની પ્રકૃતિ ખરેખર પશુ કરતાં પણ અધમજ ગણી શકાય, એ દાસી હતી પણ ઘણીયે સેવીકાઓમાં મુળથીજ એવા સંસ્કાર પડેલા હોય છે કે તેઓ ખરેખર એક આદર્શ નારી તરીકે ગણાય છે એટલે સુધી કે ઘણીયે રાજવંશીય અંતઃપુરમાં રહેનારી એવી સેવીકાઓ પોતાના રાજાને માટે યા અધિષ્ઠાત્રીને માટે ઇતિહાસના પાનાં ઉપર પોતાનું નામ સુવર્ણાક્ષરે નોંધાવી જાય છે અર્થાત કે સર્વ કોઈ એવી ગુલામડીઓ નથી હોતી કે જે પોતાના કર્તવ્યને ક્ષુદ્ર પ્રલોભનમાં આકર્ષાઈ બેવફા નીવડે. રાજદારી પન્ના રાજબાળા કિશોરીની દાસી કામલત્તા જેસલમીરના ભાટીરાજા રાવ માણિકરાજ મોહીલની રાજકન્યા કમળાદેવીની વિશ્વાસુ દાસી વિશાખાએ પોતાનો પ્રાણ પણ જોખમમાં નાખી આત્મવિસર્જન કર્યું. આ સત્યપ્રિયતા અને વફાદારીના ઉત્તમ લક્ષણીક ગુણો માટે તો રાજપુતોનો ઇતિહાસ જેટલો ઉજ્જવળ છે તેટલો કોઈપણ જાતિનો ઇતિહાસ ઉજળો તો નથીજ. આવી નેકનિષ્ઠાને પ્રાણથી અધિક ચાહનારી રાણી કમળાદેવીના દાસી હતી એ દાસીનાં વર્ગમાંની એક સાધારણ સ્ત્રી હતી, છતાં તેની મહાન વિશાળ ભાવનાઓને સમજવાની શકિત રામજીવન સમા હવસી જનોમાં ક્યાંથીજ સંભવે ? અને તેથીજ તે એમજ સમજતો હતો કે વિના વિલંબે આ પ્રયત્ને દાસી પોતાના હસ્તમાં એક રમકડા સરખી નાચી ઉઠશે પણ એ તેની ખાલી ભ્રમણા હતી પણ એ ધારણા કેટલે અંશ સુધી ફળીભૂત થાય છે તે તો આપણે જોવુંજ રહ્યું. જુઓ તેણે તંબુમાં પ્રવેશ તો કર્યો અને શું કરે છે તે જોઈએ. દાસી અનેક ચીંતાઓથી ઘેરાયેલી પોતાની મહાદેવીને માટે બંધનમુકત કરવાના વિચારો સેવતી મોડી રાત્રે નિદ્રાધીન થઈ ગઈ હતી. આખરે તે અબળા તો ખરીજને ? ભાગ્ય ઉપર ઇશ્વરમાં સંપુર્ણ વિશ્વાસ રાખી તેણે વિશ્રાંતિનો ઉપભોગ કરવા માંડયો. બહુજ સાવધાન પુર્વક શરીરના વસ્ત્રોને ઠીકઠાક કરી અંદર બીછાવેલી ગાદી ઉપર અત્યારે તેણી ઘસઘસાટ નિદ્રાધીન બની હતી

ત્યાં રાજા રામજીવન કાળદુત સમાન અંદર ઘુસ્યો-આવ્યો. પહેરેદારો તેની આ નીચ મહત્વાકાંક્ષાથી સર્વથા પરિચીત હતા એટલે તેઓને કાંઇ નવું તો જણાયું નહિ. રાજા રામજીવન નિદ્રાધીન દાસીના મુખારવીંદને એક સરખા નેત્રો રાખી મોહમુગ્ધ બની જોઇ રહયો પરંતુ તત્કાળ તેણીને જાગૃત કરવામાં પણ તેને ભય લાગતો હતો અને તેથી શાંત ચી-તે સુતેલી દાસી ઉપર બહુજ સ્હેલાઇથી બળાત્કાર કરી લેવાની તેણે પ્રયુક્તિ રચી. પ્રથમ તો તેણે દાસીના ચંદ્ર મુખ ઉપર ચુંબન કર્યું. દાસીની નિદ્રાવસ્થાનો ચતુર પાપી મનુષ્યે લાભ લીધો પણ તેના એટલા સ્પર્શ માત્રથી જેમ એક કાળી નાગણ જાગૃત થઇ પોતાના પ્રતાપને પ્રગટ કરે તેજ પ્રમાણે એ સુતેલી સીંહણ અત્યંત ભયભીત પણ સફાળી ઉઠી બેઠી થઇ અને ત્યાં રાજા રામજીવન ઉપર દ્રષ્ટિ પડતાં તેનાં નેત્રો ફાટી આંખે જોઇ રહ્યાં. રાજા રામજીવન એક અટહાસ્ય કરી ઉભો રહયો અને તેના મધુર મુખ ઉપર ચુંબન કરી લેવાની જે તક મળી હતી એ માટે બહુજ ઉલ્લાસમાં આવી ગયો હતો. પણ તેને ખબર ન્હોતી કે સ્હામે તો શુરી સિંહણ છે. તે ગર્જના કરતી બોલી "નીચ નાપાક મારી નિદ્રાવસ્થાનો તેં લાભ લીધો ? હા...શું કરૂં ? રાજા રામજીવન ! મારૂં કહેવું માનો તો રેહમજી સીધાવી જાવ અને નહિં તો યાદ રાખજો કે...આ દાસી તમારી 'છાતીનું' લોહી પણ ચુસી જવાને શકિતમાન છે." આટલું કહેતાં શબ્દપ્રહાર કરતાં પણ દાસીની છાતી ધડકતી હતી ક્રોધથી તે એટલી બધી ઉન્મત બની ગઇ હતી કે જો આ સમયે તેની પાસે કાંઇ પણ જીવલેણ શસ્ત્ર હોત તો જરૂર કાં તો રાજા રામજીવન યા તો પોતે જાન ગુમાવી બેસતે, પરંતુ બસ નફ્ફટ બની હાસ્ય કરતો રામજીવન બોલ્યો.

"દાસી ! તારી વફાદારી કે સતિનાં શાણપણની મને જરૂર નથી. હું તારી પાસેથી ઉપદેશ સાંભળવા આવ્યો નથી. એક વખત મેં તારા પ્રેમરસનું અધરોષ્ટનું પાન કર્યું છે. હવે તારો નિતિ કે સતિપણાનો ડોળ વ્યર્થ છે. શા માટે આ નાટોર નરેશ સમાન મહાન સમૃદ્ધશાળીની મહેરબાનીને તિરસ્કારે છે. તું દાસી છે. પણ નહિં તને એક રાજ્યની રાજેશ્વરી બનાવવાની મારા દિલમાં મેં ઉમેદ રાખી છે. તારૂં સૌંદર્ય દાસત્વ કરવા સર્જન થયું નથી. દાસી થવાને તું લાયક નથી, તું કહે તે નાટોર રાજ્યની મુલ્યવાનમાં મુલ્યવાન કીંમતી વસ્તુ તારા ચરણમાં સમર્પણ કરવા હું તૈયાર છું. તારૂં એ સદભાગ્ય છે કે નાટોર પતિ સમાન મહારાજવીની તારા ઉપર આટલી મહાન કૃપા ઉતરી છે. આવ પ્રિયે આવ." આટલું કહેતાં તે વધુ આગળ વધ્યો અને દાસી પાછળ હઠની ગઇ, તે પાછા પગલે ચાલતી છેક એક સુંદર નકશીદાર મેજ પાસે આવી ગઇ. ત્યાં સુશોભિત રાજવંશી ચાંદીના પ્યાલાઓ શોભી રહયા હતા. અને ત્યાંથી આગળ વધવાનો માર્ગ ન જણાતાં તેણી ગભરાઇ પણ નાટોર પતિ બન્ને હાથ પહોળા કરી તેને પાશમાં લેવા આગળ વધ્યો અને સમયસુચકતા વાપરી કોઇપણ હથીયાર ન જણાયું ત્યારે મેજ ઉપરનો પ્યાલો તેણે એકજ પળમાં હાથમાં લઇ એવો તો ઉગામ્યો કે નાટોર પતી જરાક હઠી ગયો ન હોત તો જરૂર તેને સખ્ત લાગ્યા વિના રહેતેજ નહિ પણ તે ઘણો કળાબાજ હતો. અંતરમાં શું ઇચ્છા હતી તે જાણી ગયો હતો અને તેથી તેણે દાવ ચુક્યો અને તે સાથેજ એકજ ફાળ ભરી દાસીને હાથમાં પકડી એવા તો બળથી બાહુ પાશમાં જકડી કે તેણીને મુકત થવાનો એક પણ ઉપાય ન રહયો અને

નાગોરપતી આનંદમગ્ન બની ગયો પણ "જેને રામ ઉગારે કહો જગતમાં તેને કોણ મારે ?" તત્કાળ પાંચ સરદારો ધસમસતા અંદર પાછલા ભાગના તંબુને ચીરી કુદી પડ્યા. દાસી જમીન ઉપર પછડાઇ રાજા રામજીવન ભયગ્રસ્ત બની સ્તબ્ધ થઇ ગયો. "ઓહ ! છાવણીમાં વળી આ કોણ ?" પણ તેઓ તો કાળા બુરખામાં સજ્જ થયા હતા એટલે ઓળખી શકવાની શક્તિ ન્હોતી. દાસી તત્કાળ ઉભી થઇ અને આગન્તુક સરદારોમાંના મુખ્ય સરદારની છાયા નીચે જઇ, ઉભી રહી. એ મુખ્ય સરદારે પોતાની ખુલ્લી તલ્વારે રાજા રામજીવનની તલ્વાર ઉતારી નીચે નાંખી દઇ એક જોરથી લત્તાપ્રહાર કરી કહ્યું "નિર્લજ, બેશરમ ! પશુ કરતાં પણ, નફ્ફટ ધિક્કાર છે, પત્થર પડ્યો હોત, તોપણ સારૂં થતે, જનની કુખને લજાવનારા કુતરા બોલ આ એકજ તલ્વારનો ઘા તારા શરીરના ટુકડા કરવા સામર્થ્યવાન છે." આટલું કહી પુનરપિ એક વાર લત્તાપ્રહાર કરી તે વ્યક્તિ પોતાના સરદારો પ્રતિ જોતી રહી. તેમાંના બે સરદારો પાછલે રસ્તેજ દાસીને લઇ પલાયન કરી ગયા દાસીને જવાની એ મુખ્ય વ્યક્તિએ આજ્ઞા કરી અને કંઇક ગુપ્ત બાબત જણાતાં દાસીની પરિસિમા ન રહી તત્કાળ તે જીવતા દોજખમાંથી દાસી સૈનિકો સાથે પલાયન કરી ગઇ અને રાજા રામજીવન ભુમી ઉપર પડ્યો પડ્યો આ પ્રકાર નિહાળી રહ્યો હતો પણ એક શબ્દનો ઉચ્ચાર કરવાની તેનામાં શક્તિ ન રહી. અને દાસીને લઇ ન્હાસેલા સરદારો ત્વરિત ગતિએ કમળાદેવી જ્યાં હતી ત્યાં આવી ઉભા રહ્યા. મહાદેવી કમળાકુમારી અને દાસીના હર્ષની પરિસિમા ન રહી, અને તે બંન્ને સ્ત્રીએ તત્કાળ અશ્વ ઉપર સ્વાર થઇ ગોપના પહાડ પ્રતિ પ્રયાણ કરી ગઇ.

જ્યારે રાજા રામજીવનના તંબુમાં પેલો મુખ્ય સરદાર અને તેના બે સાથીઓ હવે વધુ સમય થોભવાનું યોગ્ય ન ધારી ત્યાંથી પ્રસ્થાન કરવાની તૈયારી કરતા હતા, પણ તે પહેલા રાજા રામજીવનને પણ તંબુના મધ્ય ભાગમાં બાંધી દેવામાં આવ્યો હતો. અને તેને પણ તેજ દશામાં રાખી તેઓ પલાયન કરી ગયા. પ્રિય વાંચકોને અત્રે એ જણાવવું યોગ્ય છે કે આ વીર વ્યક્તિ અને તેના સાથીદારો તે કોઇ નહિં પણ રાજકન્યા કિશોરી અને તેની દાસીઓ હતી. જે એક એક જવાંમર્દ સમાન યુદ્ધમાં અને અશ્વ ઉપર સ્વાર થવામાં આબાદ કુશળતા ધરાવતી હતી. તે સર્વે સાહેલીઓએ પુરૂષનોજ પોષાક પરિધાન કર્યો હતો. અને આ સર્વ રચના રાજબાળાએ સાયંકાળના સમયે અગાઉથીજ કરી હતી કે જે સમયે શયતાન ત્રીપુટી પોતાના પ્રપંચમાં મશગુલ હતી. પોતાનું કાર્ય આબાદ પાર પડેલું હોઇ કિશોરી અને તેની સાથેની બે દાસીઓ પોતાના તંબુમાં અત્યંત ગુપ્તપણે આવી પહોંચી અને તેટલામાં કમળાદેવીને રવાના કરી બીજી દાસીઓ પણ આવતાં સર્વ કામની વિના સંકટે સફળતા થએલી જોઇ, રાજકન્યાએ સર્વ દાસીઓને ધન્યવાદ આપી દાસીઓ હોવા છતાં પણ આભાર માનવા લાગી. આ વખતે છાવણીના અન્ય ભાગમાં શું થતું હતું એ જોઇએ. બરાબર આલબેલના પોકારો કરનારા ચોકીદારો સાવધાન સુચક સ્વરોના ક્રમાનુસાર ઉચ્ચાર કરતા હતા. તે વખતે કમળાદેવીના તંબુ ઉપર પહેરો ભરનારા સરદારો તરફથી કાંઇપણ જવાબ ન મળતાં અગાઉનો તંબુ કે જે બંગાળપતિ નવાબ મુરશીદ કુલીખાંનો હતો તે ઉપરના પહેરેદારો ત્રણ વખતના પોકારો કરી ચુકયા છતાંયે પ્રત્યુત્તર ન મળતાંવા વહેમાયા. અને તત્કાળ કમળાદેવીના તંબુ ઉપર દોડી ગયા તો ત્યાં શું જોયું, અંદર સરદા

નાં કપાયલા મસ્તકો તંબુના દ્વાર ઉપરની દોરી ઉપર લટકતાં હતાં, અને અંદરના ભાગમાં રાજા રઘુનંદનને મુસ્કેટાટ બાંધેલો જોયો. લોહીની તો ધારાજ રહી નહી હતી, જ્યારે રાજકન્યાએ પોતાનું કાર્ય એ તંબુમાં પુર્ણ કર્યું તે પછી પોતાના પિતાને આવા નીચ કાર્યમાં સાથ દેનારા એ સરદારોનો પણ સંહાર કરી નાંખેલો હતો, અને પોતાના અસીમ વિરત્વનું પ્રદર્શન કરાવી આપ્યું હતું સરદારો અત્યંત ભયભીત બની કમળાદેવીની ગેબી મદદથી પલાયન કરી ગયા તો અને રાજા રઘુનંદનની દુર્દશાના સમાચાર આપવા બંગાળ પતિના તંબુ ઉપર આવ્યા. બંગાળપતિ આ હકીકત સાંભળી દિંગમુઢ બન્યો અને દાસી હશે કે કેમ તેની પાસે તપાસ કરવા પોતે ગયો ત્યાં તો રાજા રામજીવનની પણ તેજ દશા નિહાળતાં અંતરમાં ગુપ્ત રીતે હરખ્યો. તેની આ બન્ને બાઈઓ માટેની પ્રથમથીજ જાગૃત થએલી આશંકા સત્ય પડેલી જોઈ ખુશી થયો અને પોતાને માટે આવી કોઈ પણ દુર્ઘટના ન બની તે માટે આનંદમગ્ન બની ગયો. રાજા રામજીવનને પોતે પ્રપંચમાં ફસાઈ ગયો છે અને દાસીએ તેને આમંત્રણ આપી બોલાવી દગો આપ્યો છે એવી વાત જણાવી પોતાનો બચાવ કર્યો. જ્યારે રાજા રઘુનંદને પોતે ઉપદેશ દેવા આવતાં કોઈ શયતાની ટોળીનો શિકાર બની ગયો છે એમ જણાવ્યું, રાજા રઘુનંદન અને રામજીવનની એકજ પ્રકારની દુર્દશા જોતાં આવું ભયાનક કાર્ય કરનાર અને સરદારોનો પણ સંહાર કરી નાખનાર ખરેખર બહાદુર લડવૈયો હોવો જોઈએ એમ એ ત્રીપુટીએ ધાર્યું એટલુંજ નહિ પણ ખુદ શ્રી સીતારામરાયના આગમન માટે તે શંકાશીલ બની ગયો. નાદિર રાજ-પતિઓ શરમીંદા બની ગયા. તેઓ જાણતા હતા કે આવું ભયાનક કાર્ય કોઈ ઘરભેદીજ મનુષ્યનું હોવું જોઈએ. આ તેઓની શંકાનું રહસ્ય જાણવા ખાતર દરેક દરેક તંબુની તેઓએ મુલાકાત લીધી. એ સાથે રાજકન્યા ઉપર રાજા રઘુનંદનને જરાતરા શક ગયો ખરો. પણ સાથે આવેલા કાળા બુરખાધારી સરદાર કોણ? એ પ્રશ્નજ રાજકન્યા ઉપરના શકનું સમાધાન કરી નાંખતો હતો છતાંએ તેણે રાજબાળાના તંબુની પણ ઝડતી લીધી, પરંતુ કિશોરી દિર્ઘદ્રષ્ટિથી કાર્ય કરનારી વીર કન્યા હતી, તે સર્વ કાળા બુરખાઓ, પુરૂષ પેપાકો વીગેરે એવાં ગુપ્ત સ્થાનકે છુપાવી દઈ નિદ્રાધીન થઈ હતી. કે જાણે કશું જાણતીજ ન હોય. તેની આવી ઉચ્ચ બુધ્ધીમતા એ એક સુંદર લક્ષણ હતું અને તેનાથી અનેક પ્રકારના તે ફાયદા-લાભ મેળવી ચુકી હતી, આ સર્વ તપાસ કરતાં પહેલાં નાસી જનારી આ રમણીઓને પકડવા બંગાળપતિની આજ્ઞાથી રાજા રામજીવન એકસો સરદારની ટુકડીએ લઈ ગોપના પહાડ પ્રતિ બહુજ વેગપુર્વક પ્રયાણ કરી ગયો હતો. આ પછી રાજકન્યા ઉપરની શંકા નિર્મૂળ થતાં રાજા રઘુનંદન અને બંગાળપતિ આવું ભયાનક અને હીંમતનું કાર્ય કરનાર કઈ વ્યક્તિ હશે તેની કલ્પના કરવા લાગ્યા. પરંતુ કોઈ પણ નિશ્ચય ન કરી શક્યા. અને બીજી તરફ રાજકન્યા આનંદમાં મશગુલ બની સખીઓ સાથે વિનોદ કરતી ઘડીકમાં નિદ્રાનો ડોળ કરી સુઈ જતી તંબુ ઉપરના પહેરેદારો પણ રાજકન્યાના આવા ભયાનક કાર્યને જાણી શક્યા નહી.

---

જેઓએ પોતાની વર્ષોની
આવક કુટુંબ ખાતર
ફના કરી તે—



મારા પૂજ્યશ્રાંત વડીલબંધુ
**ગજાનન ગણુપતરામ દવે.**

બંગ સાહિત્ય અને સંગીત પ્રેમી—
જેમણે મારા સંગીતના અભ્યાસ માટે
તન મન ધનથી સાથ દીધો હતો.



શ્રીયુત નટવરલાલ
નગીનદાસ પરીખ
બી. એ. એલ. એલ.

કરવા ઇચ્છા રાખે છે." તત્કાળ તે જાસુસને અંદર બોલાવવામાં આવ્યો, એ જાસુસે આવી પ્રથમ નમન કર્યું અને બોલ્યો.

"મહારાજ! આજે મહમદપુરમાં નાટોરપતિનો વિજયોત્સવ ઉજવનાર છે. સર્વ સરદારો અવ્યવસ્થિત અને નિશામાં ચકચુર બની જ્યાં ફાવે ત્યાં અસ્તવ્યસ્ત પડેલા છે સરદારો સુરા અને સુંદરીઓના સૌંદર્યમાં મુગ્ધ બની પોતાની ફરજનું ભાન ભુલી ગયા છે. આ સાંભળી સેનાધિપતિ મેનાહાતી બોલી ઉઠયો

મહારાજ આ સુંદર સમયને સાર્થક કરવામાંજ આપણી સલામતી છે. મહમદપુર નગરને પુનઃ સ્વાધીન કરવાનો અને રાજા જાલીમસીંહનો નાશ કરી નાટોર રાજવીઓનું મદમર્દન કરવાનો આ અણમુલો અવસર પ્રાપ્ત થયો છે તેને ઝપનારી લઇ મહમદપુર નગર ઉપર હલ્લો લઇ જવા મારી વિનંતી છે,

આ સમાચાર અને પોતાના સેનાધીપતીનું યોગ્ય સૂચન શ્રી સીતારામરાયે માન્ય કર્યું" અને તત્કાળ પોતાના અન્ય સરદારોની બોલાવી તેઓની સલાહ લેવામાં યુધ્ધ માટે તૈયાર થવાની સંમત્તી મળતાં સર્વના હૃદય પુન પોતાની સ્વતંત્રતા અને રામરાજ્યની સ્થાપના કરવાના વીચારોએ જયગર્જના ગજાવી અને શ્રી સીતારામરાયની આજ્ઞાથી સેનાધીપતી મેનાહાતીએ સરદારોને યુદ્ધ સામગ્રીસહ સજ્જ થઇ જવાનો હુકમ કરવામાં આવ્યો. અને સર્વ સરદારોએ જય ગર્જના ગજાવી. આકાશને પણ ધ્રુજાવી દીધું. એટલામાંજ એક સેવક આવી શ્રી સુર્યસિંહરાયના આગમનના શુભ સમાચાર જણાવ્યા. અને પિતા પોતાના પુત્રને ભેટવા, વધાવવા હર્ષભેર ગુફાના દ્વાર સુધી ગયો. પુત્રને આવેલો જોતાં તેનો આનંદ વધુ ઉછળી આવ્યો. અને આંગળીએ વળગાડી તે ગુફામાંની રાજસભામાં લઇ આવ્યો. સર્વે સરદારોએ પોતાના યુવરાજને હર્ષભેર નમન કર્યું" પરંતુ સુર્યસિંહરાયના મુખારવિંન્દ ઉપરની વિષાદ છાયા આગન્તુક આફતની છાયાને પ્રગટ કરતી હતી. કારણકે કમળાદેવીની ગેરહાજરી તેનો વધુ પુરાવો રજુ કરતી હતી. આ તેની ઉદાસીનતાના કારણમાં સુર્યસિંહે જણાવ્યું. "પિતાજી! મારી માતા દુશ્મનોના દગામાં ફસાયાં છે તે બાબતના સમાચાર ખુદ નાટોરપતિની રાજકન્યા પોતેજ શિવાલયમાં આવી જણાવી ગઇ હતી. અને તે એટલે સુધી વચન આપી ગઇ હતી કે "તમારી માતુશ્રીની ચીંતા લેશ માત્ર ન કરશો. તેમના રક્ષણનો ભાર મારા શીર ઉપર છે. છતાં એ તેણીએજ આ સમાચારથી આપને જ્ઞાતા કરવા મને અહીં મોકલવા માતાજીને વિજ્ઞાપ્ત કરી હતી, અને સત્વર મદદ મોકલવા પણ સુચના કરી હતી. માતા યશોધરાની આજ્ઞા અને આશિષ શીરોધાર્ય કરી પ્રાતઃકાળે હું અહીં આવવા રાજકન્યા સાથેજ બહાર નીકળ્યો તે દયાળુ બાળા તેની છાવણીએ માર્ગમાંજ ઉતરી ગઇ અને તેનોજ અશ્વ મને અહીં આવવા બહુજ વિનયથી આપ્યો."

કમળાદેવી ઉપર આવી પડેલી આફત સાંભળી શ્રી સિતારામરાય એક પ્રકારે ખીન્ન થયો અને બીજી તરફ નાટોરપતિ સમાન કુટિલ રાજપતિની પુત્રીનો પોતાના પ્રત્યે પોતાની ધર્મપત્નિ અને પુત્ર પ્રત્યે અસાધારણ પ્રેમભાવના જોતાં પ્રસન્ન પણ થયો. પરંતુ હવે શું કરવું તેનો એકજ ક્ષણમાં વિચાર કરી પોતાના શુરવીર સેનાપતિની આ બાબતમા સલાહ

લીધી અને અંતે એ નિશ્ચય કર્યો કે થોડાક સરદારોને સાથે લઇ મેનાહાતી અને સુયંસિંહરાયે કમળાદેવીની મદદે જવું અને આજના શુભ દિને સાયંકાળ પડતાં સર્વ સૈન્ય લઇ મહમદપુર ઉપર છુપો હલ્લો કરવા શ્રી સિતારામરાયે પ્રયાણ કરવું. આ પ્રકારની રચનાનુસાર સાયંકાળે બંન્ને વીરો પોતપોતના માર્ગે પ્રયાણ કરી ગયા. અને એ મહાન નેક ધર્મ ધીરવીર નરેશનું આશ્રય સ્થાન એક સમયનું એ મહાન રાજર્ષિનું ગુફાનું એકાંત સ્થાન સુનું બની ગયું. તે છતાંયે ત્યાં માત્ર પાંચજ સરદારોને રાખવામાં તો આવ્યાજ. તેઓને ત્રીજા દિવસે યુદ્ધ ક્ષેત્રમાં આવવાનો હુકમ થયો હતો. જે એક મહાન નગરી તરીકે લાગતુ હતું. એ શાંતિનું સ્થાન અત્યારે મહાન વિકટ ભયંકર દ્રષ્ટિમાન થતું હતું. રાત્રીની શરૂઆત થતાં એ વિશાળ સૈન્ય મહંમદપુર નગરના કિલ્લા પ્રતિ પ્રયાણ કરી ગયું.

શ્રી સિતારામરાયના જાસુસે આવી આપેલા સમાચાર કેટલા પ્રમાણમાં સત્ય હતા અને મહંમદપુર નગર ઉપર નાટોરપતિની આજ્ઞાથી સત્તાધિકારી બનેલો રાજા જાલિમસિંહ કેવા પ્રકારે રાજ્યશાસન કરતો હતો તેનું નિરિક્ષણ કરીશું. રાજ્યસત્તા મળતાં પોતાના શાણપણને વીસરી ગએલો રાજા જાલિમસિંહ થોડો સમય સુધી તો સાધારણ પદ્ધતિ પ્રમાણે સત્તા જમાવવા લાગ્યો. જે જે પ્રજાજનો રાજ્ય છોડી ચાલ્યા જતા તેમને રહમજાવી મનાવી લેવા લાગ્યો અને નાટોરપતિની છાયા નીચે જરા પણ દુઃખ નહિં પડે તેમ કહેવા લાગ્યો. સત્તાની સ્હામે થવામાં પ્રજાજનો પણ ભયના માર્યા ધ્રુજી ઉઠતા હતા. એટલા માટે કે રાજા જાલિમસિંહ અને નાટોરપતિની રાજ્ય પદ્ધતિ તેમનાજ રાજ્યની પ્રજાના દુઃખોના પોકારો તેઓની જાણ બહાર ન્હોતાં છતાં સમય અને કાળને વશ થયા વિના તેઓનો છુટકોજ ન્હોતો. જેમ જેમ રાજા જાલિમસિંહે પોતાની સત્તાનો પ્રભાવ પ્રસરાવ્યો અને તે સંપુર્ણપણે છવાતાં પુનરપિ પોતાની હવસી લીલા સુરા અને સુંદરીઓની લહેઝત ઉડાવવા લાગ્યો. તેના સરદારો પણ ધીમે ધીમે રાજા જાલિમસિંહના વર્તનનુંજ અનુકરણ કરતાં શીખ્યા હતા. કારણ કે એકતો તેઓ પરદેશી તેમાંયે વળી રાજ્ય વિજયની મગજમાં આવેલી ખુમારી અને બીજું પ્રજા ઉપર વર્તાવતા અમાનુષિક જુલ્મની ફરીયાદને કોઇપણ અધિકારી દાદ ન દેતા હોવાથી તેમને અનાયાસે મળતું પ્રોત્સાહન આમા વધુ કારણભુત બનતું હતું. આથી તેઓ પોતાની ફાર્સ પુરી જવાનીનો શોખ પુર્ણ કરવામાંજ અત્યારે તો સમયને વ્યતિત કરી રહ્યા હતા. કારણ કે જ્યાં તેમનો અધિકારીજ એ વાતને ઉત્તેજન દેનારો હોય ત્યાં તેના સૈનિકો પણ તેવુંજ વર્તન આદરે તેમાં શું નવાઇ? તદઉપરાંત નાટોરપતિ અને બંગાળપતિ મહમદપુરના નગરની ચીંતાથી મુકત હતા. કારણ કે તે સ્થાન ઉપર એક બલાઢ્ય સત્તાધિકારીને રાજ્ય લગામ સોંપવામાં આવી હતી ને સાથે મહમદપુર નગરથી ઘણે દુર તેઓ માત્ર સિતારામરાયનો યેન કેન પ્રકારેણ નાશ કરી નાંખવાની પ્રબળ લાલસાથી ભયાનક જંગલમાંજ છાવણી નાંખી પડયા હતા. અને ત્યાં શું શું હતું યા કેવી કેવી ઘટનાઓ બનતી હતી તે પ્રિય પાઠકોથી અજ્ઞાત નથી. રાજા જાલિમસિંહને મળેલી સત્તા એ સત્તાનો મદ કોઇ પણ ત્રાહિત મનુષ્યની રોકટોક વગરનું સ્વતંત્ર રાજ્ય પોતાની લાલસાઓને તૃપ્ત કરવા ઉત્તમ સાધન મળી ગયું હતું.

આજે વિજયોત્સવ ઉજવવાની આજ્ઞા થઇ હતી. મહમદપુર નગરની સ્વતંત્રતાને નષ્ટપ્રાયઃ કરી નાટોરપતિએ જે વિજય પ્રાપ્ત કર્યો હતો તે માટે ખાસ એક ઉત્સવ ઉજવવાનું

નક્કી કરવામાં આવ્યું હતું. અને આ શુભ પ્રસંગે સૌ કોઇને મોજશોખ માટે છુટ આપવામાં આવી હતી. આ મળેલી તકનો લાભ કોણ ગુમાવે ? જેને જેમ યોગ્ય લાગે તેવી રીતે રીતે વિજયોત્સવ ઉજવી રહ્યા હતા. રાજા જાલિમસિંહ તો નાઝનીનોના નૃત્યગાન અને વેશ્યાવિહારો કરવામાંજ મોજ માણી રહ્યો હતો. સરદારો મદિરા અને મદિરાક્ષીના મોહમાં અંધ બની પોતાના દેહનું પણ ભાન ભુલી ગયા હતા. આ સમય ઉપર ગમે તેઓ નિર્બળ દુશ્મન પણ વિજય મેળવી જાય તેમાં શું આશ્ચર્ય ? તો પછી શ્રી સિતારામરાય સમો મહાબલાઢ્ય વીર પુરૂષ અને તેની યુદ્ધકુશળતા ધરાવનારૂં સૈન્ય અલ્પ સમયમાંજ તેઓના ઉપર વિજય પ્રાપ્ત કરી જાય એ નિઃશંક વાત હતી. રાત્રીના દશનો સમય થતાં શ્રીસિતારામરાય પોતાની વિશાળ સેના સાથે મહંમદપુર નગરના કિલ્લા પાસે આવી પહોંચ્યો. અને પ્રથમ દરેક દરેક ટુકડીના ભાગલા પાડી નાંખી, તેઓના ઉપર એક, એક બલાઢ્ય સરદારની નિમણુંક કરી અને વિજય પ્રાપ્ત કરવા વ્યુહરચના ગોઠવી દીધી.

એક વખતનું પોતાનું સ્વતંત્ર રાજ્ય અને પોતાની ભલી પ્રજાનું શ્રીસિતારામરાયને સ્મરણ થયું. આ યુદ્ધમાં તેણે ઇશ્વરની મદદ માગી અને પ્રભુ પ્રાર્થના પછી રણયુધ્ધે ચઢ્યો, જે જાસુસે કિલ્લાના એક ગુપ્ત દ્વારની ખબર આપી હતી તે સ્થાન શ્રી સિતારામરાયથી અજાણ્યું ન્હોતું અને તે જો દ્વાર ખુલ્લું હોય તો તે માર્ગેથી લગભગ અર્ધ જેટલું સૈન્ય કિલ્લામાં રવાના કરી દેવાનું તેણે યોગ્ય ધાર્યું. આ બાબતની ખાત્રી કરવા તે એકલોજ શસ્ત્ર બની ગુપ્ત વેષપરિધાન કરી કિલ્લા પાસે ગયો અને જે મુખ્ય દ્વારની તપાસ કરવાની હતી તે સ્થાનની છેકજ નજદીક જઇ પહોંચ્યો પરંતુ તેને ક્યાંયે એક પણ પહેરેદાર નજરે ન પડ્યો. આ તકનો લાભ લઇ તેણે મુખ્ય દ્વારની તપાસ કરી અને તે ખુલ્લું જોતાં તત્કાળ પોતાના સૈન્યમાં આવ્યો તેજ સમયે એ અંદર પ્રવેશ કરવા માટે ખાસ ચુનંદા લઢવૈયાઓની ટુકડી તેણે અલગ કરી નાખી અને બાકીના સૈન્યને ખાસ ગુપ્ત સંજ્ઞાઓથી વાકેફ કરી કિલ્લાની નજદીકમાં ગોઠવાઇ જવાનું જણાવી પેલા ચુંટી કાઢેલા સરદારોને સાથે લઇ બંગાળનો મહારથી પોતાના ગુમાવી બેઠેલા રાજ્યને પુનઃ પ્રાપ્ત કરવાના પહેલા પગથીએ ચઢ્યો.

નાટોરપતિના અને રાજા જાલીમસિંહના કમભાગ્યે કિલ્લાનું અને રાજ્ય મહાલયનું એ એકજ માત્ર ગુપ્તદ્વાર ખુલ્લુંજ રહી ગયેલું. અને તેનો મહાન લાભ શ્રી સિતારામરાયે મેળવી લીધો. એક પછી એક ટુકડી એમાં પ્રવેશ કરવા લાગી. લગભગ પાંચસો હથીયારબંધ સરદારો કિલ્લાના અંદરના ભાગમાં ચાલ્યા ગયા અને પછી શ્રી સિતારામરાયની આજ્ઞા મળતાં મુખ્ય કિલ્લાઓના દરવાજાઓ પણ ખોલી નાખવામાં આવ્યા એ દરવાજાઓ ઉપર સખત પહેરો ભરનારા સરદારો આજના વિજયોત્સવમાં ભાગ લઇ આનંદમાં મદિરાના નિશામાં પોતાના દેહનું પણ ભાન ભુલી ગયા હતા. તત્કાળ તે સરદારોનો વધ કરી નાંખી દરવાજાઓ ખુલ્લા કરી નાંખવામાં આવ્યા. અને શ્રી સિતારામરાયના સૈન્યે ગગન ભેદી ગર્જના કરી પ્રવેશ કર્યો અને બીજી તરફ શ્રી સિતારામરાય રાજ્ય મહાલયમાં રાજા જાલિમસિંહના ક્ષેમ કુશળના (?) ના સમાચાર જાણવા એસલોર આગળ વધતો ગયો. તેનું સર્વ સૈન્ય સર્વ સ્થળે પ્રસરાઇ ગયું અને આખાયે શહેરમાં નાટોરપતિના સૈન્યની કત્લ થવા લાગી. વિજયોત્સવમાં ભાગ લઇ રહેલું નાટોરનું સૈન્ય અત્યંત ભયથી ધ્રુજી ઉઠ્યું અચાનક દુશ્મનોનો છુપો છાપો તેમના વિજયોત્સવને પરાજયોત્સવના સ્વરૂપમાં પલટાવી દીધેલો જોતાં

કંપી ઉઠયા અને જ્યાં ત્યાં ન્હાસભાગ કરવા લાગ્યા, આ સમાચાર પવનવેગે રાજ્ય મહાલયમાં પહોંચ્યા અને રાજા જાલિમસિંહના નેત્રો નિશાના દોરમાંથી ઉતરી જતાં વ્યાકુળ ચીત્તે આસપાસ જોવા લાગ્યો, તેણે કિલ્લાના દરવાજા બંધ કરી નાખવાનો ખાસ હુકમ આપ્યો અને સૈન્યને લઢાઇ ચાલુ કરવા આજ્ઞા કરી. પણ ત્યાંતો બંગાળી બહાદુર પોતાના વીર યોદ્ધાઓ સાથે આવી ક્યારનો રાજા જાલિમસિંહની થતી આજ્ઞાઓનો અટહાસ્ય કરતો સાંભળતો ઉભો હતો ત્યાં આવી બીરાજેલી નૃત્ય કરનારી નાઝનીનો વેશ્યાઓ તો ભયથી વ્યાકુળ બની કંપતી હતી. આ વિજયોત્સવ છે કે રણક્ષેત્રનું મેદાન ?, એજ પ્રશ્ન થઇ રહ્યો હતો. એ સર્વ સ્ત્રીઓને શ્રી સિતારામરાયની આજ્ઞાથી એક બાજુએ નજરકેદ કરી પરહેજ કરવામાં આવી અને બીજી તરફ રાજા જાલિમસિંહની તલવાર હાથમાં ધારણ કરવા શ્રી સિતારામરાયે ત્રાડ પાડી પોકાર કર્યો આ સુતેલો સિંહ જાગૃત બની મહેલની અંદર આવી પહોંચેલો જોતાં શુરવીર રાજા જાલિમસિંહ ઝંખવાણો પડી ગયો. આજે આ શું બન્યું ? આ સર્વે કેવી રીતે અહીં ઘુસી આવ્યા ? આવીજ કલ્પનાઓ કરતાં તો એ વીર પુરૂષ અર્ધો દીવાના બની ગયા. પણ હવે શેખચલ્લીના કે ભુતકાળના વીચારો કરવા નીર્થક હતું એટલે તલવાર હાથમાં લીધેજ છુટકો હતો. તો પણ એ મર્દ હતો તેણે તલવાર હાથમાં લીધી ખરી પણ મ્હેલ છોડી ન્હાસ્યો સીતારામરાયે તેની પુંઠ પકડી. ક્યાં જશે ? હવે તો મહંમદપુર આપણું બન્યું છે. એ જોતાં સીતારામરાયના હર્ષની પરીસીમાજ ન્હોતી અને તેના વીર યોદ્ધાઓ પણ આનંદના આવેશમાં દુશ્મનો ઉપર ઘણા વખતની દાઝ ઓલવતા સંહાર કરી રહ્યા હતા. રાજ્યોધાનમાં રાજા જાલીમસીંહ પોતાના સરદારોને જઇ મળ્યા અને, હીંમતભેર શ્રી સીતારામરાયની સ્હામે યુદ્ધ આદર્યું આટલી વ્યવસ્થા હોવા છતાં નાટોરનું સૈન્ય શ્રી સીતારામરાયના વીર યોદ્ધાઓ સ્હામે લગભગ પાંચ કલાક સુધી તલવારબાજી ખેલી શક્યું પણ અંતે તો તેમનો પરાજય થયો. સર્વ સૈન્યનો નાશ થયો અને બંગાળી બહાદુર શ્રી સીતારામરાયના હાથે રાજા જાલીમસીંહનું શીર ધડથી જુદું થઇ ગયું. તેના મસ્તકને કાપી એક નાટોરપતીના સરદારને આપવામાં આવ્યું અને તે શીર નાટોરપતી અને બંગાળપતી ઉપર મહમદપુર નગરની પુનઃ પ્રાપ્તીની સચ્ચાઇ માટે મોકલી આપવામાં આવ્યું. સત્યનો જય થયો. મહાનવીરાત્મા શ્રી સીતારામ રાયની મદદમાં ઇશ્વરે સ્હાયતા આપી અને પરાક્રમી પુરૂષે પોતાનું ગુમાવેલું પુનઃ પ્રાપ્તી કરી પોતાના સ્વતંત્ર વીજયપતાકા ફરકાવી. આ સમયે માત્ર ત્રણ વ્યક્તિઓનો વિયોગ તેને વસમો લાગતો હતો. એક પોતાની પ્રિય શુરવીર રાણી કમળાદેવી, બીજો વ્હાલો પુત્ર અને ત્રીજો પોતાના માટે ગમે તેવું પણ કષ્ટ સહન કરનાર અને કિંમતી સલાહ આપનાર સુભટ સેનાપતિ મેનાહાતિ તેઓની તપાસને માટે હવે શું કરવું તેનો વિચાર અત્યારે કરવો અસ્થાને લાગ્યો અને પ્રથમ મહંમદપુરનગરની સર્વ વ્યવસ્થા કરવામાં સૈન્યને ગોઠવવામાં અને પુનઃ યુદ્ધ થાય તો સર્વ સામગ્રી સાવધાનપુર્વક કાર્ય કરવા વ્યુહરચના ગોઠવવા લાગ્યો, નગરમાં સર્વ વ્યવસ્થા કરી પ્રજામાં શાંતી સ્થાપી અને સૈન્યને તદન સાવચેત રહેવાની સખ્ત આજ્ઞા કરી, પોતાના રાજ્ય મહાલયમાં આવ્યો. ધન્ય છે એ નેક વીર ભુપાલને સિંહ મરે પણ તૃણ ન ચરે એ કહેવતનુંસાર કંગાલ દશામાંએ ગેબની ગુફામાં છુપાયેલા આ વિરે પુનઃ પોતાનું રાજ્ય શુરવીરતાથી પ્રાપ્ત કર્યું અને પોતાના ભલા રાજાને પુનઃ ગાદીએ આવેલો જોતાં પ્રજા પણ હર્ષોન્મત બની ગઇ.

## પ્રકરણ ૧૪ મું.

### "નાટોરપતિની નિર્માલ્ય વીરતા" અને "પિતા સામે પુત્રી."

શ્રી સીતારામરાય અને શુરવીર સેનાપતિ મેનાહાતિ જુદા જુદા માર્ગે પ્રયાણ કરી ગયા પછી એ બંગાળી બહાદુરના પરાક્રમને નિહાળ્યા પછી મેનાહાતિ અને કમળાદેવીનું શું થયું તે જોઇએ. સતત ત્રણ કલાકનો સમય અશ્વો ઉપર પુરં ઝડપથી પસાર કરતા તેઓ કમળાદેવીની મદદ માટે જતા આગળ વધતા હતા. વનવગડાની ઘનઘોર ઘટાનો એ માર્ગ હતો. ભયંકર હિંસક પશુઓના ગગનભેદી દીલને મુઝાવી નાખે તેવા કરૂણ અવાજો કર્ણને સ્પર્શ કરતા હતા: સર્વત્ર ભીષણ શાંતી સ્થાપેલી હતી. અને તેટલામાં તેજ માર્ગની બરોબર સ્હામા, રસ્તેથી કોઇ અશ્વની ખરીઓના અવાજ મેનાહાતિનો સાંભળવામાં આવ્યા. આવી ભયંકર રાત્રીએ આ એકજ અશ્વ અને તેનો સ્વાર કોણ હશે, ક્યાં જતો હશે ! કદાચ મહાદેવી તો ન હોય ! એવી કલ્પનાઓ કરવા લાગ્યો. અને પોતે તથા પોતાના સાથીદારો એક ઝાડીમાં તત્કાળ છુપાઇ જઇ આગન્તુક સ્વારને જોવા માટે થોભી ગયા. પરંતુ જો તે કમળાદેવી હોય તો તે જરૂર માર્ગ ભુલેલી હોવી જોઇએ એમ મેનાહાતિએ અનુમાન કર્યું, દુશ્મન પક્ષનો કોઇપણ સરદાર હોય તો તે આફતમાં સપડાઇ ગયો હોય કીંવા ગોપના પહાડ પ્રતિ જવા આ આડા રસ્તે દોરવાઇ જઇ જાસુસી કરનારો હોય તોજ તે સંભવે અન્યથા તે કોઇપણ જાતની કલ્પના ન કરી શક્યો. પરંતુ તેની દરેક કલ્પનાઓ સર્વથા ખોટીજ પડી. ન તો કમળાદેવી હતી કે ન દુશ્મન પક્ષનો સરદાર પરંતૂ તે તો ખુદ શ્રી. સિતારામરાયનોજ જાસુસ નં. ૩ હતો. કે જે એ વીરઆત્માનો એક વખતનો ખાસ અંગરક્ષક હતો. પુર્વના રાજ્યોમાં જાસુસ તરીકે કાર્ય કરનારા મનુષ્યો એવા કુશળ હિંમતવાન અને ચબરાક હતા કે ગમે તેવું કાર્ય આબાદ પે.ર પાડવાની તેમનામાં ગજબ શકિત હતી. મેનાહાતિ મહાદેવી કમળાની મદદે જાય છે એ સમાચાર જાસુસને મળી જવાથી દુશમનોની છાવણીયે વિના કારણ જતા શુરવીર સેનાપતિ અને તેના સરદારોને અટકાવી દેવાના ઉદ્દેશથી જાસુસ નં. ૩ પુરઝડપથી મેનાહાતિને મળવા અને સંદેશો પહોંચાડવા આવતો હતો. એ મેનાહાતિ અને તેના સરદારોને જાણી ગયો હતો. એ તેઓને અત્યંત ગુપ્ત રીતે ઝાડીમાં પલાયન કરી ગએલ પણ જાણી શક્યો હતો. છતાં નિત્ય નિયમ મુજબ તેજ ઝાડી આગળ તેણે પોતાનો અશ્વ થોભાવી શ્રી સિતારામરાયની જયગર્જના ગજાવી. એ તેના સુર ઉપરથી મેનાહાતિ પોતાના વિશ્વાસુ જાસુસને પીછાની ગયો અને તત્કાળ બહાર આવ્યો. અત્યાર સુધી આ જાસુસે બહુજ કિંમતી સમાચારોથી પોતાના રાજાને સાવચેત રાખ્યા હતા અને તેથી મેનાહાતિ આવા જાસુસો તરફ બહુજ દયાભાવથીજ જોતો હતો. જાસુસને જોતાંજ તે બોલ્યો "જાસુસ નં. ૩ કહે શું સમાચાર છે !" તેના જવાબમાં તે જાસુસે જણાવ્યું "નામદાર ! સમાચાર ઘણાજ આનંદના છે, કૃપાવંત બંગાળના નેક વીર ભુપાલે પોતાના રાજ્યને પુનઃ પ્રાપ્ત કર્યું છે. બીજા ખુશી સમાચાર એ છે કે મહારાણી કમળાદેવી દુશમનની દીકરી રાજબાળા રાજા રઘુનંદનની પુત્રી કીશોરીના અતુલ બળ અને ચાતુર્યના પરિણામે દુશમનોના શંકજામાંથી દાસીસહ છુટી ગોપના પહાડ પ્રતિ પ્રયાણ કરી ગયાં છે, પરંતુ મને લાગે છે કે તેઓ અન્ય માર્ગેજ ગયાં હશે. કારણ કે દુશમનોનો ભય સર્વથા નિર્મુળ કરવા અને કદાચીત મુંઢ પકડે

તોપણ તેમને થાપ આપવાના કારણે જુદોજ માર્ગ લીધો હોવો જોઇએ. નહિ તો આપને જરૂર તેઓ આપના માર્ગમાંજ મળી જતે."

આ શુભ સમાચાર સાંભળી સેનાપતિ મેનાહાતિ ઘણોજ ખુશી થયો અને આવી ભયંકર રાત્રીએ પણ આવા સમાચારો ચોપાસથી મેળવી ભયંકર વનમાંજ પહોંચાડવા માટે ધન્યવાદ આપ્યો. અને હવે શું કરવું તેના વિચારમાં પડયો. ગોપની ગુફા ઉપર શ્રી. સિતારામરાયે ખાસ પાંચ સરદારો રાખેલા હતા. એટલે રાણી કમળાદેવી ગુફા ઉપર કયારનીયે પહોંચી ગઇ હશે અને તે શ્રી. સિતારામરાયના મહેમદપુર પ્રયાણ કરી ગયાનાં સમાચાર જાણી કિલ્લા પ્રતિ ચાલી ગઇ હશે એ વિચારે મેનાહાતિ પણ પોતાના ભલા માલિકની મદદે મહેમદપુર તરફ સરદારો સાથે પ્રયાણ કરી ગયો.

જ્યારે સત્ય વસ્તુસ્થિતિ શું હતી તેનું નિરિક્ષણ કરવું અત્રે યોગ્ય થઇ પડશે. દુશ્મનોની છાવણીમાંથી રાજકન્યાના પ્રતાપે મુક્ત થએલી મહાદેવી કમળાદેવી અને દાસીના પલાયન થઇ ગયા પછી થોડાજ સમયમાં રાજા રામજીવન સરદારો સાથે તેની પુંઠ પકડતા આવતો હતો. અહીંથી ગોપનો પહાડ ઘણોજ દુર હતો અને તેથી કદાચિત જો દુશ્મનો જાગૃત થાય અને પીછો પકડે તો સહીસલામત છુટી જવાની ચાલાક બુધ્ધિથી કમળાદેવીએ પોતાનો માર્ગ બદલ્યો અને અન્ય માર્ગેજ પોતાના પવનવેગી અશ્વો દોડયા. પણ કર્મની ગતિ ન્યારી છે. ક્રોધાવેશમાં પાછળ પડેલો રાજા રામજીવન પણ માર્ગ ભુલ્યો. ગોપનો પહાડનો રસ્તો એક બાજુએ રહી ગયો અને તેણે પણ બીજાજ માર્ગ ઉપર પોતાના અશ્વો દોડાવ્યા કે જે માર્ગે કમળાદેવી પ્રયાણ કરી ગઇ હતી. છતાં તે માર્ગ પણ ગોપના પહાડ ઉપર જનાર હતો, પરંતુ કંઇક દુર લાગતો. પરંતુ જ્યાં કિસ્મત ફરે ત્યાં પછી સવળાનું પણ અવળું બને છે. અને તેથી કમળાદેવીનાં શીર ઉપર હજુ પણ આફતના વાદળ ઘેરાયલાંજ હતા. હજુએ તેણીને એક વધુ કસોટીમાંથી ઉતીર્ણ થવાનું બાકી હતું પોતાને થાપ આપી ગેબી મદદથી નાસી જનાર એ બન્ને સ્ત્રીઓ ઉપર વેર લેવા નાટોરપતિ અત્યંત ઉશ્કેરાઇ ગયો હતો. ઘનઘોર નિશાદેવીના સામ્રાજ્યમાં પણ તેના ચપળ અશ્વો પવન વેગે માર્ગ કાપતા હતા. અને કમળાદેવી તેનાથી વધુ વેગે ગોપનો માર્ગ વટાવતી આગળ વધતી હતી. અર્ધ રાત્રી વીતી જવા પછી તે પહાડ પાસે બન્ને સ્ત્રીઓ આવી પહોંચી પણ જોયું તો સર્વત્ર શુન્યકાર. એક પણ સૈનિક તેની નજર સમક્ષ ન આવતાં શંકાશીલ બની પરંતુ વધુ ખાત્રીને માટે તેણે ગુફાનું પણ નિરક્ષણ કરવાના હેતુથી ઉપર ચઢી અને ત્યાં પાંચ પહેરદારો ઉભેલા જણાયા એ સરદારો પોતાની મહારાણીને જોતાં નમન કરી ઉભા રહ્યા, અને સર્વ સૈન્ય મહમદપુર નગર ઉપર ચઢાઇ કરવા સંચરી ગએલાના સમાચાર જણાવ્યા આ સાંભળી એ સરદારો, રાણી અને દાસી સર્વ મહમદપુર જવા નીચે ઉતરવા લાગ્યા અને ત્યાં તો સામેજ એક વિશાળ ટુકડી સાથે કોઇ સરદારને આવતો નિહાળ્યો. અલ્પ સમયમાંજ તેણીને ખાત્રી થઇ ચુકી કે તે અન્ય કોઇ નહિ પણ પોતાની પુઠે પડેલા દુશ્મનો હતા. અને એથી તેમનો સ્હામનો કરવા સર્વ સરદારો, રાણી અને દાસીએ તલ્વાર હાથમાં લીધી પણ સામે સો મજબુત લડવૈયાઓ પાસે સાત મનુષ્યો કયાં સુધી મુકાબલો કરી શકે? રાણીને મ્હાત કરવામાં બહુજ સહેલાઇથી રઘુનંદન ફાવી શકયો. સરદારો અને દાસી દુશ્મનોની તલ્વારના ભોગ થયા. અને રણસૈયામાં પોઢયા. એકલી રાણી જીવતી દુશ્મનોની બંદીવાન બની અને કેમ જાણે મહાન

યુદ્ધ જીત્યો હોય તેમ નિર્માલ્ય બહાદુરી પ્રગટ કરતો રાજા રામજીવન ખુશાલીમાં ગરકાવ બની છાવણી તરફ પ્રયાણ કરી ગયો. જ્યારે રાણી કમળાદેવીને બંદીવાન બનાવી નાટોરપતિ રામજીવન છાવણીમાં આવ્યો ત્યારે તો મધ્યાન સમય થવા આવ્યો હતો. રાણીનું ગુલાબી વદન કાંઇક કરમાયેલું દ્રષ્ટિગોચર થતું હતું. તેનો રતાશ બનેલો ચહેરો ખરેખર દુઃખ ઉત્પન્ન કરતો હતો. આટઆટલા સંકટો શીર ઉપર સહન કર્યા છતાં પુનરપિ દુશ્મનોના હાથમાં પોતાને સપડાએલી જોતાં તેની કાંઇ ખીન્નવૃત્તિ સાફ નજરે પડતી હતી. આ સમયે બંગાળપતિ અને રાજા રઘુનંદન મંત્રગૃહમાં વિચારગ્રસ્ત બેઠા હતા. છાવણીના માર્ગની વચ્ચેથી રાણી કમળાદેવીને બંદીવાન બનાવી ગર્વોન્મત્ત બની મુખ ઉપર હાસ્યરેષાઓ પ્રગટ કરતો રાજા રામજીવન હર્ષભેર દોડયો આવતો હતો અને તેણે બંગાળપતિને પોતાના શુભ આગમનની ખબર આપી. મંત્રગૃહમાં આ સમાચાર પહોંચતાં નવાબ અને રઘુનંદન ઘણાજ હર્ષાવેશમાં આવી ગયા. એ સિંહની સિંહણને પાછી પોતાના હાથમાં આવેલી જોતાં તેઓ ઘણા ખુશાલીમાં આવી ગયા. અને રાજા રામજીવનનો સત્કાર કરવા તંબુની બહાર આવ્યા જ્યારે તેઓ છાવણીના મધ્ય ભાગમાં થઇ પસાર થયા તેજ સમયે કીશોરબાળાની દાસીએ કમળાદેવીના પુનઃ કેદ થયાના સમાચાર રાજબાળાને જણાવ્યા અને તે સાંભળીને તેણી ઘણી દુઃખી થઇ પોતાના અસાધારણ પ્રયત્ન ઉપર પાણી ફરી વળેલું જોતાં તેણીના હૃદયમાં મહાન કષ્ટ થયું. અને વિચારમાં ગરકાવ બની ગઇ, હવે તેની પાસે એક પણ માર્ગ બાકી ન રહ્યો. શું કરવું તેની મુંઝવણમાં પડી ગઇ છતાંયે હવે અબળાને પ્રબળા બની પીતા સામે ખુલ્લી છાતીએ આ આ નીતીનો વીરોધ કર્યા વીના છુટકોજ ન્હોતો. તેણીનું દીલ અંદરખાનેથી ચીરાઇ જતું હતું.

કમળાદેવીનું મુખાવિંન્દ જો કે કરમાયેલું હતું છતાં તે ક્રોધથી એટલી બધી ઉન્મત બની ગઇ હતી કે તેની સામે નજર કરતાં ખરેખર તે ઘડીકમાં શું કરશે તેની કલ્પના થઇ શકતી ન્હોતી. તેની પ્રતિભા એક રણચંડીકા સમાન દ્રષ્ટિગોચર થતી હતી. રાજા રઘુનંદન અને નવાબે રાજા રામજીવનનો હર્ષભેર સત્કાર કરવા અને બંદીવાન રાણી સહીત તેઓ મંત્રણાગૃહમાં પધાર્યા તેઓના અંદર દાખલ થઇ જવા બાદ કિશોરી તત્કાળ પોતાના તંબુમાંથી બહાર નીકળી કામલતા દાસીને ઉતાવળે બહાર જતી જોઇ તે પણ તેની પાછળજ ગઇ. કીશોરી મંત્રીગૃહના તંબુના મુખ્યદ્વાર ઉપરજ છુપી રીતે ઉભી રહી. દાસી પણ ત્યાંજ આવી અટકી. દાસી આ સમયે જરાક ગભરાટમાં હતી. તેને ભય હતો કે ખીન્ન બનેલી અને ક્રોધાવેશમાં આવી જઇ રાજબાળા જરૂર આ સમયે સર્વ વાતનો ભેદ ખુલ્લો કરી નાંખશે. અને પોતે પીતાના જાલીમ અત્યાચારનો ભોગ બનશે. પણ હવે આ સ્થાન ઉપર રાજકન્યાને જરાયે ઉપદેશ દેવો એ અશક્ય હતું. અને તેથી ભાવી ઉપર આધાર રાખી શું બને છે તે જોવા ઉત્સુક બની.

પ્રથમ તો નવાબે રાજા રામજીવનને તેના કાર્યની સફળતા માટે ધન્યવાદ આપ્યો અને પછી વિકાળ સ્વરૂપ ધારણ કરી તે કમળાદેવી સ્હામું જોઇ રહ્યો. રાજા રઘુનંદન તો આ નામચી સમી દેખાતી વિરાંગના પ્રતી ફાટી આંખે જોઇ રહ્યો હતો. અને વેર લેવા તત્પર બન્યો. જો આ સમયે રાણી અને રઘુનંદન એકલાજ હોત તો જરૂર રાજા રઘુનંદન એ રાણી ઉપર અમાનુષિક અત્યાચાર કર્યા વિના યાતો પ્રાણ લીધા વગર રહેતેજ નહીં. તેના હૃદયમાં ધુંગળાઇ રહેલી વેર લેવાની આ ભાવના કમળાદેવી નીરખી શકતી હતી તે સાથે

બહાર ઉભેલી રાજ્ય કન્યા પણ બહુજ સાવધાની પુર્વક આ પ્રકાર જોતી હતી. તંબુ ઉપરના પહેરેદારો રાજકન્યાને એટલા પ્રેમથી-વ્હાલથી જોતા કે તેને માટે કશુંયે બોલી શકતા નહીં. અને થોડીવારે નવાબ ત્રાડ પાડી ગંભીર મુખ ધારણ કરી બોલ્યો.

"રાણી ! તમને ગેબી મદદ આપનારા હતા તે કોણ હતા? અમારી છાવણીમાંથી પરવાનગી વગર પલાયન કરી જવા માટે તમને મદદ કોણે આપી હતી? મારા સવાલનો જવાબ આપો. જરા પણ ઉદ્ધતાઇ કરશો તો આફતને શીરે વ્હોરી લેશો. બંગાળપતિ તમને માનની દ્રષ્ટિએ જુએ છે, તેના પ્રશ્નનો જવાબ સીધો આપશો તો સુખી થશો અને નહીં તો અપાર વેદના સહન કરવી પડશે એ ધ્યાન રાખજો."

ભયનું દિગ્દર્શન કરાવી સાથે પોતાની સંપૂર્ણ માનની લાગણી પ્રગટ કરતો નવાબ રાણીના છુટકારાનો ભેદ જાણવાના હેતુથી બોલ્યો. પણ એતો વિરાંગના હતી. બંગાળપતિ સમા કંઇક વિરોને પોતાની તલવારનું પાણી બતાવ્યું હતું. એજ બંગાળપતિને પણ યુદ્ધમાં એક વખત મ્હાત કરનાર આજ વિર રમણી હતી એટલે લેશમાત્ર ડર રાખ્યા વિના તે બોલી:

"બંગાળપતિ ? શું બંગાળપતિ નવાબ મારાથી અજાણ્યા છે? શું બંગાળપતિ રાણી કમળાદેવીની તલવારના ઘા ભુલી ગયા કે આજ પાછા પોતાની શુરવીરતા પ્રગટ કરવા લાગ્યા? નવાબ સાહેબ! મને ગેબી મદદ આપનાર કોણ હતા તે મારો પ્રાણ જાય તો પણ કદાપી જાણી શકશો નહિં! એટલુંજ નહીં પણ એ વીર વ્યક્તિને ઓળખવા તમો શક્તિમાન નથી. નાટોરપતિ રાજવીઓ પોતાને અત્યંત બલાઢ્ય માને છે. તો તે બળ અબળા ઉપર અજમાવી રહ્યા છો એ તમારી વિરતાનો ઉપયોગ તો બહુજ સારા કાર્ય માટે કરો છો. વીર હો તો વીરો સામે નીતિ પ્રમાણુસર શુરવીરતા જાહેર કરો. અંધકાર અને એકાંત—નિઃશસ્ત્ર અને તે પણ અબળા તેના સતીત્વને નષ્ટ કરવાની શુરવીરતા તમારા મનુષ્ય દેહને રાજપતિના સ્થાનને પણ લાંચ્છન લગાડે છે. તમારાં બળથી રાણી કમળાદેવી અજાણી નથી. તેના ઉપર ગમે તો સિતમના વરસાદ વરસાવસો તો પણ નમાવી શકશો નહિં. અને કદાચીત એવી ભ્રમણા-કલ્પના કે ખ્યાલ રાખતા હો તો તેને કાઢી નાંખવામાંજ ડહાપણ માનજો."

રાણી કમળાદેવી આ શબ્દોચ્ચાર કરતાં એટલી બધી ઉશ્કેરાઇ ગઇ કે તેના હાથમાં શસ્ત્રનીજ ખામી હતી. નહિ તો નિર્માલ્ય નાટોરપતિ બંધુઓને ત્યાંથી સહિસલામત પસાર થવાનું સદભાગ્ય જવલ્લેજ પ્રાપ્ત થતે. આ વાકપ્રહારો રાજા રઘુનંદન સહન કરી શક્યો નહિં. તેનું ભયંકર હડહડતું અપમાન થતું હતું. તેની ધીરજ ખુટી ગઇ અને તત્કાળ પોતાના આસનેથી ઉઠી ઉભો થઇ રાણી કમળાદેવી પાસે આવ્યો અને એક સરદારના હાથમાં થી ચાબુક લઇ કમળાદેવીને મારવા માટે ઉગામ્યો. તે બોલ્યોઃ

"નાટોર રાજનરેશ અને બંગાળપતિનું સખ્ત અપમાન કરનાર રાણી બસ તારી હવે તો જીવતાં ખાલ ઉતારવી પડશે. સાવધાન—" આટલું બોલી તે ચાબુકનો પ્રહાર કરવા ગયો અને ત્યાં તો...

કિશોરીથી આ દ્રશ્ય જોઇ ન શકાયું. મહાદેવી ઉપર થતો સિતમ તેના કલેજામાં કારી ઘા કરતો હતો અને હદ ઉપરાંત જ્યાં વાત વધી ગએલી જોતાં તત્કાળ તે તંબુના અંદરના

ભાગમાં દોડી ગઇ અને નાટોરપતિએ ઉગામેલો ચાબુકનો પ્રહાર રોકવા "ખબરદાર" શબ્દનો ઉચ્ચાર કરી રાણી કમળાદેવીની વચ્ચે આવી ઉભી રહી. પણ એક ફટકો એ કુમળાદેહ ઉપર તો પડયોજ, કિશોરી ચીસ પાડી ઉઠી. છતાં એ પ્રબળ બની હતી. તે બોલી:

"મારો. સિતમ વરસાવો. ચાહ્ય તેટલો. તમારામાં શકિત હોય તેટલો."

બંગાળપતિ અને નાટોર રાજબંધુઓ સજ્જડ થાપ ખાઇ ગયા. રાજા રઘુનંદનના હસ્તે પોતાનીજ પુત્રી ઉપર ચાબુકનો પ્રહાર થયો. તેઓ ત્રણે જણા પોતાના આસનેથી ઉઠયા, દિંગમુઢ બની કિશોરબાળા સન્મુખ ફાટી આંખે જોઇ રહ્યા. કમળાદેવી પણ રાજબાળાના આ વિલક્ષણ કર્તવ્યને–પોતાના પ્રત્યેની અદભુત પ્રેમની લાગણીને જોઇ સ્થંભીત બની ગઇ. અને આ જોતાં રાજા રઘુનંદન ત્રાડ પાડી બોલ્યો.

"કોણ રાજબાળા! તું શા માટે અહીં આવી છે?"

"શા માટે! શું તે સ્હમજવાની બુધ્ધીને વીષયાંધ પીતાએ ગુમાવી છે? એ સ્હમજવાની શકતી તમારામાં કયાંથીજ હોય? હું ખરેખર ભુલી. એનો ખ્યાલ કરવાની તમારામાં બુધ્ધી હોત તો તમે આવી મહાન પતીવ્રતા શુરી ક્ષત્રાણી ઉપર આવો સીતમ શાના વરસાવતે? પરંતુ "કામા તુરાણાં ન ભય ન લજ્જા." તમારા જેવા હવસના કીડાઓને ભય કે શરમજ કયાં હોય છે! અજમાવો, પીતા તમારા ચાબુકના પ્રહાર મહાદેવી ઉપર નહીં પણ તેનો બચાવ કરવા આવેલી તમારીજ પુત્રી ઉપર સંતોષ ન થાય ત્યાં લગી ઝીંકે રાખો. કેમ અચકાઓ છો? શું તમારી પુત્રી છે એટલે? અને આ મહાદેવી ઉપર પ્રહાર કરતાં હાથ ચાલી શકે છે કેમ?" જીંદગીમાં કોઇ પણ દીવસ નહીં જોયેલું નાટોર રાજપતીઓએ આજે જોયું. કીશોરીમાં રહેલું આત્મબળ કેટલું અસાધારણ છે તેને રાજા રઘુનંદન આજેજ પરખી શકયા. છતાં તેને તો એક બચ્ચાંમાંજ ગણી દીધું. ભયનું દિગ્દર્શન કરાવવાની જરૂર જણાત રાજા રઘુનંદન કીશોરીને ગભરાવવાના ઉદેશથી બોલ્યો.

"કીશોરી! તારે વચ્ચે આવવાની જરૂર નથી. બેટા આ તો રાજયના કાવાદાવા એવાજ હોય. જા તું તારા સ્થાનકે ચાલી જા. નકામો પીતાના ક્રોધને વ્હોરી લેવો તે તારા જેવી શાણી પુત્રીનું કર્તવ્ય નથી જા."

"જાઉં? કયાં જાઉં? હું તો મહાદેવીને બચાવવા આવી છું. સ્હમજો. એમ માની લ્યો કે મારૂં શાણપણ આજે હું ભુલી ગઇ છું. આજે તમો તમારી પુત્રી તરીકે ન માનશો પણ પરાજયના રાજવીની અર્ધાંગના કે દીકરી સમજી મારા ઉપર જુલમ કરો એટલુંજ નહીં પણ મહાદેવી સમાન સતીના શરીર ઉપર મુગ્ધ બની જેવી દ્રષ્ટીએ જુવો છો તેવી હવસી વાસનાની દ્રષ્ટીએ તમારીજ પુત્રીને જુવો. શા માટે અચકાવ છો? શું શરીરમાં કાંઇ ફરક છે? સૌન્દર્ય ઇશ્વરે ઓછું દીધું છે? શું આ દેહલતા ઉપભોગ માટે લાયક નથી આવી આવી મર્યાદાને તો તમે ભુલી ગયા છો. રાજાનો ધર્મ રાજકર્તાના નીયમો તેની ફરજ અને ક્ષત્રીના સુત્રને તો ધોઇને પી ગયા છો પછી શું વાંધો છે? ધિક્કાર છે! લ્યાનત છે! હજારો હજાર વાર. આ મહાદેવી તે તારી પુત્રી છે જયારે અન્ય સ્ત્રીઓના શિયળ લુંટવાને અચકાતા નથી. જયારે તમો રાજા બની અન્ય રાજવીઓની રાણીની લજ્જા લુંટતા તમારા

દિલ અચકાતાં નથી તો પછી તમારા જેવા અન્ય રાજાઓ તમારી દીકરીની લાજ લેતાં કેવી રીતે અટકશે? કહો જવાબ આપો."

કિશોરીના આવા ભયાનક શબ્દોના અવાજ રાજા રઘુનંદનના કાન ફાડી નાંખવા પુરતા હતા. તે ગર્જના કરતાં બોલી ઉઠયો. "રાજકન્યા આટલી બધી વાગધારા તારાજ પિતા સ્હામે ચલાવે છે. મર્યાદાને ભુલી જઇ અમર્યાદિત શબ્દોચ્ચાર કરી રહી છે. હા બસ આ મારા અત્યંત લાડપણાનુંજ પરિણામ છે."

"નહિં તમારા લાડપણાનું પરિણામ નહિં પણ તમારા દુષ્ટ કૃત્યો બોલવાની મને ફરજ પાડે છે. વડીલો સ્હામે કેમ વર્તવું. કેવી રીતે બોલવું તેનું મને પુરેપુરું ભાન છે. વડીલોને પોતાની વડીલાઇની પદ્ધી શોભાવવા કર્મો-મર્યાદાનાં લક્ષણો જાળવી રાખવાની પ્રથમ જરૂર છે. એ મર્યાદા એ કર્તવ્યો વડીલ પોતેજ અવળાં કરવા પ્રેરાય પછી ન છુટકે તેમનાં સંતાનોને વડીલો સ્હામે થવા ફરજ પડે છે. સમાનતામાં કર્તવ્યમાં ભાવનામાં અને વિચારમાં તમે દરેક પ્રકારે બેવફા નીવડયા છો, સારા વિચાર સારી વાણી અને સારાં કર્તવ્ય કરવામાં વડીલ પોતાનો ધર્મ ભુલી અવળા માર્ગે સંચારે તો તેનાં સંતાનો જરૂર બળવો જગાડે એમાં નવાઇ શું છે? હું તમારી સ્હામે ઉભી રહી આ બોલું છું-હિંમતથી કહું છું-તમો સાચા હો તો તમારો બચાવ કરો, સત્ય અને નિતીથી, બાકી તો પ્રપંચી જનો ગમે તેવું હડહડતું જુઠું બોલવા માટે તો ઠર્યાજ નથી. આ તમારૂં લાડપણાનું પરિણામ નથી પણ તમારાં નરસા કામોનું પરિણામ છે. હવે તમોને ચાહે તે કરો, જોઇએ તો શીર ધડથી જુદું કરો મને તેની લેશ માત્ર પરવા નથી, સત્યને માટે ધર્મને માટે સાચી ક્ષત્રાણીને છાજે એ પ્રકારે આજે હું આ મહાન સતિ માટે મારો પ્રાણ કુરબાન કરવા તૈયાર છું. ભલે જાન જાય પણ જીવતી છું ત્યાં લગી તો તેમને બચાવીશ."

કિશોર બાળા વડીલોની વડીલાઇની હદ કયાં સુધી હોઇ શકે, સંતાનો ઉપર વડીલોનાં બંધનની મર્યાદા કયા સુધી નીભી શકે તેનું સ્પષ્ટ સ્પષ્ટીકરણ કરતાં બોલી અને પોતાના પ્રાણને પણ કુરબાન કરવા તૈયાર થઇ ગઇ. આ જોતાં રાજા રઘુનંદન કમળાદેવીને નસાડનાર ગુપ્ત મદદગારો તરીકે પોતાનીજ પુત્રીને શંકાશીલ બની નિહાળવા લાગ્યો પણ ત્યાં તો રાજા રામજીવન બોલી ઉઠયો.

"ત્યારે રાણી અને તેની દાસીને નસાડનાર પણ તુંજ હતી કેમ?"

"હા. હું હતી, મેં એ મહાદેવીને તમારા જાલિમ અત્યાચારમાંથી છોડાવ્યા હતાં. એ તો કહો કે ત્યાં તમો શું કરવા મધ્ય રાત્રીએ પધાર્યા હતા? દાસીનાં તંબુમાં શું બન્યું હતું? તમારી શું દશા થઇ હતી? અને આ મારા પિતા (?) પુછો તેમને પણ પુછો કે તમે રાજા કહેવડાવો છો? તો રાજાના ધર્મસુત્રોનું પાલન કેવા પ્રકારે કરો છો? તે પુછો? પુર્ણિમાના ચંદ્રના પ્રકાશમાં હવસી લીલાનો ઉપભોગ કરવા પધારેલા---

"ચુપ" વચ્ચેજ રઘુનંદન બોલી ઉઠયો.

"કેમ ગભરાવ છો? તમારી નિર્લજ્જ બાબતો સંભળાવવાતેજ હું આવી છું. તમો જે સત્યની સાક્ષાત મુર્તિ છો અને રાજયધર્મનાં સુત્રોનું પ્રતિપાલન કરો છો તેની ખાત્રી

કરાવી આપું છું. તમને મુશ્કેટાટ બાંધનાર તમારી પોતાનીજ પુત્રી હતી. મને લાચારીએ તેમ કરવાની જરૂર પડી હતી. મર્દ છો? મર્દ હો તો પેલા કેશરીને તે મહાન નિરાતમાંને તમારી તલ્વારનું પાણી બતાવો. સંતાપો, તમારામાં શક્તિ હોય તો સંતાપો એ સિંહને. અબળાને શા માટે? અબળા ઉપર સઉ કોઇ વિજય મેળવી શકે છે. છતાંયે આ મહાદેવી—અબળા ઊપર જે વિજય મેળવ્યો તે તો જુવો. તમારા હસ્ત ઉપરનું ચિન્હ તમારા વિજયની નિશાની છે, અને આવો આવો કાકા સાહેબ! પધારો તમારા માટે કહેવું જ શું? અરે હંસ થઇ કાગ બન્યા ગુલામડી દાસીના સૌંદર્ય ઉપર ભાન ભુલી. ગધા! શરમ ન આવી! તેની નીદ્રાઅવસ્થાનો લાભ લઇ, ભ્રષ્ટ કરવાની ઇચ્છા રાખતા હતા કેમ! પણ પછી શું થયું! સ્વાર્થ અને વીષયમાં અંધ બનેલાઓને સદબુદ્ધી ક્યાંથીજ સુઝે? પણ યાદ રાખજો કે તમારો વીનાશકાળજ હવે નજદીક આવ્યો છે.

"ભ્રષ્ટ થઇ મતિ અરે જેની, વિનિપાત નિર્મેણુ."

(સરસ્વતી ચન્દ્ર)

જેની બુધ્ધી ભ્રષ્ટ થઇ જેણે અનીતીના માર્ગ ગ્રહણ કર્યા તેતો વીનાશ જરૂર નજદીકમાં હોય છે. હવે હું તમોને છેલ્લો જવાબ આપું છું. મહાદેવીના પુત્ર શ્રીસુર્યસિંહરાય સાથેજ હું લગ્ન કરીશ અને જો તે ન બને તો જીંદગી કૌમાર્યવૃત પાળી ખતમ કરીશ. તે સાથે તમે લીધેલી શ્રી સીતારામરાયના વંશનું નીકંદન કાઢવાની પ્રતિજ્ઞા રહામે મારી પણ પ્રતિજ્ઞા છે કે જયારે હું એ બંગાળી સ્વાતંત્ર્ય પ્રેમી વીરના વંશનું રક્ષણ કરી મહમદનગર ઉપર પુનરપી તેનાજ વંશનું સ્થાપન થએલું જોઇશ ત્યારેજ હું કહીશ કે હું નાટોરપતિની રાજકન્યા હતી. ત્યાં લગી નહીંજ. હું તો અત્યારથીજ એ વીર પિતાના પુત્ર સાથે વરી ચુકી છું. અને તેટલા માટે મેં સત્યનો માર્ગ અખત્યાર કર્યો છે."

ખુલ્લે ખુલ્લી સત્ય બાબતનું સમર્થન કરતાં અને પિતાની રહામે પુત્રીએ લીધેલી પ્રતિજ્ઞા જાહેર કરતાં નીડરતા પુર્વક રાજબાળાએ શબ્દોચ્ચાર કર્યો અને નાટોર રાજબંધુઓ ધ્રુજી ઉઠયા. પુત્રીની આ ભયંકર પ્રતિજ્ઞા? એ સર્વની વિચારમાળા તુટી અને રાણી કમળાદેવી વચ્ચેજ પોકાર કરી બોલી.

"જવાદો રાજબાળા! તમારા પીતાની વીરૂદ્ધ તમારે હથીઆર ઉઠાવવાની જરૂર નથી. મારૂં અને મારા પતિનું મારા વંશનું રક્ષણ પરમાત્મા કરશે પ્રભુએ જે ધાર્યું હશે તેજ થશે. આવા ક્ષુદ્ર મનુષ્યોની લેશ માત્ર તાકાત નથી. કે કોઇ પણ મનુષ્યનો સંહાર કરી શકે યા પ્રાણ છીનવી શકે મારે ખાતર તમારા પીતા રહામે દુશ્મનાઇ ન કરો."

મહાદેવીના શબ્દો સાંભળી રાજકન્યા સ્મિત કરી બોલી: "મહારાણી! ક્ષત્રીયોનો એ ધર્મ છે કે સત્ય માટે ગમે તે મનુષ્ય રહામે શીર સાટે પણ ઝઝુમવું. એમાં ક્ષત્રીય જીવનની સાર્થકતા કિંવા ધર્મરક્ષણ છે. આપ મારી ચીંતા ત્યજી દો. મારા પિતા રહામે મેં લીધેલી પ્રતિજ્ઞા સર્વથા યોગ્ય છે. તેમાં પ્રાણની આહુતિ આપવી પડે તો પણ શું થયું? પિતાએ પોતાની જનેતાની કુખ લજવી છે પરંતુ હું મારી જનેતાની કુખને દિપાવું તોજ મારૂં જીવન સાફલ્ય થયું માની શકાય."

મહાદેવી રાજબાળાના આ શબ્દો સાંભળી અત્યંત પ્રસન્ન થઇ અને નાટોરપતિને ઉદ્દેશી બોલી:

"નાટોર રાજપતિ ! આંખો હોય તો ખોલો, બુધ્ધિ હોય તો વિચારો કે તમારા કરતાં આ એક બાળીકા કેટલા સદ વિચારો ધરાવનારી, ધર્મ પ્રત્યે માનની દ્રષ્ટિથી જોનારી, પોતાની સંભાવિતને પ્રાણથી પણ અધિક ચાહનારી અને જનેતાની કુખને દિપાવનારી બાળા વધુ પોતાની ઉચ્ચ કક્ષાને સ્હમજે છે. પોતાનું કુળ કેવા પ્રકારે ઉજ્જવળ બને તે જાણવાની તેનામાં સંપુર્ણ શકિત છે તેજ બાળાના તમો પિતા કેવું દુરાચરણ આદરી રહ્યા છો ? તેનો કાંઇ પણ ખ્યાલ આવે છે ? છતાં જો તમારે મારો પ્રાણ લેવો હોય, તમારે મારી પ્રતિજ્ઞાને સંપુર્ણ પાળવી હોય તો બેશક વિના સંકોચે તલવાર ઉઠાવો, આ સ્ત્રી પોતાના શીરને અર્પણ કરી દેવા તૈયાર છે."

"બસ એજ નતિજો આવશે અને આ ઉદ્ધત બનેલી છોકરીને બંદીવાન બનાવવાની મને ફરજ પડશે. કોણ છે હાજર ?" રાજા રઘુનંદને પહેરેદારોને હુકમ કર્યો અને તત્કાળ ચાર સરદારો અંદર ધસી આવ્યા. નાટોરપતિએ આજ્ઞા કરી.

"આ છોકરીને બંદીવાન બનાવો અને તેનાજ તંબુમાં સખ્ત પહેરા નીચે રાખો કે ક્યાંય જવા પામે નહિ યા છટકી શકે નહિ. જો તેના માટે જરાય ગફલતીમાં રહેશો તો મોત તમારા માટે જરાય દુર નથી તે યાદ રાખજો." નાટોરપતિની આજ્ઞાનો અમલ થયો. ચાર સરદારો રાજબાળાને ઘેરી ઉભા રહ્યા કિશોરી ખીન્નવદને મહારાણી સમક્ષ જોઇ રહી અને અશ્રુપાત કરતાં બોલી: 'મહાદેવી ! ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો. તે તમારી લજ્જાનું રક્ષણ કરશે. સત્યનો જય થશે. પાપીઓનો અંતે તો વિધ્વંશ થશે. હું તો જાઉં છું પણ મેં લીધેલી પ્રતિજ્ઞા હું એક દિવસ જરૂર પુર્ણ કરીશ અને મારા પિતાના આવા અમાનુષિક અત્યાચારનો બદલો જરૂર લઇશ." આ પછી તે રાજા રાઘુનંદન અને રામજીવન પ્રતિ દ્રષ્ટિ રાખી બોલી:

"પિતાજી ? ભલે તમો મારા દેહને જંજીરોથી જકડો પણ આ હ્રદયને કેવી રીતે બંધનમાં બાંધી શકશો ? હું તો જાઉં છું પણ જતાં જતાં એ કહેની જાઉં છું કે એક દિવસ તમારા પાપકર્મોનો ઘોર બદલો ઇશ્વર તમોને જરૂર આપે અને તે મળે એવું હવે ઇચ્છું છું, પિતાના બુરાને પુત્રી કદિ ન ઇચ્છે પણ લાચાર. સમય મને આવા શબ્દો બોલવા ફ્રજ પાડે છે. હવે મારી તમને જતાં જતાં છેલ્લી વિનંતી એ છે કે જો ઇશ્વરથી ડરતા હો, ક્ષત્રી ધર્મ સ્હમજવાની બુદ્ધિ—પુત્રીનો ઉપદેશ જરા પણ તમારા દિલમાં ઉતર્યો હોય. સારા સારનો વિચાર કરવાની તમારામાં શકિત હોય તો આ પવિત્ર મહાસતિને તેના પતિ પાસે પહોંચતી કરો એજ મારી વિનંતી છે અને નહિ તો યાદ રાખજો કે અબળાના દિલો સંતાપવાથી તેમના અભિલાસને શીરે વોરી લેશે। એટલુંજ નહિ પણ તમારો સત્તાનો મદ ક્ષણવારમાં ઉતારવા પ્રભુ શકિતમાન છે, તે શાહોનો શાહ—રાજાઓનો રાજા મહાન પ્રભુ તમારા દુષ્ટ કૃત્યોનો બદલો એક દિવસ જરૂર આપશે. બસ મારી ફ્રજ પુરી થઇ. હવે હું જાઉં છું. મહાદેવી આ દિકરીના પ્રણામ.' જતાં જતાં એ બાળા મહારાણીના કંઠે વળગી અશ્રુપાત કરવા લાગી. દુઃખી દિલે તે તંબુની બહાર જવા નીકળી અને તેજ પળે તંબુમાં બે સરદારો ગભરાયેલા પ્રવેશ કરી બોલ્યા:

"નામદાર જુલ્મ થયો. જાલિમસિંહનો નાશ થઇ ગયો. સિતાગમરાય વિજયોત્સવની મધ્યરાત્રીએ અચાનક ચઢી આવ્યો, કિલ્લો કબજે કર્યો અને આપણા તમામ સરદારોનો સંહાર થઇ ગયો. મહમદપુર સિતારામરાયની સ્વાધનતામાં ગયું."

આ દુઃખદ સમાચારે છાવણીઓનું વાતાવરણ ફેરવાઇ ગયું. બંગાળપતિ અને નાટોર રાજપતિ બંધુઓના શીર ઉપર વજ્રાઘાત થયો. આ ભયાનક સમાચાર સાંભળી એ દૈવતઃ મનુષ્યો અંધ બની ગયા હોય તેમ જણાયું. આ શું ભયાનક અનર્થકારક ઘટના ! શું મહમદપુર ગયું ? આટલા મનુષ્યોનો સંહાર અને સંગ્રામ ખેડ્યા પછી જે મહારાજ્યને સર કર્યું હતું તે ક્ષણવારમાં ગુમાવેલું જોતાં એ ત્રીપુટી નિરાશાની ઘોર ગર્તામાં ડુબી ગઇ અને એકમેકના સામે જોવા લાગ્યા પોતાના ગુમાવેલા રાજ્યની પૂનઃ પ્રાપ્તિના આનંદદાયક સમાચાર સાંભળી મહારાણી કમળાદેવી કોઇ અનેરા આનંદમાં આવી ગઇ અને પ્રભુનો પાડ માની પોતાના પતિનું અને પુત્રનું રક્ષણ કરવાની પ્રાર્થના અંતરમાંજ કરવા લાગી. અને તે સાથે રાજબાળા પણ ઘણીજ ખુશી થઇ પોતાના વચનોનું ઉલ્લંઘન કરનાર પિતાની નીચ મહત્વાકાંક્ષાઓ તેમના દુર્વર્તનોનું કેવું પરિણામ આવ્યું તેનો તાદ્રશ્ય ચીતાર નજરે પડતાં તે બોલી:

"જુવો મારા શબ્દોનું તત્કાળજ ફળ નજરે જુવો પિતાજી. જવા દ્યો આ રાજ્યલોભની દુર્વાચ્છના આ કોપાગ્નિનો જવાળામુખી અત્રેથીજ શાંત કરી સંપ અને સ્નેહ કરી, એ મહાબાહુની મૈત્રિ તેની દોસ્તી બાંધી પોતાના રાજ્યમાં પ્રયાણ કરી જાવ તેમાં હજી તમારી શોભા છે તેમાં તમારી સંભાવિતનું સંરક્ષણ છે. તેમાંજ તમારી નામના છે અને નહિ. તો તમારો વિનિપાત જરૂર થશે. એ તમારી બાળકીના શબ્દો ખાસ ધ્યાન રાખજો. હું જાઉં છું યોગ્ય લાગે તે કરવા સ્વતંત્ર છો. પિતાજી પ્રણામ, મહાદેવી પ્રણામ." આટલા ઉપદેશનાં વચનોનો ઉચ્ચાર કરી રાજબાળા તંબુ છોડી પહેરેદારો સાથે ચાલી ગઇ. અને સર્વે જણા વિચારમાં ગરકાવ બની મૌન ધારી ઉભા રહ્યા. પરંતુ સમયને જાણનારો નવાબ વધુ વખત થોભી ન શકયો. અને તે સંપુર્ણ એકજ નિશ્ચય કરી બોલ્યો:

"નાટોરનરેશ ! એમ વિચાર કર્યે કંઇજ વળે નહિ હવે તો આ પાર કે પેલે પાર એકજ સિધ્ધાંત હોઇ શકે. કાં તો સિતાગમરાયનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરીને તમારી પ્રતિજ્ઞા પુર્ણ કરવી યાતો સંગ્રામમાં પ્રાણની આહુતિ આપવી. આથી મારી તમને એજ સલાહ છે કે સહવાર થતાં સર્વ સૈન્યને લઇ યુધ્ધ સામગ્રી સાથે કિલ્લા પ્રતિ પ્રયાણ કરી જવું. અને હું બાદશાહ ફરૂખશીર પાસે દિલ્હી જઇ આ હકીકત જાહેર કરી અન્ય સૈન્ય લઇ મદદે આવું છું. તે સાથે આ જેસોર જીલ્લાનું બુલબુલ પણ બાદશાહના જનાનાને સંપૂર્ણ શોભા આપનારું હોવાથી તે બાદશાહના ચરણોમાં ભેટ ધરીશ અને તેથી તમોને પણ અધીક લાભ કિંવા તમારું શ્રેય થવા ઉત્તમ સાધન બનશે અને દિલ્હીનરેશની મહેરબાનીની મેળવી શકશો. કહો ! તમોને આ બાબતમાં કાંઇ વાંધો છે ?"

બંગાળપતિનું કથન સાંભળી નાટોરરાજ બંધુઓ હર્ષોદધિમાં આવી ગયા અને તેઓએ નવાબના કથનને માન્ય રાખ્યું. રાણી કમળાદેવી બંગાળપતિના કથનને સાંભળી ઘણીજ ખુશી થઇ એટલા માટે કે દીલ્હીનો સુલતાન પોતાના પતિનો જીગરજાન દોસ્ત હતો. અને

હકીકત તેની સમક્ષ રજુ કરી ન્યાય માંગવાની અને આવા શયતાનોને શીક્ષા કરાવવાનીજ તેના અંતરની તમન્ના હતી. તેથી તે વધુ ખુશી થઇ. નાટોરપતિએ એમજ ધારેલું કે દીલ્હીના શહેનશાહના જનાનાનું નામ માત્ર સાંભળતાં રાણી કમળાદેવી ખીન્ન બનશે કિંવા ઉશ્કેરાશે. પણ તેમાંનું કાંઇપણ ન જોતાં ઉલટું તેના મુખારવિંદ ઉપર પ્રસન્નતાની છાયા છવાએલી નિહાળતાં તે વધુ વિચારમાં પડી ગયો. અંતે એ નિશ્ચય થયો કે પ્રભાત થતાં આજની રાત્રી છાવણીમાંજ ગાળી બીજે દિવસે સવારે નાટોર રાજબંધુઓએ સૈન્ય અને સંગ્રામની સામગ્રી સહિત મહમદપુર નગર ઉપર ચઢાઇ લઇ જવી અને બીજી તરફ કેટલાક સરદારો સાથે રાણી કમળાદેવીને લઇ નવાબે દીલ્હીના માર્ગે પ્રયાણ કરવું. તે સમયે રાણીને બંદીવાન બનાવી જે તંબુમાં તેણીને પ્રથમ રાખવામાં આવી હતી ત્યાં બહુજ સાવધાનપુર્વક લઇ જવામાં આવી અને આ મંત્રણાગૃહમાંથી ત્રીપુટી પણ વિસર્જન કરી ગઇ.

---

## પ્રકરણ ૧૫ મું.

એક મુન્શી સાહેબ કહી ગયા છે કે:—

અઝીઝ આંમ ગયે, અહલે ઇસ્લામ ગયે,
જીતને આયે સો તમામ ગયે,
મગર ઉન્હીકા આના ઠીક હુવા,
જો નેક નામ ગયે, ઔર નેક નામ રહે.”

દિલ્હીના શાહ ફરૂખશીના જીવન ઇતિહાસમાં, તેના રાજ્ય શાસનના સમયમાં, તેની જીંદગીની ઉજ્જવળ-ઓતપ્રોત ભરી શોભા આપનાર, અને ભવિષ્યના ઇતિહાસ વેત્તાઓનો, પોતાના રાજ્યકાળની એકજ ઘટના કે જે-હિંદુ-મુસ્લિમ-ભિન્ન જાતિઓ વચ્ચેના અદ્ભુત પ્રેમ-સંપ અને શાંતિના વાતાવરણને છવરાવી દીધું હતું, તે ઐતિહાસિક બનાવનો ઉલ્લેખ, ખરેખર તેના નામને કામને અને પદ્વિને મહાન શોભા આપનાર નીવડ્યો હતો. ઇતિહાસ વેત્તાઓને એવી પરમ સુંદર ઘટના આલેખવાની જે તક મળી અને તેથી દિલ્હીસમ્રાટ શાહ ફરૂખશીરની નામના બંગાળના ઐતિહાસિક બનાવથી જે અમર બની ગઇ તેવી એક પણ બીજી ઘટના તેના રાજ્યશાસનના કાળમાં ક્યાંય જોવામાં નથી આવતી.

‘ગંગાજી’ ના એક વિશ્વ વિખ્યાત ‘કાવ્યતીર્થ શાસ્ત્રીજી’ કે જેઓનું શુભ નામાભિધાન શ્રી રાધારમણ શર્મા છે, તેઓ એક પત્રમાં લખે છે કે:—

“એક ઔર ત્યાગિયોંકે ત્યાગકા અપૂર્વ દ્રશ્ય,
ઔર સ્વત્વ આર્પિત હેતુ સુંદર પ્રયાસ હૈ.”

દિલ્હીસમ્રાટ શાહ ફરૂખશીરે આવો એકજ સુંદર પ્રયાસ હિંદુ-મુસ્લિમની એકતા માટે સંપ અને સુલેહના બીજ વાવવા માટે અઠંગ પ્રયાસ કર્યો હતો. ઘણાયે હિંદુ રાજાઓને તેણે પોતાના અસીમ પરાક્રમથી નમાલા ખંડીયા બનાવ્યા હતા. પણ એ વીર પુરૂષોના વિરત્વની કદર કરનાર બહુજ ચાલાક કદરદાન શહેનશાહ હતો. બંગાળના બહાદુર વિર શ્રી. સિતારામરાયને મારી ખંડીયો બનાવવાના અને તેનામાં કેટલું બળ સામર્થ્ય છે તે જોવા માટે ઘણીયેવાર

એવા પ્રસંગો તેણે ઉપસ્થિત કર્યા હતા અને આજ્ઞાઓ આપી હતી. એટલુંજ નહિ પણ પોતે ખુદ્દ તેની સ્હામે યુદ્ધક્ષેત્રમાં ઉતર્યો હતો. છતાં એ મહાબાહુના પરાક્રમોને જોઇ ઘણોજ પ્રસન્ન થયો હતો અને કદર કરી જેસોર જીલ્લાની અખુટ સમૃદ્ધિ-રાજ્યના સ્વતંત્ર માલીક તરીકે જાહેર કર્યો હતો. સાથે પોતે તેના તરફ એટલો આકર્ષાયેલો હતો કે સમયે સમયે શ્રી. સિતારામરાયને તે દિલ્હીના શાહી મહેમાન તરીકે પધારવા આમંત્રણ આપતો અને એક વખતનો કટ્ટો દુશ્મન હિંદુ રાજાનો જીગરજાન દોસ્ત બની ગયો હતો. આવી પ્રતિભા, આવું પરાક્રમ, આવી દોસ્તીનો સાથ દેવા લાયક અત્યુત્તમ ગુણો માત્ર તેણે શ્રી. સિતારામરાયમાંજ જોયા પરંતુ આ દોસ્તીનું સ્વરૂપ અન્ય રાજાઓ માટે વિષ સમાન થઇ પડયું હતું. અને તેથીજ નાટોરપતિના દિલમાં ઇર્ષાગ્નિનો જ્વાળામુખી પ્રગટ્યો હતો એ આપણે "દિલ્હી દરબાર" માં જોઇ લીધું હતું. અસ્તુઃ પણ તે પછી આ બીજો પ્રસંગ તેના જીવન ઇતિહાસમાં તો અમરજ રહી ગયો. દિલ્હીસમ્રાટથી અત્યંત ગુપ્ત રીતે જગાવેલો. શ્રી. સીતારામરાય સ્હામેનો નાટોરપતિ રાજબંધુઓનો બળવો અને બંગાળપતિએ તેમાં દીધેલો હાથ. તેનાથી નિપજેલું પરિણામ દિલ્હીના સમ્રાટથી અજ્ઞાત નહોતાંજ. પણ જ્યાં સુધી પોતાના દોસ્ત શ્રી. સીતારામરાય તરફથી આ બાબતના સમાચાર કે મદદની માંગણી ન થાય ત્યાં લગી તેણે ચુપકીદી અખત્યાર કરી હતી. એટલા માટે કે તેને આ પ્રસંગે આવા શયતાનોને એવા વિર પુરુષના હાથેજ શિકસ્ત આપવાનો વિચાર હતો, અને કદાચ જો શ્રી. સિતારામરાય માટે કાંઇપણ અનર્થકારક ઘટના ઉપસ્થિત થાય તો એ અણીને વખતે સંપુર્ણ સાથ દેવાનો પોતે ગુપ્ત નિશ્ચય કર્યો હતો. છતાં આ યુદ્ધના સમાચારની એક પણ બાબત ન તો નાટોરપતિએ કે બંગાળપતિએ દિલ્હીસમ્રાટને પહોંચાડી હતી અને તેથી આ ત્રણે રાજવીઓ ઉપર આવો અસંતોષ પ્રગટાવવા વિનાકારણ યુદ્ધ કરી અનેક સૈનિકોનાં જાન લેવરાવી, યુદ્ધમાં લોહીની નદિઓ વહેવરાવવા માટે વધુ ક્રોધી બન્યો હતો. પરંતુ કુદરતે દિલ્હી સમ્રાટ શાહ ફરૂખશીરના જીવન ઇતિહાસમાં અને તેના નામને ઉજ્જવળ કરવા માટે આગળથીજ વિધાતાએ જે ઘટના ઘડી રાખી હતી તેનો સમય આપોઆપ આવી પહોંચ્યો અને શાહે પોતાનું નામ ઇતિહાસના પાના ઉપર સુવર્ણાક્ષરે નોંધાવી દીધું. એક બાજુએ મહમદપુર નગર ઉપર રાજા રઘુનંદન અને રામજીવન ચઢાઇ કરવા પ્રસ્થાન કરી ગયા. બીજી તરફ નવાબ મહાદેવી કમળા કુમારીને લીધે દિલ્હી કેટલાક સમય પછી આવી પહોંચ્યો. દિલ્હી દરબારમાં નવાબ મુર્શિદ કુલીખાંનું અચાનક આવાગમન શાહને કાંઇક આશ્ચર્યમાં ગરકાવ બનાવી દેવા પુરતું હતું. એક ખાસ આજ્ઞાથી દિલ્હીનો દરબાર ભરવામાં આવ્યો. દરેક દરબારીઓ પ્રજાજનો ઉંચી પદ્દિને શોભાવનારા વીર પુરુષો, આજના દરબારને કાંઇક વિચિત્ર પ્રકારથી નિહાળતા હતા. કારણકે એવું એક પણ કારણ નહોતું કે જે માટે સમસ્ત દિલ્હી દરબાર ભરવાની જરૂર રહે. આજના આકસ્મિક દરબારમાં શું શું બનવાનું છે તેની ગણત્રી ખુદ શાહેજ કરી હતી. આ દરબાર ભરાવવામાં તેનો એક ખાસ હેતુ સમાયો હતો. અને એ ગુઢ રહસ્યથી કોઇપણ વ્યકિતને તેણે જ્ઞાતા કરી જાહેર કર્યું નહોતું.

દરબારનો સમય થતાં નિત્ય નિયમાનુસાર સર્વ દરબારીઓ હિંદુ સામંતો દરેક રાજ્યનાં પ્રતિનિધીઓ દિલ્હીના બહાદુર મુખ્ય યોદ્ધાઓ પણ આવી પહોંચ્યા પછી શાહનું આગમન થયું. અને મલેંએ કુનિંશ બજાવી તેને માન આપ્યું. આજે ખાસ નૃતિકાઓ બોલાવવામાં આવી હતી. આ દરબારમાં આજે એક નવી વ્યકિત સૌને મોખરે વિરાજી હતી. અને સમસ્ત

દરબાર તેનેજ નિહાળી રહ્યો હતો. આની એક મહાન શકિતના આગમનમાં જરૂર કાંઇક કુડો ભેદ સમાયેલો સૌ કોઇ મુત્સદી વર્ગ માનતા અને શું હકીકત હતી તે જાણવા તેઓ ઘણા આતુર હતા.

દિલ્હી દરબારમાં એ નૃત્ય ગાનનો જલ્સો પુર્ણ થતાં શાહે બંગાળપતિને પ્રથમજ પ્રશ્ન કર્યો.

બંગાળપતિ? આપનું આગમન અચાનક શા કારણથી થયું છે? અને આપ જે અમુલ્ય વસ્તુ લાવ્યા છો તે શું છે?"

'નામદાર!' શાહે સુલતાન ગરીબ પરવર આપ એ જાણી ઘણાજ ખુશી થશો કે જેસોર જીલ્લાનું એક અમુલ્ય જવાહીર હું આપને માટે અત્યંત પુરૂષાર્થ કરી જીતી લાવ્યો છું. જેસોર જીલ્લાનો સ્વતંત્ર રાજા શ્રી. સિતારામરાય, કેવો ટેકીલો અને સ્વરાજ્યાભિમાની છે એ, આપનાથી અજ્ઞાત નથી. પરંતુ એ સાથે તેના ઉધ્ધત સ્વભાવને પણ ભુલી જવાનું નથી. નાટોર રાજનરેશ રાજા રઘુનંદન અને રામજીવન સમા વીર રાજવીઓનું અને મારૂં અપમાન તે સાથે આપ સમા શહેનશાહનું પણ હડહડતું અપમાન થયેલું મારા જાણમાં આવતાં હું ખરેખર અત્યંત ઉશ્કેરાઇ ગયો હતો. નવાબે જેમ યોગ્ય લાગે તેમ વાત ગોઠવવા માંડી કે જેથી ખુદ શાહ પણ શ્રી. સિતારામરાયનો જે દોસ્ત હતો તે દુશ્મન બની જાય. શાહે પ્રશ્ન કર્યો.

"એવી શું ઘટના બની કે જેથી ત્રણે રાજવીઓનું અપમાન કરવાની જરૂર પડી?"

"મુલ્કે માલીક! તેજ હું કહું છું. નાટોર રાજ્યપતિ બંધુઓએ પોતાની એકની એક કન્યા ગુણીયલ બાળા કિશોરીનો વિવાહ સંબંધ સિતારામરાયના પુત્ર સાથે કરવા માટે વિચાર કરી આ માંગણી કબુલ રાખવા તેના દરબારમાં ખુદ નાટોરપતિના બુધ્ધિમાન અને શાંત પ્રકૃતિના પ્રધાન ગયા હતા. પણ એ માંગણીનો અસ્વીકાર કરતાં શ્રી. સિતારામરાયે કહ્યું 'દિલ્હી શહેનશાહના ગુલામ રાજવીની કન્યા મારા પુત્રના વિવાહ માટે ન શોભે' છતાં પ્રધાને અતિ વિનયપૂર્વક વર્તન ચલાવ્યું અને કહ્યુઃ 'જો તમો આવું દિલ્હી સમ્રાટ કે જેઓ શાહના શાહ છે તેમનું અપમાન કરશો, નાટોરપતિની માંગણીનો અસ્વીકાર કરી તેમની સંભાવિતતા ઉપર હાથ નાંખશો તો પછી અમારે બંગાળપતિને આ બાબત જાહેર કરવી પડશે. પરંતુ એ અભિમાનમાં અંધ બનેલા રાજાએ બંગાળપતિ તો મારો ગુલામ છે તે સાથે દિલ્હીનરેશનો મને ડરજ નથી. આટલું જણાવી એ વિનય અને વિવેકથી વર્તનારા પ્રધાન ઉપર તેણે અપાર જુલ્મ ગુજારેલ અને સાથે ગયેલો બ્રાહ્મણ એ બંને જણા જીવ બચાવી ન્હાસી છુટયા. આ બાબતના સમાચાર મને મળતાં નાટોરપતિની ઇચ્છાને માન આપી હું તેમની મુલાકાતે ગયો અને એવા નિર્લજ્જ રાજાનો પરાજય કરી તેનું રાજ્ય દિલ્હી સમ્રાટના હસ્તમાં અર્પણ કરી દેવાની ઇચ્છાથી એક યુદ્ધ થયું. અને તેમાં એ ઉધ્ધત સ્વભાવનો રાજા જીવ બચાવવા તેના પરિવાર સાથે ન્હાશી છુટયો અને ગોપની ગુફામાં સંતાઇ ગયો. અને અમે જેસોરનું મહંમદપુરનું રાજ્ય અમારે સ્વાધીન કરી તેના ઉપર રાજ્ય કારભાર ચલાવવા માટે રાજા જાલિમસિંહને નિયુકત કર્યા. પરંતુ થોડાજ સમય પછી તેણે છુપી રીતે કિલ્લાના ગુપ્ત દ્વારથી પ્રવેશ કરી રાજા જાલિમસીંહનો નાશ કરી નાખ્યો. અને એક બાજુએ તેની રાણી કમળાદેવી અમારો નાશ કરી નાંખવા પાંચસો સરદારો સાથે એક રાત્રે અમારી છાવણીમા આવી. પરંતુ

સુભાગ્યે અમો ત્રણે રાજવીઓના પ્રાણ ખુદાએ બચાવ્યા અને રાણીને કૈદ કરવામાં આવી. રાજા જાલીમસિંહના આજ સમયે મૃત્યુના સમાચાર મળતાં નાટોરરાજબંધુઓ પુનરપિ શ્રી. સીતારામરાય ઉપર ચઢાઇ માટે સંચર્યા અને હું રાણી કમળાદેવીને કૈદ કરી એના દંડ તરીકે તેણીને........"

નવાબ એ શબ્દો પુર્ણ કરે તે પહેલાં તો એક બુરખામાં છુપાયેલી વ્યક્તિ પોતાની અદભુત, પ્રતિભા અને વાણીનો ઉચ્ચાર કરતી દરબારમાં પ્રવેશી બોલીઃ

"બસ–તમારી જબાં ત્યાંજ અટકાવી દયો. હડહડતું જાઠું–અને દિલ્હીના સમ્રાટને ઉશ્કેરી મુકી–એ ભલા નેક વિર. હિંદુત્વાભિમાની–સંપ અને શાંતિના ચાહનાર હિંદુ રાજાને નિંદાના આરોપોથી કલંકિત બનાવો. શક્તિ હોય તો આ શાહોના શાહ સમક્ષ સત્ય બાબત રજુ કરો અને નહિં તો–હું પોતે સર્વ બાબતોની સત્યતાની સાક્ષી સાબીત કરી આપીશ."

આગન્તુક વ્યક્તિના શબ્દોચ્ચારે દરબારમાં ગંભીર વાતાવરણ છવરાવી દીધું. નિઃસ્તબ્ધતા અને અદ્ભુત શાંતિ દિલ્હી દરબારમાં આવી કોઇ પણ સાથે ન્હોતી છવાઇ. આજનો આ પ્રસંગ કોઇ અલૌકિકજ નીવડયો. આ આગન્તુક વ્યક્તિને ઉદેશી સમ્રાટ બોલ્યોઃ

"બુરખામાં છુપાએલ વ્યક્તિ! પ્રથમ તું કોણ છે તે જાહેર કર. અને આમાં સત્ય શું છે અને શું બનાવ બનેલો છે તે નીવેદન કર." દીલ્હી સમ્રાટ અતિ નમ્રતાપુર્વકનું બોલવું અત્યંત અસરકારક હતું. અને તેથી એ બુરખાધારી વ્યક્ત વિનયપુર્વક બોલીઃ "ઓ શાહોના શાહ! જો તમારા દિલમાં રહેમ હોય સારાસારનો વિચાર કરવાની શક્તિ હોય, જો કુરાને શરીફના કાનુનો માટે માન હોય તો હું ઇન્સાફ ચાહું છું. મને ઇન્સાફ આપો. બંગાળપતિ! ઓહ! તેણે કહેલી બાબતમાં એકેએક શબ્દ જુઠાણાથી ભરેલો છે. શ્રી. સિતારામરાયે પોતાની વાણી અને પોતાનાં વર્તનને લજાવે તેવો એક પણ શબ્દોચાર આપના માટે કર્યાજ નથી. નાટોરરાજપતિની કન્યાનો સ્વીકાર કરવો યા ન કરવો એ મહંમદ પુર નરેશની મુનસફીની વાત છે, પરંતુ આ ખોટું તરકટ જે ઉભું કરવામાં આવ્યું છે તે તો તદન આપને ઉશ્કેરવા ખાતર છે. આપ એ મહાબાહુના અત્યંત પરિચયમાં આવેલા છો પરંતુ નવાબે તેની રાણી માટે જે કહ્યું તે પણ સદંતર અસત્યથી ભરપુર છે, પુછો તેમને પુછો કે રાણી કમળાદેવીને બંદીવાન કેવી રીતે બનાવી તેમાંથી તે મુક્ત કેવી રીતે થઇ, નાટોરપતિની રાજકન્યાએ શું શું કર્યું ? અત્યારે એ બાળા બંદીવાન કેમ થઇ અને રાણી કમળાદેવી ઉપર અમાનુષિક અત્યાચાર કેટલા થયા ? દગાથી કેવી રીતે પકડવામાં આવી ? પુછો ઓ શાહ! આ હકીકતોના તેનાજ મુખે જવાબ માંગો !"

દિન અને દયાર્દ્ર સ્વરે એ વ્યક્તિએ આટલું કહેતાં શાહ વિસ્મય પામ્યો, તે બોલ્યો.

"ખરેખર, જરૂર આ વાતમાં ઉંડું રહસ્ય સમાયું છે. પણ તું કોણ છે ?"

"હું કોણ છું ? જુવો ખાત્રી કરો." આટલું બોલતાંજ એ બુરખાધારી વ્યક્તિએ પોતાના મુખ પરથી બુરખો દુર કર્યો અને સર્વ સભા સ્તબ્ધ બની ગઇ. તે બોલી.

"આપના પ્રિય મિત્ર અને મહંમદપુરનગરના સ્વતંત્ર રાજાની રાણી કમળાદેવી."

"કોણ કમળાકુમારી ? આ શબ્દોચ્ચાર કરી શાહ આસનેથી તત્કાળ ઉભો થઇ નીચે ઉતર્યો અને એ મહાદેવીના ચરણમાં નમન કરી ઉભો રહ્યો. "દેવી ! આ કેવી અનર્થકારક ઘટના ! આ શું હકીકત થઇ ! નવાબ સાહેબ..."

વચ્ચેજ નવાબ પોકારી ઉઠયો.

"નામદાર ! આ જેસોર જીલ્લાનું ભુલભુલ લડાઇના દંડ પેટે હું આપને અર્પણું"...

"બસ ચુપ કરો. એક પણ શબ્દોચ્ચાર કરશો તો શાહના કોપને શીરે વ્હોરી લેશો. રાણી શું સત્ય છે તે જાહેર કરો"

એ દેવાંશી દેવીનું સત્ય કથન સર્વસ્વ સાંભળતાં દિલ્હિનો શાહ અત્યંત નાટોરપતિ અને બંગાળપતિ ઉપર કોપાયમાન થયો અને કમળાદેવીને ઉદેશી બોલ્યો.

"મહારાણી ! તમો મારાં બ્હેન છો. આપ લેશ માત્ર ભય ન રાખશો. શાહ ફરૂખશીર પ્રજાની વહુ દિકરીઓને પોતાની જનેતા કિંવા બહેન તરીકે લેખે છે અને આપ તો પ્રિય શ્રી. સીતારામરાયનાં ધર્મપત્નિ એટલે મારાં તો જનેતા તુલ્ય છો, મહાદેવી–આપ જરા પણ દિલમાં ભય ન ધારશો દિલ્હીનો સમ્રાટ અદલ ઇન્સાફ કરશે. આ પછી તે બંગાળપતિ સ્હામે વક્રદ્રષ્ટિ કરી બોલ્યો.

"નવાબ સાહેબ, પ્રથમ ભુલ તમારી છે. આ યુદ્ધના સમાચાર મારાથી અજ્ઞાત રાખવામાં તમારો અને નાટોરપતિનો કાંઇક ગુપ્ત હેતુ હતો, એ હું જાણી શકું છું. છતાં હવે આ સંગ્રામને બંધ કરવાની તમને આજ્ઞા છે અને જેમ બને તેમ આપજ વહેલા સિધાવી સુલેહ જાહેર કરો અને એ હિંદુત્વાભિમાની રાજાનું રાજ્ય તેને પાછું સોંપો. મહાદેવી ! હું આપને કોઇપણ શર્ત વગર મુક્ત કરૂં છું. હવે આપની શું ઇચ્છા છે ! તે જણાવો !"

રાણી આ સાંભળી શાહને ધન્યવાદ દેતી બોલી "ભલા શાહ ! તમારી વાણી અને વર્તન ખરેખર નિરાળાંજ સરજાયાં છે. આજે તમોએ દિલ્હિ સમ્રાટ શાહોના શાહની ઉપાધિને શોભાવી છે એ માટે આપની હું આભારી છું. આપને શુભાશિષ દઉં છું. આપ મને મુક્ત કરો છો એટલે હવે તો હું એ યુદ્ધમાં મારા પતિને સત્વર મદદ આપવા જવાની ઇચ્છા રાખું છું. દુશ્મનોને તેમના અપરાધનો દંડ આપવા મારૂં જીગર તલસી રહ્યું છે. માટે કૃપા કરી મને મારા પતિ પાસે સત્વર પહોંચતી કરવા મારી આપને નમ્ર પ્રાર્થના છે."

શાહે રાણીની ઇચ્છાને માન આપ્યું અને તત્કાળ એ વિર રમણીને કેટલાક સરદારો સાથે મહંમદપુરનગર પ્રતિ અત્યંત સન્માન આપી વિદાય આપી.

આજ સમયે બંગાળપતિએ એક તરકટ રચ્યું જે સમયે રાણી અને શાહનો વાર્તાલાપ ચાલતો હતો એજ વખતે બંગાળપતિએ પોતાના એક ગુપ્ત દૂતને કે જે એ સમયે ત્યાંજ ઉભો હતો એને કાંઇક ગુપ્ત રીતે વાત જણાવી. અને રાણીના ગમન કરી ગયા પછી એ દૂત પણ તત્કાળ તેની પાછળ જ ચાલી નીકળ્યો. નવાબ પોતાના કાર્યમાં આવી નામોશી પ્રાપ્ત કરવાથી ઘણોજ ખીન્ન થઇ ગયો

અને આ બધાનું મૂળ કારણ ઉપસ્થિત કરનાર નાટોરરાજવી ઉપર પોતાનો ગુસ્સો ઉતારવા લાગ્યો. તેનું મુખ નિસ્તેજ બની ગયું ! જે મહાન આશા અને યશ પ્રાપ્ત કરવા તેણે લાલસા રાખી હતી તે ધુળ થઇ હતી. ઉલ્ટુ પરિણામમાં શાહની ખફગીને વ્હોરી લેવાનો સમય મળતાં તેની નિરાશાનો પાર ન રહયો. છતાં હવે તો મુંડાવ્યું તે પૂરૂ કર્યેજ છુટકો એવો વિચાર કરી રાણીને જીવતીજ ઠાર કરી નાખવાના ઉદ્દેશથી તેણે એજ દરબારમાં કેવું તરકટ કર્યું હતું તે આપણે જોઇ ગયા અને ભવિષ્યે શું થાય છે તે જોશું.

નિચ પ્રકૃતિના પુરૂષો મનુષ્યોને ગમે તેટલો, બોધ-સદુપદેશ આપો તો પણ આખરે પણ પથ્થર ઉપર પાણીજ હોય છે. દિલ્હિસમ્રાટે ફરમાવેલી-સુલેહ કરવાની આજ્ઞાનો-તેણે કેવો ઉપયોગ કર્યો તે આપણે જોવુંજ રહ્યું. પ્રિય પાઠકો તથા પાઠીકાઓ હવે આપણે મહમદપુરમાં શું બન્યું તે જોવાય ત્યાં લગી દ્રષ્ટી પહોંચાડવીજ જોઇએ.

---

## પ્રકરણ ૧૬ મું.

### "સ્વાતંત્ર્ય સંગ્રામ" યાને "વિરો અને વિરાંગનાઓની વિર શૈયા."

"સુભત શિરોમણિ નહિં ઉઠતે કાપુરૂષ પર આપના હાથ,
કભી નહિં મૃગરાજ ઠાનતે અપના યુદ્ધ અજાકે સાથ.
યદ્યપિ ટુકડે ટુકડે હોકર કટ જાતા હૈ સકલ શરીર,
કીન્તુ નહિં પીછે હઠતે હૈં રણ બાંકુડે લડાકે વીર.
નિર્ભય નિડર ડરે રહેતે હૈં કરનેકો હૈનિક સંગ્રામ,
આત્મસમર્પણ કરકે કરતે નહિં કલંકિત કુલકા નામ,
કોટી કોટી સેના લખિ અરીકી શુર ન હોતે હૈં ભયભીત,
જય પાના અથવા મર જાના હી હોતી હૈં ઉનકી નિત."

(વિર સંદેશ માસીકમાંથી-દિવ્ય-કવિ.)

વિરો અને વિરાંગનાઓનું અંતિમ ધ્યેય જય-વિજય પ્રાપ્ત કરવો યા તો આત્મબળીદાન દઇ કિર્તિ અમર કરવાનું જ હોય છે. એટલા માટે કે કુળનું નામ પોતાની સંભાવત જનનીની કુખ ન લાજે, એ વિજયશાળી થવા માટે વિર મનુષ્યો સદાયે પોતે રણ-શૈયામાં પોઢવા માટેજ આતુર હોય છે. વિજયપતાકા ફરકાવી અંતિમ ધ્યેય પોતાના રાજ્યને પ્રાપ્ત કરવાની તીવ્ર તમન્ના સેવતો શ્રી સીતારામરાય આખરે પણ પોતાની શુરવીરતાના યોગે સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકયો, પોતાના જાલિમ દુશ્મન રાજા જાલિમસિંહનો વધ કરી-ગોપની ગુફાનો ત્યાગ કરી પોતાના રાજ્યમાં આવી વસ્યો, પરંતુ હજુ તો અંતિમ યુદ્ધ બાકી હતું. પોતાના રાજ્યની પુનઃ પ્રાપ્તિ પછી છેલ્લા યુદ્ધને માટે, રાજ્યોદ્યાનમાં સર્વ વિરોની એક સભા ભરવાનું નક્કિ કર્યું" અને તેણે તે ઠરાવને અમલમાં મુકી પોતાના વિર સરદારોની શું ઇચ્છા હતી? અને સંગ્રામની વ્યુહરચના કેવી રીતે કરવી તે જાણવા ઇચ્છા કરી. આ

સમયે તેનો વિર સેનાપતિ મેનાદાતિ અને બહાદુર પુત્ર સૂર્યસિંહરાયની હાજરીએ ઘણીજ મદદ કરી. એ રાજસભામાં અંતિમ યુદ્ધના નામમાત્રથી સર્વ સરદારોએ જય ગર્જના કરી એ વાતને વધાવી લીધી. અને "જય પાના અથવા મરજાના" એ તેમની નિતિથી પોતાના ભલા માલીકનો ઉત્સાહ ઓર વધુ પ્રબળ બનાવી દીધો. નાટોર રાજ્યબંધુઓ સમા શયતાનોને યોગ્ય દંડ દેવા તલપી રહ્યા. એ રાજસભા બરખાસ્ત થાય તે પહેલાં તો નાટોર રાજદૂત એ સભાસ્થાનમાં આવી પહોંચ્યો. અને શ્રી. સિતારામરાયને એક પયગામ પહોંચાડયો તેમાં સાફ જણાવવામાં આવ્યું હતું કે રાજ્ય અમારે સ્વાધિન કરો અને નહિં તો યુધ્ધ માટે બહાર પડો. "બસ શ્રી સિતારામરાયને પણ એટલુંજ જોઇતું હતું. ગમે તે પ્રકારે હવે નાટોરપતિનો નાશ કરવા તેની ૫લ્વાર તલસી રહી હતી. એ દુતની સાથેજ સંગ્રામના આવાહનને વધાવી લેવાના સમાચાર નાટોરપતિને પહોંચાડી દેવામાં આવ્યા. અને બીજા દિનના પ્રભાતે સંગ્રામ જાહેર કરી દેવાનું નક્કિ કરવામાં આવ્યું.

બંગાળપતિથી છુટા પડયા પછી નાટોર રાજબંધુઓ એવા ઉશ્કેરાઇ ગયા હતા કે તેઓ આ છેલ્લા યુદ્ધમાં પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ઉન્મત્ત બની ગયા હતા. પણ પરિણામ તો પ્રભુને હાથ હતું. શું થશે એ કલ્પના કરવી નિરર્થક હતી. આ સમયે રાજબાળા ઉપર સખ્ત જાપતો રાખવામાં આવ્યો હતો. કારણ કે તેણીએ પિતાના સ્હામેજ શ્રી સિતારામરાયના વંશનું સંરક્ષણ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. અને અત્યાર સુધીનો રાજબાળાના અનુભવે રાજા રઘુનંદન જાણી શકયો હતો કે કિશોરી પોતાની પુત્રી નહિ પણ એક પોતાનોજ નાશ કરવા પોતાને ત્યાં જન્મ ધારણ કરનાર પૂર્વજન્મની દુશ્મન હતી. આથી બંદીવાન રાજબાળા કોઇ પણ પ્રકારે છટકવા ન પામે એ ખાતર સરદારોનો જાપ્તો મજબુત રાખવામાં આવ્યો હતો પરંતુ એ ખરૂં કહ્યું છે કે "ભલે જન કોટી પ્રયત્નો કરે, થાયુ" ધરણીધરનું કર્યું" એ કહેવતાનુસાર, નાટોરપતિના આવા સખ્ત પહેરાને ભેદી રાજબાળા પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાના હેતુથી ન્હાસી છુટવાનો પ્રયત્ન કરતી હતી. પરંતુ પોતાના પિતાના તંબુ પાસેજ તેનો તંબુ તાણવામાં આવ્યો હતો. અને સરદારોના પહેરા સાથે નાટોરપતિ ખુદ સમયે સમયે રાજબાળા ઉપર દેખરેખ રાખતો હતો. રાજબાળા આથી વધુ ચીંતાતુર બની. શું મારા ભાવિ પ્રિયતમનો નાશ થઇ જશે? શું મારા પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ થશે? અને મારી પ્રતિજ્ઞા અપૂર્ણ રહેશે? આવા અનર્થ વિચારોએ તેનું હૃદય અત્યંત અંદરખાનેથી જળી રહ્યું હતું. બીજી તરફ મહાદેવીની ભયજનક ચીંતા તો નજરે નિહાળી ચુકી હતી એટલે તે માટે વધારે દુઃખથી તેણી હતાશ બની ગઇ. અને હવે માત્ર એક મહાન પ્રભુ વિના બીજો કોઇપણ તેનો આધાર કે મદદગાર ન હોવાના કારણે તે દયાળુ પરમાત્માનું ચીંતવન કરતી હતી.

આ વખતે કમળાદેવી તરફ નજર નાખવાની જરૂર રહે છે. એ મહાદેવી દિલ્હી શહેનશાહના સરદારોના રક્ષણ નીચે મહંમદપુર નગર પ્રતિ પ્રયાણ કરી ગઇ હતી એ આપણે જોઇ ગયા છીએ. દિલ્હી નરેશના સરદારો તેણીના રક્ષણાર્થે સાથે હોવા છતાં બંગાળનો નવાબ તેમને મ્હાત કરી રાણી ઉપર સંપુર્ણ વેર લેવા તૈયાર થયો હતો. અને દિલ્હીથી રાણી મહંમદપુર નગર પ્રતિ–પ્રયાણ કરે તે પહેલાંજ એક પચીસ સરદારો તેણે આગળથીજ ભ્રષ્ટ વાસના અને વેર વસુલ કરવાની તમન્નાએ મહંમદપુર નગરના માર્ગે રવાના કરી દીધા હતા.

અને એ સરદારો કિંવા રાણી કોઇપણ બચવા ન પામે, અને સર્વનો નાશ કરી નાંખવા બંગાળપતિએ આજ્ઞા આપી હતી. છતાં રાણીના રક્ષણાર્થે જે સરદારોને શાહે મોકલ્યા હતા તે માત્ર પંદર જણા હોવા છતાં એક એક મલ યોધ્ધાઓ હતા. અર્થાત કે નાટોરપતિએ મોકલેલા પચીસ સરદારોને તેમાંના પાંચ સરદારો પહોંચી વળવા પુરતા હતા. એ બાબત બંગાળપતિથી અજ્ઞાત હતી અને તેથી બંગાળપતિ પણ થોડા સમય બાદજ દિલ્હીથી શાહની ખાસ આજ્ઞાને તાબે થઇ સંગ્રામ બંધ પાડવાનું ફરમાન લઇ મહંમદપુર તરફ આવવા નીકળ્યો હતો કે જેથી જો રાણી જીવતી રહે તોપણ પોતે જે વિશાળ સૈન્ય સાથે જવાનો હતો તેના બળવડે રાણીનો પરાજય કરી શકાય યા જીવંતી દોજખમાં નાંખવાની અને પોતાની પ્રબળ લાલસા પુર્ણ કરવાનો હેતુ સફળ થાય. પરંતુ મનુષ્ય ધારે તે પાર ઉતરતું હોત તો આજે દુનિયા ઇશ્વરને માનતજ કયાંથી ? અસ્તુઃ–દિલ્હીથી પ્રયાણ કરી ગયા પછી લગભગ મહંમદપુરથી થોડે દુર જંગલમાં અચાનક–કમળાદેવી અને તેના રક્ષણ કરનારા સરદારો ઉપર બંગાળપતિના સરદારોએ હુમલો કર્યો અને એક ત્યાં ન્હાનું સરીખું ધીંગાણું મચાવ્યું. પરંતુ આ વિર યોધ્ધાઓ પાસે એ પચીસ સરદારો કપાઇ મુવા અને તેઓ રાણીને સહિસલામત મહંમદપુર નગરમાં પહોંચાડી શકવા શમર્થ નીવડયા હતા. બંગાળપતિ પોતાની ઇચ્છામાં નાસીપાસ નીવડયો હતો.

હવે બીજી તરફ સંગામના આવાહનને વધાવી લીધા પછી મહમદપુર નગરમાં મહાન વિજયોત્સવ ઉજવાઇ રહયો હતો. એક એક મનુષ્ય તે પછી સ્ત્રી–યા પુરૂષ, આબાલ વૃધ્ધ આજે મહાન ઉત્સવમાં ભાગ લેવા પ્રજા સુધ્ધાં તૈયાર થઇ ગઇ, અંતિમ યુદ્ધમાં પોતાનો ફાળો આપવાઃ પ્રાણ પણ કુરબાન કરવા ઉલ્લાસમાં આવી જઇ જોહરવ્રત કરવા માટે પણ તૈયાર થઇ હતી. એટલા માટે કે બંગાળપતિનું વિશાળ સૈન્ય અને નાટોરનું સૈન્ય અત્યંત બહોળી સંખ્યામાં હતું તે સાથે સંગ્રામના સાધનો પણ વધુ પ્રમાણમાં હતાં. તેથી અર્ધું પણ શ્રી સિતારામરાય પાસે ન્હોતું પરંતુ વિર પુરૂષો એથી કાયર બની નીચ મનુષ્યોનું શરણ તો કદિયે ન્હોતા સ્વીકારતા.

“જાન જાવે તો જાવે પર આઝાદી ઘર આવે.” એ ઉક્તિ અનુસાર શ્રી સિતારામરાય આજે મેદાને પડયો હતો. બીજા દિનના પ્રભાત સુધી સર્વ સંગ્રામની સંપુર્ણ તૈયારી કરી નાંખી હતી. કિલ્લા ઉપર તોપો ચઢાવી દેવામાં આવી હતી. વિરો અને વિરાંગનાઓ ન્હાના બાળકો પણ ન્હાની તલ્વાર લઇ ફેરવવા લાગી ગયા હતા. આ અંતિમ યુધ્ધનો આખરી નીવેડો લાવવા સર્વ વિરાંગનાઓ પણ તલ્વારથી કટીબદ્ધ થઇ બહાર પડી. રાત્રીનો ભિષણ અંધકાર પરંતુ પ્રભાતના યુધ્ધની તૈયારીઓને અંગે બળતી રોશની દૂરથી મહંમદપુર નગરમાં કોઇ મહાન ઉત્સવ ઉજવાઇ રહ્યો હોય તેમ ભાસ આપતી હતી, એ નિશાના પડછાયા દૂર થતાં ભગવાન સુર્ય નારાયણનુ ઝાંખુ ઝાંખુ તેજ પૂર્વ સ્થાનમાં પ્રકાશીત થાય તે પહેલાં તો વિરાંગનાઓએ વિરોને વિજયમાળા પહેરાવી વિદાય આપી. અને પાછળ પોતે પણ તલ્વારો ધારણ કરી યુદ્ધક્ષેત્રના માર્ગે ચાલી. પ્રભાત થયું. અને કડડડધના તોપનાં ગોળાના ભયંકર અવાજો કર્ણગોચર થવા લાગ્યા.

યુદ્ધની શરૂઆત થઇ. એ ભયંકર અવાજો સાંભળી આકાશના દેવો પણ જાણે થરથરી ઉઠયા. ભુમતિ પણ ધ્રુજવા લાગી. આજે વિરો અને વિરાંગનાઓએ કેસરીયા કર્યા

હતાં. પ્રાણ જાય પણ શરણ શબ્દોનો ઉચ્ચાર કદિ ન કરવાની ભિષણ પ્રતિજ્ઞા હતી. ન્હાસવું એ કાયરનું કામ હતું. અને નાટોર રાજબંધુઓ અને તેમનું વિશાળ સૈન્ય પણ ગાંજ્યું જાય તેવું નહોતું. ધુમાડાના ગોટેગોટા ઉડતા હતા. નાટોર સૈન્યે પણ ખરેખર જીવ ઉપર આવી યુદ્ધ ખેલવા માંડયું હતું. માતા જોગણી પોતાનું ખપ્પર ભરવા લાગી હતી. રકતની નદીઓ જોતજોતામાં વહેવા લાગી. સૈનિકો ધરાશાઇ જમીન ઉપર પડવા લાગ્યા. કેટલાક મૃત્યુને શરણ થતા. જે ઘાયલ થતા તેમને ઉઠાવી જઇ ઔષધોપચાર કરાવવા લઇ જવામાં આવતાં. રણનુ રણસીંગુ વાગી ચુકયું હતું. નાટોર રાજપતિઓ પણ પોતાના સામર્થ્યને પ્રગટ કરતા કિલ્લાસમાં આવી જઇ વિજયવંત પોકાર કરતા સરદારોને પ્રોત્સાહન આપતા હતા, પણ હવે તો મહંમદપુર નગરનું સૈન્ય કિલ્લા બહાર કુદી પડયું હતું ! રણશુરા યોદ્ધાઓ શુર પર ચઢી સ્હામસ્હામા એક એકનું લોહી પીવા તરસી રહ્યા હતાં. ગીધો અને પક્ષીઓને તો આજે ઉજાણી મળી ચુકી હતી. શબના ઢગલે ઢગલા જમીન ઉપર પડતા હતા. એ સરદારોના ભયંકર ચીત્કાર ભલભલાની છાતીને ધ્રુજાવી નાખવા પુરતા હતા. કોઇક પગથી કપાતા. કોઇના હાથ કપાતા, કોઇને શરીર ઉપર તલ્વારના ઘા થતા. આમાં બન્ને તરફના વફાદારો એક એકની સ્હામે તલ્વારથી યુધ્ધ કરવા કુદી પડયા હતા. નાટોરનું સૈન્ય વધુ ઘાયલ થતું હતું. રાજા રામજીવન અને રઘુનંદન તેની લેશ માત્ર પરવા કર્યા વિના સૈનિકોને ઉત્સાહ પ્રેરતા. ઢોલ, રણશીંગડા, તોપોની ગર્જના અને રણવાદ્યો સંભળાતા. ભાટોના દુહાઓ સાંભળી નિર્માલ્યને પણ તલ્વાર કરકમળમાં પકડવાનું જેનામાં સામર્થ્ય બળ આવી જતું એ, યોધ્ધાઓ આજે વધુ ઉત્સાહીત થઇ જીવ પર આવી જઇ પોતાની તલ્વારનું પાણી પરખાવતા હતા. અને બીજી તરફ શ્રી સિતારામરાય પોતાના બહાદુર યોદ્ધાઓ, વીર પુરૂષો અને વિરાંગનાઓ પંદર વર્ષના જુવાનીયાઓનું બળ જોતો. ગંભીર હાસ્ય કરતો પોતાની તલ્વારનું પણ પાણી બતાવતો, સરદારોને ઉત્સાહ હિંમત પ્રેરતો હતો. પણ આ સમયે તેને કવચિત એક ચીંતા ઉદભવી હતી. અને તે એક પોતાની ધર્મપત્ની ત્રિર રાણીનું શું થયું હશે? પરંતુ એ ચીંતા કરવાનો આ સમય ન્હોતો. થોડા થોડા સમયે તે પૂર્વ અને દક્ષિણ તરફ પણ દૂતો મોકલાવી પોતાના વીર પુત્રના અને શુરવિર સેનાપતિ મેનાહાતિના સમાચાર મંગાવતો, અને કેટલાક વખતે પોતે પણ ત્યાંના પ્રકારને નજરે નિહાળી આવતો હતો. જ્યારે આ યુદ્ધ બપોરના મધ્યાન્હ સમયે ખુબ જોર ઉપર ચઢયુ અને સ્હામ સ્હામા એક એકના દુશ્મનો વિજય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા જીવ આપતા ત્યારે નાટોરપતિના રાજતંબુમાં શું થતું હતું તે જોશું.



..........રાજબાળા કિશોરી ઉપર પ્રથમથીજ નાટોરપતિએ સખ્ત જાપ્તો રાખ્યો હતો તે આપણે જોયું છે. પરંતુ રાજબાળા આ યુદ્ધના પ્રકાર જોવા માટે વારે વારે તંબુના દ્વાર ઉપર આવી રહેતી હતી. અને યુધ્ધનું નિરિક્ષણ કરતી એક અંતરમાંથી ઉંડો નિશ્વાસ નાંખી અંદર ચાલી જતી. કારણ કે, યુધ્ધ શરૂ થઇ ગયું હતું. અને પોતાની પ્રતિજ્ઞાનું પાલન થવું હવે તેણીને અશક્ય લાગ્યું હતું. તે છુપાં આંસુ સારતી ઇશ્વરની મદદ માંગી પોતાના ભાવિ પતિના કલ્યાણ માટે શ્રી સિતારામરાય સમા હિંદુત્વાભિમાની નરેશ માટે તેના વિજય માટે પ્રાર્થના કરતી હતી. એ પ્રાર્થના પ્રભુ પણ જાણે સાંભળતો ન હોય તેમ તેણીને પુન્યકારક અને તંબુનો અંદરનો ભાગ ભયજનક લાગતો હતો. પરંતુ નહિં. ઇશ્વર આવી સદ્ગુણી-નિર્દોષ હૃદયની બાલીકાની પ્રાર્થના જરૂર સાંભળે છેજ. અને બન્યું પણ એવુંજ કે

યુધ્ધના ચાલુ સમયે ખાસ નાટોરપતિની આજ્ઞાથી તેણીના તંબુ ઉપર પહેરો ભરનારા સરદારોમાંથી ત્રણ જણ-યુધ્ધ કાર્યમાં સામેલ થઇ ગયા. અને એકજ સરદાર એ તંબુ ઉપર રહ્યો, જે સમયે રાજબાળા પ્રભુ પ્રાર્થના પૂર્ણ કરી તંબુના દ્વાર ઉપર આવી ઉભી રહી ત્યારે તેણે આ જોયું અને કોઇ પણ પ્રકારે સર્વની નજર ચુકાવી-રકાબિજ બાંધેલા અશ્વઉપર સ્વાર થઇ પલાયન કરી જવાની પેરવી કરવા માંડી. તેથી તે તંબુના અંદરના ભાગમાં પાછી ગઇ અને તેણે સર્વ છુપાવેલો પુરૂષ, પોષાક થોડીજ ક્ષણમાં ધારણ કરી શસ્ત્રથી સજ્જ બની પુનરપિ તંબુના દ્વાર ઉપર આવી બારીકાઇથી નિરિક્ષણ કરવા લાગી. એ સમયે પેલા સરદારને દક્ષિણ તરફ પોતાનું મુખ ફેરવી ઉભેલો જોતાં રાજબાળાએ સમય સાધી તંબુ છોડીને ત્વરિતગતિએ પાછળના ભાગમાં પ્રયાણ કરી ગઇ અને પોતાના પિતાનાજ અશ્વ ઉપર સ્વાર થઇ પલાયન કરી ગઇ. આ સમયે એક બે સરદારોની આ સ્વાર ઉપર દ્રષ્ટિ તો ગઇ પરંતુ રાજબાળા પુરૂષ વેષમાં હોવાથી તેણીને તેઓ ઓળખી શકયા નહિં. અને કિશોરી નિર્વિઘ્ને પ્રભુનો પાડ માનતી. મહંમદપુર નગરના કિલ્લા તરફ અન્ય માર્ગે ન્હાસવા લાગી આ સમયે યુધ્ધ પૂર જોસમાં ચાલી રહ્યું હતું. એકે પક્ષનો વિજય-કોના ભાગ્યમાં સર્જન થયો તે કલ્પી શકાતું ન્હોતું. કિશોરી-તંબુનો ત્યાગ કરી-લગભગ અર્ધા કલાકના સમય પછી મહંમદપુર નગરના કિલ્લાના દ્વાર ઉપર આવી ઉભી રહી. બાલ્યવયથીજ પિતાની સાથે અનેક વખત યુધ્ધક્ષેત્રમાં ગયેલી રાજબાળા ભયને ભુલી ગઇ હતી. યુધ્ધના ગગનભેદી ભીષણનાદ તેણે ઘણીયે વખત સાંભળ્યા હતા. એટલે ડર જેવા શબ્દો બીકનો બોલ પણ તેના હૃદયને ડરાવે તેમ ન્હોતું. કિલ્લાના મુખ્યદ્વારે આવતાંજ તેણે શ્રી સિતારામરાય કઇ તરફ છે તે શોધ કરવા માંડી. અત્યારે શ્રી સિતારામરાય સ્વાતંત્ર્ય સંગ્રામ ખેલતો પૂર જોરથી પોતાના અદ્‌ભૂત બળને પ્રકાશીત કરી દુશ્મનોને આંજી નાંખતો હતો. સરદારો પોતાના પરાક્રમી રાજાનું અનુકરણ કરતા હતા. અને વિરાંગનાઓ પોતાની અધિષ્ઠાત્રીઓના નેતૃત્વ નીચે, વિરાંગનાની વિર પ્રતિભાનું દુશ્મનોને દિગ્દર્શન કરાવી રહી હતી. ત્યાં રાજબાળા, શ્રી સિતારામરાય પાસે આવી ઉભી રહી, અને નમન કરી બોલી.

"મહાન વિર. દેશભકત. સ્વતંત્રતાના સાચા પુજારી. હિંદુત્વાભિમાની નરેશ, આપની સ્હામે ઉભેલી આ વ્યકતિને આપ ઓળખો છો?' શ્રી સિતારામરાય અચાનક આવેલ આ સ્વારને જોતાં વિસ્મય પામ્યો. ચાલુ યુધ્ધે આ વિચીત્ર વ્યકતી કોણ હશે? એપણ વીચારવાનો કે વાર્તાલાપનો આ સમય ન્હોતો. તેથી તેણે ટુંકમાં જવાબ આપ્યો "નહી." અને રાજબાળાએ પોતાનો ગુપ્ત વેષ પ્રગટ કરી દીધો. શ્રી સીતારામરાય અજાયબીમાં ગરકાવ બની ગયો. દુશ્મનની દીકરી આટલી સ્હેલાઇથી અહીં કેવી રીતે આવી તેનો વિચાર કરવા લાગ્યો. પણ તેટલામાંજ કિશોરી બોલી.

ધન્ય છે મહારાજા તમારી દેશભક્તિને તમારી સાચી સ્વતંત્રતાની ઉજ્જવળ ભાવનાને. હું આપના દુશ્મનની દીકરી નહિ પણ આપની પુત્રવધુ છું. પ્રભુ આપનો જય કરો. તેના ઉપર વિશ્વાસ રાખો. દુશ્મનોનો તેજ પરાભવ કરવા શક્તિમાન છે. આખરે સત્યનો જય છે. કહો. અને આપના પુત્ર અત્યારે કયાં છે તે જણાવો?"

શ્રી સિતારામરાયે પૂર્વસ્થાન ઉપર સુર્યસિંહરાય છે એમ જણાવ્યું. અને એ બાળા સિતારામરાયના કાંઇ પણ કથનને સાંભળે તે પહેલાં ત્વરિત ગતિએ અશ્વ ઉપર સ્વાર થઇ

પલાયન કરી ગઇ. તે ગઇ પુર્વ દિશા તરફ અને ત્યાં જતાં તેણે શું જોયું. પોતાના પિતાના ચાર સરદારો વચ્ચે શ્રી સૂર્યસિંહરાયને તંબુ તરફ બંદીવાન બનાવી લઇ જવામાં આવતો હતો—સુર્યસિંહરાયના નેતૃત્વ નીચે રહેલું સૈન્ય પરાજય પામ્યું હતું અને આખરે તે વીર પિતાનો પુત્ર જીવતો દુશ્મનોને હાથે કયદ પકડાયો હતો. રાજબાળાના હોંશકોશ ઉડી ગયા. તેના પ્રયત્ન પર પાણી ફરી વળ્યું હતું. હવે એક પણ ઉપાય ન રહયો, હજુ સુધી આ સંગ્રામ ચાર દિવસ ચાલી શકશે એમ તેણે અનુમાન કર્યું. અને ત્યાં લગી સૂર્યસિંહરાય જરૂર નોટોરપતિનાં તંબુમાં કયદી બની રહેશે એવી કલ્પના કરી રાજબાળા દિલ્હી સમ્રાટની મદદ માટે સંચરી. એક બાજુએ રાજબાળા દિલ્હીના માર્ગે પ્રયાણ કરી ગઇ. બીજી તરફ રાણી કેમળાદેવી મહંમદપુર નગરના કિલ્લા બહાર ચાલી રહેલા આ યુધ્ધ વખતે પોતાના વ્હાલા પતિને આવી મળી. અને સિતારામરાયની આજ્ઞાથી તે પુર્વ બાજુએ પોતાના પુત્રની મદદ માટે સંચરી.

આ સમયે સાયંકાળના વખતે નાટોરપતિની મદદે બંગાળપતિ નવાબ પણ આવી પહોંચ્યો. સાથે વિશાળ સેના હતી સાયંકાળે યુધ્ધ બંધ પડ્યું. અને દરેક સરદારો કે જે મૃત્યુ પામ્યા હતા તેમને અગ્નિદાહ દેવામાં આવ્યો. એ ભયંકર ચીતાઓના અંગારા, એ ભયાનક જવાળાઓ ઠેઠ આકાશ સુધી પહોંચતી હતી. આ દ્રશ્ય મહાન દિલને કંપાવી નાંખે તેવું બીહામણું લાગતું હતું. જીવંત રહેલા બંને પક્ષના સરદારો ભોજનાદિ કાર્યમાં રોકાયા છતાં સાવચેત રહેલો શ્રી સીતારામરાય દુશ્મનો અચાનક હગો કરી છુપો મારો ન ચલાવે એ માટે સંપૂર્ણ ખબરદારી રાખી રહયો હતો. બીજી તરફ નોટોરપતિ આજના યુદ્ધમાં પોતાના ઘણા સરદારોના જાનના ભોગે પણ એક વીર શિરોમણીના પુત્રને કયદ કરી જીવતો પોતાની છાવણીમાં લાવવા માટે અત્યંત ગર્વથી ફુલાઇ ગયો હતો. પરંતુ એ ઉલ્હાસ અલ્પજીવી નીવડયો. જ્યારે તેણે પોતાની કન્યા કિશોરીની ખબર કાઢી ત્યારે તેને પલાયન કરી ગયાના સમાચારે સખત વજ્રાઘાત થયો. અને તેનો આનંદ આકાશ કુસુમવત નીવડયો. આથી તેને શંકા થઇ કે શું? સંગ્રામનું શું પરિણામ, પોતાના માટે બુરૂં આવશે? એ શંકા લાવવાનું મુખ્ય કારણ પોતાનીજ પુત્રી નીવડી હતી. કારણ કે પિતાની સ્હામે તેણીએ પ્રતિજ્ઞા લીધી હતી. અને સત્ય માટે તલવાર ધારણ કરી હતી. એટલે એ તેની પ્રતિજ્ઞા સંપૂર્ણ રાખવા આજે બંદીવાન બનાવી લાવેલા યુવરાજનો વધ કરી નાંખવાની તેની ઇચ્છા થઇ. અને રાજા રામજીવને પણ તે વાતને અનુમોદન આપ્યું. પરંતુ વિનાશકાળે વિપરિત બુદ્ધિ એ કહેવતાનુસાર બંગાળપતિએ એમાં સખ્ત વાંધો લીધો અને સંગ્રામની સમાપ્તિ સુધી તેને જીવતોજ કયદ રાખવા નાટોરપતિને ભલામણ કરી. નાટોરપતિએ એ વાત કબુલ રાખી કારણ કે તેનું ભાગ્ય ફર્યું હતું. આ યુધ્ધ ચાલુજ રહ્યું. પરંતુ બંગાળપતિ ગમે તેટલો તોપણ એક વખત માટે શ્રી સિતારામરાયને ચાહનારો અને તેની વિરતાનો પ્રશંસી મનુષ્ય હતો. એટલે તેના પુત્રને એકના એક સંતાનનો વધ કરાવી નાંખવા માટે તેના દિલે સાફ ના પાડી. અને નાટોરપતિને અવળું સ્હમજાવી યુધ્ધની સમપ્તિ સુધી એમ કરવા સાફ ના પાડી રોકી દીધો. જો કે હવે બાજી હાથથી ગઇ હતી છતાં નવાબના હૃદયમાં આખરે પણ જાગૃત પામેલી ઉચ્ચ ભાવનાઓ ખરેખર ઘણુંજ ઉજવળ કાર્ય કર્યું અને સુર્યસિંહ રાયનો પ્રાણ બચ્યો. તે રાત્રી દીવસના યુધ્ધના મંત્રણા કરવામાં પસાર થઇ અને શ્રી

સિતારામરાયની છાવણીમાં જ્યારે સુયંસિંહરાયના પકડાવાના સમાચાર જાહેર થયા ત્યારે ખરેખર સર્વ સરદારો શ્રી સિતારામરાય મેનાહાતિ અને રાણી અત્યંત દુઃખી થયા પોતાના વ્હાલા પુત્ર માટે રાણી નિરાશ-ખીન્ન બની ગઇ. તેણીનું હૃદય જળી ગયું! હવે પુત્રની આશા તેને સ્વપ્નવત લાગી. રાણીએ છાતીફાટ રૂદન-આક્રંદ કરવા માંડ્યું. પરંતુ શ્રી સિતારામરાય બોલ્યા.

'રાણી! આ શું? મારા જેવા વીર પુરૂષની વિરાંગનાને આ ન શોભે. કલ્પાંત કરવું મુકી દયો. તમારા આવા ગ્લાની અને નિરાશાભર્યા વર્તનથી સરદારો ઉપર માઠી અસર થવા સંભવ છે. પુત્રનું રક્ષણ કરવા પરમાત્મા બેઠો છે. ગમે તે હો. પુત્ર જીવતો રહે યા નહીં. યુદ્ધ ક્ષેત્રમાં જે પોતાના ધર્મ માટે પોતાની માતૃભુમી માટે પ્રાણ અર્પણ કરે તેજ સાચો ક્ષત્રી. તેજ રાજવંશી, ભુપાળ તેનાજ માતા પિતાની નામના ઉજવળ રહે. તમારા પુત્રે પણ ક્યાં પોતાની તલ્વારનું પાણી નથી બતાવ્યું. ઉઠો એ તમારી જેવી વીરાંગનાને આવું કલ્પાંત કરવું ન છાજે. શ્રી સીતારામરાયના ઉત્સાહપ્રેરીત અને ઝનુની શબ્દોની રાણી કમળાદેવી ઉપર સચોટ અસર થઇ અને એ વિર રમણી નાટોરપતિ રાજા રઘુનંદનને આ વૈર વસુલ કરવા બદલો આપવા તલસી રહી, બસ એજ શયતાનને યાતો તેના બંધુને કાલે હું યુધ્ધમાં હરાવું. તેનો નાશ કરૂં ત્યારેજ હું શ્રી સિતારામરાયની ધર્મપત્નિ સાચી. એ ભાવનાએ આત્મબળ જાગૃત થઇ ગયું. સર્વ સરદારો પોતની રાણીના અદ્‌ભૂત ચૈતન્યને જોતા ખુશાલીમાં આવી જઇ રાણીનો જયજયકાર વર્તાવતા પોકાર કરી ઉઠયા. અને તે પછી રાણી પોતાની સખીઓ નગરની નારિઓને વિરબાળાઓને આવતી કાલના યુદ્ધ માટે યોગ્ય સુચનાઓ આપવા લાગી. દુશ્મનો સ્હામે કેવી રીતે યુધ્ધ કરવું. દાવમાં આવેલ દુશ્મનો ઉપર તલ્વારનો કેવી રીતે વ્હાર કરવો એ સમજાવવા લાગી. અને બીજી તરફ શ્રી સિતારામરાયે પણ પોતાના વીરોની યોગ્ય ગોઠવણી કરી સૂચન કરવા લાયક કેટલીક બાબતો જણાવી અને પ્રભાત થવાની રાહ જોતાં વિશ્રાંતિ લેવા લાગ્યા. અને બીજા દિવસનું પ્રભાત થતાં, પુનરપિ યુધ્ધની શરૂઆત થઇ. આ યુધ્ધ સતત ત્રણ દિવસ ચાલ્યું. આ ત્રણ દિવસમાં નાટોર રાજપતિના અનેક યોદ્ધાઓ કપાઇ મુવા. અને મહમદપુરનગરની સ્વતંત્રતાને કાયમ રાખવા માટે અનેક વિરો તથા વિરાંગનાઓએ પોતાના પ્રાણની આહુતિ આપી છતાં હજુ વિજય નાટોરપતિ માટે તો અશક્ય જણાતો હતો. રણક્ષેત્રમાં સ્હામા સ્હામા વિરો પોતપોતાનો વિજય પ્રાપ્ત કરવા પૂર જોરથી સંગ્રામ ખેલતા હતા. એક બાજુએ સેનાપતિ મેનાહાતિ શત્રુસેનાને હંફાવી રહ્યો હતો. બીજી તરફ સિતારામરાયના નેતૃત્વ નીચે રહેલું લશ્કર જીવ પર આવી દુશ્મનોનો મુકાબલો કરતું હતું, ત્રીજી તરફ વીરાંગનાઓની સરદારી લઇ યુધ્ધમાં ઝંપલાવતી રાણી કમળાદેવી વીરાંગનાઓમાં પણ અસીમ વિરત્વને પ્રકાશ કરી દુશ્મનોને આંજી નાખતી હતી. પોતાના પુત્રનું વૈર વાળવા તે રાજા રામજીવનને શોધ્યા કરતી હતી. છતાં લાગ કે સમય ન મળ્યો ત્યાં લગી એ વૈરની આગ નાટોરપતિના સૈન્યનો સંહાર કરી રણચંડીકાસમી-પોતાની અન્ય નાગરિક બહેનોને ઉશ્કેરતી તલ્વાર ચલાવી રહી હતી. બંગાળના નવાબનું સૈન્ય અને નાટોરપતિનું લશ્કર મહાન વિશાળ હતું. નવાબ માત્ર આ યુધ્ધને દૂરથીજ જોયા કરતો હતો. અંદરખાનેથી તો તેનું હૃદય ડંખતું હતું કે મેં આ શું કર્યું" પરંતુ છતાં તેની ગજબ હિંમત આવા વિશાળ

હવે કાંઇપણ વળી શકે તેમ ન્હોતું. તેઓ પાસે દારૂગોળો પુષ્કળ પ્રમાણમાં હતો જ્યારે શ્રી સિતારામરાય પાસે દારૂગોળો અને સૈન્યનો પણ અભાવ હતો સૈન્ય સ્હામે ટકવા યુદ્ધ કરવા પ્રોત્સાહન આપતી હતી, આ સમયે રાણી કમળાદેવી યુદ્ધ કરતાં કરતાં છેક પોતાના સ્વામિ પાસે આવી પહોંચી હતી. અને તેટલામાં શ્રી સિતારામરાય પાસે એક દૂત આવી પહોંચ્યો અને તેણે જણાવ્યું.

"નામદાર! સેનાપતિ મેનાહાતિના સરદારો તરફ દુશ્મનોનું અત્યંત જોર છે મદદની જરૂર છે તત્કાળ શ્રી સિતારામરાય પોતાની રાણીને પાંચસો સરદારોની ટુકડી સાથે મેનાહાતિની મદદે મોકલાવી, પશ્ચિમ તરફ સેનાપતિ મેનાહાતિ રાજા રામજીવન તથા તેના અસંખ્ય સરદારો સ્હામે લઢી રહ્યો હતો. તેના સરદારો ઘણાખરા યુદ્ધમાં હોમાઇ ચુકયા હતા. તે હવે એકલે હાથે બને ત્યાં લાગી પોતાનો બચાવ કરતો, દુશ્મનોની તલવારના ઘા પીઠ પાછળ સહન કરતો પોતાની તલ્વારથી દુશ્મનોને હંફાવતો છેક છેલ્લી ઘડી સુધી તલ્વાર ફરી શકે તેટલી પણ શક્તિ રહે ત્યાં લગી ઘુમી રહ્યો હતો. પણ રાજા રામજીવનના સરદારોની એક સામટી તલ્વારની ધારાએ તેના શરીરને છિન્ન ભિન્ન કરી નાંખ્યું હતું. અને અંતે લઢતાં લઢતાં તે અનેક દુશ્મનોનો સંહાર કરી એ વિર પુરૂષ વિર શૈય્યામાં પોઢગો. રાણી કમળાદેવીની મદદ આવી પહોંચે તે પહેલાં તો તેણે સ્વાતંત્ર્ય સંગ્રામમાં પોતાના પ્રાણની આહુતિ આપી. અને પોતાના વિર સેનાપતિનો નાશ થઇ ગયેલો જોતાં તેના બાકી રહેલા સરદારો ગભરાયા અને જીવ બચાવવા ન્હાસવાની પેરવી કરવા લાગ્યા. દુશ્મનપક્ષના સરદારો વિજયનાદ બજાવતા આગળ વધવા લાગ્યા ત્યાં તો મહંમદપુર નગરનો વિજયધ્વજ હસ્તમાં ધારણ કરી પાંચસો સરદારો સાથે રાણી કમળાદેવી ત્યાં જોશભેર આવી ઉભી. અને ન્હાસતા સરદારોને રોકી દીધા. ક્યાં જાઓ છો? તમારી જનેતાની કુખને લજાવશો? તમારા વિર સેનાપતિના નામને કલંક લગાડશો?" આટલા શબ્દો કાયર અને નાહિંમત બનેલા સરદારોને ઉત્સાહ આપવા પુરતા નીવડયા. પોતાની રાણીને બીજા વધુ સરદારો સાથે આવી પુગેલી જોતાં સરદારો વધુ ઉત્તેજીત બન્યા અને દુશ્મનોને ઘડીક વારમાંજ પાછા હઠાવવામાં સફળતા પ્રાપ્ત કરી શકયા. આ સમયે રાણી દુશ્મનો વચ્ચેજ પોતાના હાથમાં બે તલ્વારો રાખી શત્રુઓનો નાશ કરતી આગળ વધતી. દુશ્મનોને ત્રાહ ત્રાહના પોકારો કરાવી પાછળ હઠાવતી હતી અને ત્યાં તો રાજા રામજીવન તેની દ્રષ્ટિએ પડયો. બસ તેને જોતાં રાણી અત્યંત કોપાયમાન થઇ અને પોતાના અશ્વને તે તરફ ખેંચી રાજા રામજીવનને તલ્વાર ચલાવવા-ઉડાવવા-આવ્હાહન કરવા લાગી. રાજા રામજીવન આ સ્ત્રીને એક અબળા ગણી સ્હેલાઇથી જીતી શકશે એમ ધારી આગળ આવ્યો એક મર્દ. બીજી બાજુ સ્ત્રી. પણ સ્ત્રી હવે તો રણચંડીકા બની હતી. આજ ઘણાએ દિવસનું વેર વાળવા તૈયાર થઇ હતી અને અર્ધા કલાકમાં તો એ વિર રમણીએ રાજા રામજીવનનું શીર ધડથી જુદું કરી નાંખી વેર વસુલ કર્યું. શ્રી. સિતારામરાયના સરદારોએ વિજયનાદ પોકારીને રાણી કમળાદેવીનું પરાક્રમ જોતાં હર્ષોન્મત બની જઇ રાજા રામજીવનના સરદારોનો સંહાર કરવા લાગ્યા. બીજી તરફ રાણીએ મેનાહાતિના મૃત્યુના સમાચાર પોતાના પતિ પાસે પહોંચતા કર્યા. શ્રી. સિતારામરાયના સરદારો હજુ ડગે તેવા ન્હોતા. આ અરસામાં કમળાદેવી પાસેથી એક દુત ત્યાં આવ્યો અને તેણે મેનાહાતિના મૃત્યુના સમાચાર જાહેર કર્યા. પોતાના વ્હાલા વિર સેનાપતિના મૃત્યુના સમાચારે શ્રી. સિતારામરાયના દિલમાં

અપ્રત આશ ૧ હર્ગ. અને એક મહાન આફત આવી પડી હોય તેમ તેના મુખારવિંદ ઉપર નિરાશા છવાઈ ગઈ. છતાંયે હિંમત હારવાનો અત્યારે સમય ન્હોતો. આ યુદ્ધના સમાચાર અને શ્રી. સિતારામરાયના દેહનું રક્ષણ કરવા દિલ્હી સમ્રાટની મદદે કિશોરી ક્યારનીયે પહોંચી ચુકી હતી. પણ તે બાળાને-દિલ્હી સમ્રાટ-મહંમદપુર તરફ આવતા માર્ગ ઉપરજ મળી ગયો. શાહે જ્યારે આ યુધ્ધના વર્તમાન સાંભળ્યા ત્યારે તેણે ખુદ મહંમદપુર આવવું યોગ્ય ધાર્યું. અને તે વિશાળ સંખ્યામાં સરદારો લઈ પુર ઝડપે-મહમદપુર આવવા નીકળ્યો. પણ રસ્તામાં આ યુધ્ધના સમાચાર કિશોરીના મુખે તેણે સાંભળ્યા. કિશોરી સમાન આદર્શ બાળાના શબ્દોએ શાહનું દિલ પીગળી ગયું. પોતાના વ્હાલા, હિંદુ મીત્ર શ્રી. સિતારામરાયનો તેના વંશનો પ્રાણ બચાવવા પુર ઝડપથી માર્ગ કાપી રહ્યો હતો. પરંતુ સંગ્રામ ક્ષેત્રમાં તો એક પછી એક વિપરિત ઘટનાઓ શ્રી. સિતારામરાય માટે બનવા પામતી હતી.

હવે તો શ્રી. સિતારામરાય પાસે સૈન્યબળ પણ ઓછું થયું હતું તે સાથે-દારૂગોળો પણ ખુટી ગયો હતો, માત્ર તલવાર ઉપર જીવન ટકાવવાનું અને દુસ્મનો સામે લઢવાનું હતું. ચોથા દિવસના યુદ્ધમાં વિરાંગનાઓએ પોતાના દેહનું દેશ માટે બળીદાન દીધું તે સાથે રાણીએ પણ પોતાના પ્રાણની આહુતી આપી. એ વિરાંગનાઓ સદાને માટે વિર શૈયા પર પોઢી. શ્રી. સિતારામરાય-પોતાની પત્નિના મૃત્યુના સમાચારે અત્યંત દુઃખી થયો. નિરાશાની ઘોર ગર્તામાં ડુબી ગયો, પોતાના પરાજયની ઝાંખી થવા લાગી. વિજયની આશા ઓછી રહી પોતાના દેશ માટે પોતાના સરદારોએ પ્રજાએ નર નારીઓએ દીધેલાં બળીદાન તે નજરે જોતો ઉભો હતો. તેનું બળ ઘટી ગયું ઉદાસીનતાએ-આવરણ છવરાવી દીધા પોતાની વ્હાલી પત્નિનો વિયોગ આખર ઘડીએ દિલમાં ખટકવા લાગ્યો. ખેર, લાચાર, ભાવી મિથ્યા કોણ કરી શકે છે. હવે તો તેણેજ સર્વ સરદારોની સરદારી લીધી અને પોતે પણ પ્રાણની કુરબાની કરવાના હેતુથી રણક્ષેત્રમાં કુદી પડયો. તેણે જીંદગીનો છેલ્લો પાસો ફેંક્યો.

એક સરખા બે દિવસ સુધી શ્રી સીતારામરાયે યુધ્ધ આદર્યું, દુશમનોને હંફાવ્યા, અને આખરે એ મહાન વિરે-સ્વાતંત્ર્ય સંગ્રામમાં-લઢતાં લઢતાં પોતાના પ્રાણની આહુતિ આપી-દુશ્મનોએ વિજયપતાકા ફરકાવી. રાજા રઘુનંદનની પ્રતિજ્ઞા પુર્ણ થવામાં માત્ર-સુર્યસિંહ રાયનો નાશ કરી નાંખવાનુંજ બાકી રહ્યું ! નાટોરપતિએ રણક્ષેત્રમાંથી વિજયના ગર્વમાં-ફુલાતો-છાવણીપ્રતિ આવવા નિકળ્યો.

અને એ મહાન વિરાત્મા પોતાના દેશની સ્વતંત્રતા માટે નેક ટેક જાળવવા ખાતર રણ શૈયામાં પોઢયો અને એક હિંદુ રાજા થઈ ધર્માગ્નિના જ્વાળામુખીને સળગાવી નાટોરપતિ સમા શયતાન રાજવીએ પોતાનાજ હિંદુ રાજાનો સર્વસ્વ નાશ કરવા ઐતિહાસીક ભાગ ભજવ્યો। ધિક્કાર છે એવા જાતિબંધુને કે જેણે છળ-કપટ પ્રપંચનો માર્ગ લઈ તે વીરનરની અર્ધાંગના ઉપર અત્યાચાર ગુજાર્યો, જેણે દ્રેષબુધ્ધિ સેવી આવા શુરવીર યોદ્ધાનો, તેની સ્ત્રીનો અને તેના બહાદુર વીરો તથા વિરાંગનાઓના પ્રાણ લીધા. પ્રભુ ! એવા નીચ કુટિલ નિતિવાળા મનુષ્યોનો પવિત્ર ભારતભુમીમાં કદિપણ જન્મ ન આપે. આ સ્વાતંત્ર સંગ્રામમાં વીરો અને વિરાંગનાઓએ વિર શૈયા હસને મુખે સ્વીકારી અને એકજ જીવતા રહેલ નાટોરપતિ રાજા રઘુનંદને મહંમદપુરનગર ઉપર વિજય મેળવ્યો.

# પ્રકરણ ૧૭ મું.

## "વિરનાં સંતાનનો વિજય" અને "પાપીઓનો વીધ્વંસ"

કબતક છુપા રહેગા આમ, પત્તોકે આડમેં
એક દિન ગીરેગા નીચું, બીકેગા ભરી બજારમેં.
જાતે હો કહાં? ઇસકો સાથ, લેતે જાવ
મારા હૈ ગરદન જીસકી, ઉસ્કા જનાજા ઉઠાકે જાવ

"એક મુન્શી"

આંબાના વૃક્ષ ઉપર ગ્રીષ્મ ઋતુની શરૂઆતમાં ફાલી ફુલી રહેલો આંબો તેના [illegible] અમુક સમય માટે જ પોતાનું શીર ઉન્નત રાખી શકે છે. પણ જ્યારે તે સંપૂર્ણ પકી જાય છે. ત્યારે આપોઆપ પૃથ્વિ ઉપર તુટી પડે છે. તેજ પ્રમાણે નાટોરપતિ રાજા રઘુનંદને વિજયપતાકા ફરકાવી, મહાન દુર્ગ મંહમદપુરનું રાજ્ય પોતાની સ્વાધિનતામાં લઇ, સગર્વ તંબુમાં આવ્યો, ત્યારે તો તેનું અભિમાન એટલું તો વધી ગયું હતું કે આખી દુનીયાનો તે વિશ્વસમ્રાટ હોય તેમ ફાલી ફુલી રહ્યો હતો. આજે તેની પ્રતિજ્ઞા પુર્ણ કરવામાં માત્ર હવે એકજ મનાથ બાકી હતો અને તે પ્રતાપી શ્રી સિતારામરાયનો પુત્ર સુર્યસિંહરાય કે જેને તેણે જીવતો રણક્ષેત્રમાં કયદ કરી લીધો હતો. હવે એ દુશ્મનના પુત્રને અત્યંત ક્રૂર રીતે મારી નાખવા અને પોતાનીજ પુત્રી સ્હામે તેનો કરૂણ રીતે ઘાત કરવા તલસી રહ્યો હતો અને બંગાળપતિ તો દિગમૂઢ બની આ સર્વ પ્રકાર જોયા જ કરતો હતો. તે એ જોતો હતો કે આ શું પરિણામ આવ્યું ? આ સર્વ કરૂણ ઘટના એક સ્વપ્નેવત લાગી. શ્રી સિતારામરાય સમા મહાવીરનું મૌત અને તેની વિરરાણી તથા મહાન સેનાધીપતીનો અંત તેના હૃદયમાં અલબત્ત દંશ દેતો હતો. થતાં શું થઇ ગયું. તેની વિચારમાળાએ લગભગ તે પાગલ બની ગયો એટલુંજ નહિં પણ વધુ તેને દીલ્હી શાહનો ભય એ હતો કે તેની આજ્ઞાનું— ફરમાનનું ઉલ્લંઘન કરી આ મહાવિગ્રહને અટકાવી જે સુલેહ કરવા જણાવેલું તેને બદલે જ્યારે આ વિપરિત પરીણામ નિહાળ્યું ત્યારે હવે શાહને શું જવાબ દેવો તેના વચારસાગરમાં ઝોલાં ખાવા લાગ્યો. ઇતિહાસનાં પાનાંમાં ઇતિહાસકારો આ મહાન ઘોર અનર્થકારક ઘટનાનો ઉલ્લેખ કરશે ત્યારે બંગાળપતિના અને રાજા રઘુનંદના કુટિલ કર્મને કદિયે નહિ ભુલે પણ હવે તો સર્વ બાજી હાથથી ગઇ હતી. અને મહંમદપુર નગરની પ્રજાનો તેના રાજાનો અરે સર્વસ્વનો નાશ થઇ ગયો હતો. નાટોર- પતિએ અસંખ્ય સૈનિકોના આયુની આહુતિ આપી લોહીની નીકો વહેવરાવી, કુસંપ કરી તેમાં બંગાળના આ મહાન વિરાત્માનો નાશ કરી નાંખ્યો. તેણે જે વિરાંગનાને દેવીને મેળવવા પાછળથી અખુટ પુરૂષર્થ કર્યો, તેના પરીણામમાં ફાયદો એ થયો કે મહંમદપુર નગરની દિવાલે ઉજ્જડ રાજ્ય મહેલ અને સ્મશાનસમ રાખના ઢગલા વિના તેના હાથમાં બીજું કંઇ ન આવ્યું. વિરોએ જ્યારે આ બળીદાન દેવાનો નિશ્ચય કર્યો અને તલવાર લઇ પોતાના દેશને માટે વ્હાલા વતનને ખાતર જાનફેસાની કરી ત્યારે વિરાંગનાઓ જે રણશુર હતી તે તો સંગ્રામક્ષેત્રમાંજ વિર શૈય્યામાં પોઢી હતી પણ અન્ય સ્ત્રીઓએ તો પોતાના મકાનોને પણ આગ લગાડી તેમાંજ સતી થઇ ગઇ હતી કા[illegible] તને પોતાના ઘરમાંજ એક [illegible]

અસ્ત આરંભ કર્યો. અને એક મહાન આફત આવી પડી હોય તેમ તેના મુખારવિંદ ઉપર નિરાશા છવાઈ ગઈ. છતાંયે હિંમત હારવાનો અત્યારે સમય ન્હોતો. આ યુદ્ધના સમાચાર અને શ્રી. સિતારામરાયના દેહનું રક્ષણ કરવા દિલ્હી સમ્રાટની મદદે કિશોરી ક્યારનીયે પહોંચી ચુકી હતી. પણ તે બાળાને–દિલ્હી સમ્રાટ–મહંમદપુર તરફ આવતા માર્ગ ઉપરજ મળી ગયો. શાહે જ્યારે આ યુધ્ધના વર્તમાન સાંભળ્યા ત્યારે તેણે ખુદ મહંમદપુર આવવું યોગ્ય ધાર્યું અને તે વિશાળ સંખ્યામાં સરદારો લઈ પુર ઝડપે–મહમદપુર આવવા નીકળ્યો. પણ રસ્તામાં આ યુધ્ધના સમાચાર કિશોરીના મુખે તેણે સાંભળ્યા. કિશોરી સમાન આદર્શ બાળાના શબ્દોએ શાહનું દિલ પીગળી ગયું. પોતાના વ્હાલા, હિંદુ મીત્ર શ્રી. સિતારામરાયનો તેના વંશનો પ્રાણ બચાવવા પુર ઝડપથી માર્ગ કાપી રહ્યો હતો. પરંતુ સંગ્રામ ક્ષેત્રમાં તો એક પછી એક વિપરિત ઘટનાઓ શ્રી. સિતારામરાય માટે બનવા પામતી હતી.

હવે તો શ્રી. સિતારામરાય પાસે સૈન્યબળ પણ ઓછું થયું હતું તે સાથે–દારૂગોળો પણ ખુટી ગયો હતો, માત્ર તલ્વાર ઉપર જીવન ટકાવવાનું અને દુશ્મનો સામે લડવાનું હતું. ચોથા દિવસના યુદ્ધમાં વિરાંગનાઓએ પોતાના દેહનું દેશ માટે બળીદાન દીધું તે સાથે રાણીએ પણ પોતાના પ્રાણની આહુતી આપી. એ વિરાંગનાઓ સદાને માટે વિર શૈયા પર પોઢી. શ્રી. સિતારામરાય–પોતાની પત્નિના મૃત્યુના સમાચારે અત્યંત દુઃખી થયો. નિરાશાની ઘોર ગર્તામાં ડુબી ગયો, પોતાના પરાજયની ઝાંખી થવા લાગી. વિજયની આશા ઓછી રહી પોતાના દેશ માટે પોતાના સરદારોએ પ્રજાએ નર નારીઓએ દીધેલાં બળીદાન તે નજરે જોતો ઉભો હતો. તેનું બળ ઘટી ગયું ઉદાસીનતાએ–આવરણ છવરાવી દીધા પોતાની વ્હાલી પત્નિનો વિયોગ આખર ઘડીએ દિલમાં ખટકવા લાગ્યો. ખેર, લાચાર, ભાવી મિથ્યા કોણ કરી શકે છે. હવે તો તેણેજ સર્વ સરદારોની સરદારી લીધી અને પોતે પણ પ્રાણની કુરબાની કરવાના હેતુથી રણક્ષેત્રમાં કુદી પડયો. તેણે જીંદગીનો છેલ્લો પાસો ફેંકયો.

એક સરખા બે દિવસ સુધી શ્રી સીતારામરાયે યુધ્ધ આદર્યું, દુશમનોને હંફાવ્યા, અને આખરે એ મહાન વિરે–સ્વાતંત્ર્ય સંગ્રામમાં–લડતાં લડતાં પોતાના પ્રાણની આહુતિ આપી–દુશ્મનોએ વિજયપતાકા ફરકાવી. રાજા રઘુનંદનની પ્રતિજ્ઞા પુર્ણ થવામાં માત્ર–સુર્યસિંહ રાયનો નાશ કરી નાંખવાનુંજ બાકી રહ્યું ! નાટોરપતિએ રણક્ષેત્રમાંથી વિજયના ગર્વમાં–ફુલાતો–છાવણીપ્રતિ આવવા નિકળ્યો.

અને એ મહાન વિરાત્મા પોતાના દેશની સ્વતંત્રતા માટે ટેક જાળવવા ખાતર રણ શૈયામાં પોઢયો અને એક હિંદુ રાજા થઈ ઇર્ષ્યાગ્નિના જ્વાળામુખીને સળગાવી નાટોરપતિ સમા શયતાન રાજવીએ પોતાનાજ હિંદુ રાજાનો સર્વસ્વ નાશ કરવા ઐતિહાસીક ભાગ ભજવ્યો ! ધિક્કાર છે એવા જાતિબંધુને કે જેણે છળ–કપટ પ્રપંચનો માર્ગ લઈ તે વીરનરની અર્ધાંગના ઉપર અત્યાચાર ગુજાર્યો, જેણે દ્વેષબુધ્ધિ રાખી આવા શુરવીર યોદ્ધાનો, તેની સ્ત્રીનો અને તેના બહાદુર વીરો તથા વિરાંગનાઓના પ્રાણ લીધા. પ્રભુ ! એવા નીચ કુટિલ નિતિવાળા મનુષ્યોનો પવિત્ર ભારતભુમીમાં કદિપણ જન્મ ન આપે. આ સ્વાતંત્ર્ય સંગ્રામમાં વીરો અને વિરાંગનાઓએ વિર શૈયા હસ્તે મુખે સ્વીકારી અને એકજ જીવતા રહેલ નાટોરપતિ રાજા રઘુનંદને મહંમદપુરનગર ઉપર વિજય મેળવ્યો.

# પ્રકરણ ૧૭ મું.

## "વિરનાં સંતાનનો વિજય" અને "પાપીઓનો વીધ્વંસ"

કબતક છુપા રહેગા આમ, પત્તોકે આડમેં
એક દિન ગીરેગા નીચું, બીકેગા ભરી બજારમેં.
જાતે હો કહાં? ઇસકો સાથ. લેતે જાવ
મારા હૈ ગરદન જીસકી, ઉસકા જનાજા ઉઠાકે જાવ

"એક મુન્શી"

આંબાના વૃક્ષ ઉપર ગ્રીષ્મ ઋતુની શરૂઆતમાં ફાલી ફુલી રહેલો આંબો તેના [illegible] અમુક સમય માટે જ પોતાનું શીર ઉન્નત રાખી શકે છે. પણ જ્યારે તે સંપૂર્ણ પકી જાય છે. ત્યારે આપોઆપ પૃથ્વિ ઉપર તુટી પડે છે. તેજ પ્રમાણે નાટોરપતિ રાજા રઘુનંદને વિજયપતાકા ફરકાવી, મહાન દુર્ગ મહમદપુરનું રાજ્ય પોતાની સ્વાધિનતામાં લઇ, સગર્વ તંબુમાં આવ્યો, ત્યારે તો તેનું અભિમાન એટલું તો વધી ગયું હતું કે આખી દુનીયાનો તે વિશ્વસમ્રાટ હોય તેમ ફાલી ફુલી રહ્યો હતો. આજે તેની પ્રતિજ્ઞા પુર્ણ કરવામાં માત્ર હવે એકજ મનાય બાકી હતો અને તે પ્રતાપી શ્રી સિતારામરાયનો પુત્ર સુર્યસિંહરાય કે જેને તેણે જીવતો રણક્ષેત્રમાં કયદ કરી લીધો હતો. હવે એ દુશ્મનના પુત્રને અત્યંત ક્રૂર રીતે મારી નખા અને પોતાનીજ પુત્રી સ્હામે તેનો કરૂણ રીતે ઘાત કરવા તલસી રહ્યો હતો અને બંગાળપતિ તો દિગમૂઢ બની આ સર્વ પ્રકાર જોયા જ કરતો હતો. તે એ જોતો હતો કે આ શું પરિણામ આવ્યું? આ સર્વ કરૂણ ઘટના એક સ્વપ્નવત લાગી. શ્રી સિતારામરાય સમા મહાવીરનું મોત અને તેની વિરરાણી તથા મહાન સેનાધીપતીનો અંત તેના હ્રદયમાં અલબત્ત દંશ દેતો હતો. થતાં શું થઇ ગયું. તેની વિચારમાળાએ લગભગ તે પાગલ બની ગયો એટલુંજ નહિં પણ વધુ તેને દીલ્હી શાહનો ભય એ હતો કે તેની આજ્ઞાનું— ફરમાનનું ઉલ્લંઘન કરી આ મહાવિગ્રહને અટકાવી જે સુલેહ કરવા જણાવેલું તેને બદલે જ્યારે આ વિપરિત પરીણામ નિહાળ્યું ત્યારે હવે શાહને શું જવાબ દેવો તેના વચારસાગરમાં ઝોલાં ખાવા લાગ્યો. ઇતિહાસનાં પાનાંમાં ઇતિહાસકારો આ મહાન ઘોર અનર્થકારક ઘટનાનો ઉલ્લેખ કરશે ત્યારે બંગાળપતિના અને રાજા રઘુનંદના કુટિલ કર્મને કદિયે નહિ ભુલે પણ હવે તો સર્વ બાજી હાથથી ગઇ હતી. અને મહંમદપુર નગરની પ્રજાનો તેના રાજાનો અરે સર્વસ્વનો નાશ થઇ ગયો હતો, નાટ[illegible] પતિએ અસંખ્ય સૈનિકોના પ્રાણની આહુતિ આપી લોહીની નીકો વહેવરાવી, કુસંપ કરી તેમાં બંગાળના આ મહાન વિરાત્માનો નાશ કરી નાંખ્યો. તેણે જે વિરાંગનાને દેવીને મેળવવા પાછળથી અખુટ પુરૂષાર્થ કર્યો, તેના પરીણામમાં ફાયદો એ થયો કે મહંમદપુર નગરની દિવાલે ઉજ્જડ રાજ્ય મહેલ અને સ્મશાનસમ રાખના ઢગલા વિના તેના હાથમાં બીજું કંઇ ન આવ્યું. વિરોએ જ્યારે આ બળીદાન દેવાનો નિશ્ચય કર્યો અને તલવાર લઇ પોતાના દેશને માટે વ્હાલા વતનને ખાતર જાનફેશાની કરી ત્યારે વિરાંગનાઓ જે રણશુર [illegible] સંગ્રામક્ષેત્રમાંજ વિર શૈય્યામાં પોઢી હતી પણ અન્ય સ્ત્રીઓએ તો પોતાનાં [illegible] આગ લગાડી તેમાંજ સતી થઇ ગઇ હતી કારણ કે દુશમનને પોતાના ઘરમાં [illegible]

સખ્ત આઘાત કર્યો. અને એક મહાન આફત આવી પડી હોય તેમ તેના મુખારવિંદ ઉપર નિરાશા છવાઇ ગઇ. છતાંયે હિંમત હારવાનો અત્યારે સમય ન્હોતો. આ યુદ્ધના સમાચાર અને શ્રી. સિતારામરાયના દેહનું રક્ષણ કરવા દિલ્હી સમ્રાટની મદદે કિશોરી ક્યારનીયે પહોંચી ચુકી હતી. પણ તે બાળાને-દિલ્હી સમ્રાટ-મહંમદપુર તરફ આવતા માર્ગ ઉપરજ મળી ગયો. શાહે જ્યારે આ યુધ્ધના વર્તમાન સાંભળ્યા ત્યારે તેણે ખુદ મહંમદપુર આવવું યોગ્ય ધાર્યું અને તે વિશાળ સંખ્યામાં સરદારો લઇ પુર ઝડપે-મહમદપુર આવવા નીકળ્યો. પણ રસ્તામાં આ યુધ્ધના સમાચાર કિશોરીના મુખે તેણે સાંભળ્યા. કિશોરી સમાન આદર્શ બાળાના શબ્દોએ શાહનું દિલ પીગળી ગયું. પોતાના વ્હાલો, હિંદુ મીત્ર શ્રી. સિતારામરાયનો તેના વંશનો પ્રાણ બચાવવા પુર ઝડપથી માર્ગ કાપી રહ્યો હતો. પરંતુ સંગ્રામ ક્ષેત્રમાં તો એક પછી એક વિપરિત ઘટનાઓ શ્રી. સિતારામરાય માટે બનવા પામતી હતી.

હવે તો શ્રી. સિતારામરાય પાસે સૈન્યબળ પણ ઓછું થયું હતું તે સાથે-દારૂગોળો પણ ખુટી ગયો હતો, માત્ર તલ્વાર ઉપર જીવન ટકાવવાનું અને દુશ્મનો સામે લડવાનું હતું. ચોથા દિવસના યુદ્ધમાં વિરાંગનાઓએ પોતાના દેહનું દેશ માટે બળીદાન દીધું તે સાથે રાણીએ પણ પોતાના પ્રાણની આહુતી આપી. એ વિરાંગનાઓ સદાને માટે વિર શૈયા પર પોઢી. શ્રી. સિતારામરાય-પોતાની પત્નિના મૃત્યુના સમાચારે અત્યંત દુઃખી થયો. નિરાશાની ઘોર ગર્તામાં ડુબી ગયો, પોતાના પરાજયની ઝાંખી થવા લાગી. વિજયની આશા ઓછી રહી પોતાના દેશ માટે પોતાના સરદારોએ પ્રજાએ નર નારીઓએ દીધેલાં બળીદાન તે નજરે જોતો ઉભો હતો. તેનું બળ ઘટી ગયું ઉદાસીનતાએ-આવરણ છવરાવી દીધા પોતાની વ્હાલી પત્નિનો વિયોગ આખર ઘડીએ દિલમાં ખટકવા લાગ્યો. ખેર, લાચાર, ભાવી મિથ્યા કોણ કરી શકે છે. હવે તો તેણેજ સર્વ સરદારોની સરદારી લીધી અને પોતે પણ પ્રાણની કુરબાની કરવાના હેતુથી રણક્ષેત્રમાં કુદી પડયો. તેણે જીંદગીનો છેલ્લો પાસો ફેંક્યો.

એક સરખા બે દિવસ સુધી શ્રી સીતારામરાયે યુધ્ધ આદર્યું, દુશમનોને હંફાવ્યા, અને આખરે એ મહાન વિરે-સ્વાતંત્ર્ય સંગ્રામમાં-લડતાં લડતાં પોતાના પ્રાણની આહુતિ આપી-દુશ્મનોએ વિજયપતાકા ફરકાવી. રાજા રઘુનંદનની પ્રતિજ્ઞા પુર્ણ થવામાં માત્ર-સુર્યસિંહ રાયનો નાશ કરી નાંખવાનુંજ બાકી રહ્યું ! નાટોરપતિએ રણક્ષેત્રમાંથી વિજયના ગર્વમાં-ફુલાતો-છાવણીપ્રતિ આવવા નિકળ્યો.

અને એ મહાન વિરાત્મા પોતાના દેશની સ્વતંત્રતા માટે નેક ટેક જાળવવા ખાતર રણ શૈયામાં પોઢયો અને એક હિંદુ રાજા થઇ ધર્મ્યાગ્નિના જ્વાળામુખીને સળગાવી નાટોરપતિ સમા શયતાન રાજ્વીએ પોતાનાજ હિંદુ રાજાનો સર્વસ્વ નાશ કરવા. ઐતિહાસીક ભાગ ભજવ્યો. ધિક્કાર છે એવા જાતિબંધુને કે જેણે છળ-કપટ પ્રપંચનો માર્ગ લઇ તે વીરનરની અર્ધાંગના ઉપર અત્યાચાર ગુજાર્યો, જેણે દ્વેષબુધ્ધિ સેવી આવા શુરવીર યોદ્ધાનો, તેની સ્ત્રીનો અને તેના બહાદુર વીરો તથા વિરાંગનાઓના પ્રાણ લીધા. પ્રભુ ! એવા નીચ કુટિલ નિતિવાળા મનુષ્યોનો પવિત્ર ભારતભુમીમાં કદિપણ જન્મ ન આપે. આ સ્વાતંત્ર્ય સંગ્રામમાં વીરો અને વિરાંગનાઓએ વિર શૈયા હસ્તે મુખે સ્વીકારી અને એકજ જીવતા રહેલ નાટોરપતિ રાજા રઘુનંદને મહંમદપુરનગર ઉપર વિજય મેળવ્યો.

“ઓ શહે'શાહ ગરીબ પરવર, આ નિમકહરામ ઉદ્ધત છોકરાએ અચાનક મારી નાટોરપતિને ઠાર કર્યા.” પરંતુ તત્કાળ શ્રી સુર્યસિંહ બોલ્યો.

‘ પ્યારે પિતા તુલ્ય વડીલ શાહ, મારા વિર પિતા–માતા સમસ્ત પ્રજાનો કરૂણ રીતે ઘાત કરી નાંખનાર અને મહંમદપુર નગરની સમૃદ્ધિને એક હિંદુ થઇ ઇર્ષાવન્હીના જ્વાળામુખીમાં બાળતા નાટોરપતિએ નષ્ટપ્રાય કરી નાંખી છતાં મને તેની યત્કિંચિત ગ્નાન નથી. કારણ રાજપુતો માટે તો યુદ્ધક્ષેત્રમાં મોત એ અત્યુતમ જીંદગીની અનુપમ લ્હાણી છે. પરંતુ દગાબાજ આ શ્વાપતાને મને, મારા પિતાને અત્યંત કુવચનો સંભળાવીને મારો નાશ કરવા ઇચ્છા કરી ત્યારે અને જ્યારે મારીજ નજર સમક્ષ આ પાપાત્માએ મહંમદપુર નગરના પવિત્ર સિંહાસનને, પોતાના પતિત પગલાંથી ભ્રષ્ટ કર્યું ત્યારે મેં તેનો નાશ કરી નાંખ્યો. લાખોના કિમતી જાન પછી આ ક્ષુદ્ર મનુષ્યનું મોત કાંઇ જ હિસાબમાં નથી હવે જો આપ સત્ય ન્યાય નિતિ અને ધર્મ માનતા હો તો અદલ ઇન્સાફ કરો, અને મોતની સજા ફરમાવશો તો આ આપનો બાળક જરૂર મૃત્યુને આલિંગન આપવા તૈયાર છે.” તેના આટલાં શબ્દો સાંભળી શાહ તત્કાળ આ સુર્યસિંહરાયને કંઠે વળગી પડયો અને હેતપુર્વક મસ્તક ઉપર ચુંબન કરી તેને બંધનમુક્ત કરી ધન્યવાદ દેતો બોલ્યો.

“ધન્ય છે વિર પિતાના પુત્ર તારી અસિમ વિરતાને તારા પિતાના, માતાના મૃત્યુના સમાચારે મારા દિલમાં બેદિલી જગાવી છે. તે ગયો પણ તેની મુર્તિ તો મારા હૃદયમાં કોતરાઇ રહી છે. તારા માતા એ દેવાંશી દેવી માટે શુંજ કહુ એ મરનાર આત્માઓને પ્રભુ શાંતિ બક્ષે તેમને તેમના પવિત્ર ચરણમાં મારૂં મસ્તક નમાવું છું. આ રાજ્ય તારૂંજ છે. જેસોર જીલ્લાનો તું સદા માટે સ્વતંત્ર રાજા છે.”

આ સાંભળતાં તો સમસ્ત સભા અને બંગાળપતિ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા, ધન્ય છે તે અદલ ઇન્સાફી સાચા મુસલમાન શાહને કે જેણે પાક કુરાનના ફરમાનનો અમલ કરી પોતાના હૃદયની શુધ્ધ નિષ્ટાની ખાત્રી કરી આપી અને રાજા રઘુનંદનની પુત્રી પિતાના મૃત્યુથી જરાયે ખેદ ન પામી. તે ઘણીજ હર્ષોન્મત બની ગઇ. એ આદર્શ બાળાએ પોતાના પ્રાણના ભોગે પણ પોતાની પ્રતિજ્ઞા પુર્ણ કરી. અને અંતમાં દિલ્હીશાહે તેજ દરબારમાં બંગાળપતિને સખ્ત શબ્દો સંભળાવી તેના આવા કારસ્તાનો માટે તિરસ્કારી કાઢ્યા અને શ્રી. સુર્યસિંહરાયને પોતાનાજ હાથે રાજ્યાભિષેક કરી રાજબાળાનું લગ્ન શ્રી સુર્યસિંહરાય સાથે કરી આપ્યું, અને આ પ્રકારે નાટોર રાજ્ય પણ શ્રી સુર્યસિંહરાયના હાથમાં આવ્યું એ પ્રણયી યુગલની ઇચ્છા પૂર્ણ થઇ અને વિરનાં સંતાનનો વિજય થયો.






